પંડિત

# ગુરૂદત્ત વિદ્યાર્થીનું જીવનચરિત્ર.


મૂળ અંગ્રેજીમાં લખનાર

લાલા લજપતરાય.

ગુજરાતીમાં અનુવાદ કરાવી પ્રસિદ્ધ કરનાર

ગણપતિ કેશવલાલ શર્મા

પારડી (ગુજરાત.)


भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥
सत्येन लभ्यस्तपसाह्येषआत्मा-
सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।
अन्तःशरीरे ज्योतिर्मयोहि शुभ्रो-
यं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥

मुंडकोपनिषत् ॥


પ્રથમાવૃત્તિ; પ્રત ૧૦૦૦; વિ. સં. ૧૯૬૯; ઈ. સ. ૧૯૧૩.

મૂલ્ય રૂા. ૧-૪-૦.

# પ્રસ્તાવના.

[લાલા લજપતરાયે મૂળ અંગ્રેજી ગ્રંથમાં લખેલી પ્રસ્તાવનાનો ટૂંક સાર.]

આ પુસ્તક આર્ય બંધુઓની સેવામાં રજુ કરતાં પહેલાં હું સમજું છું કે તેમાં જીવનચરિત્રને યોગ્ય ઘણી ખૂબીઓ દાખલ થઇ શકી નથી, તેમ જ ઘણા દોષો પણ રહી ગયા છે. આ ક્ષુદ્ર પ્રયાસ કરવાને અને તેને જાહેરમાં મેલવાને હું લલચાયો તેનું કારણ માત્ર એટલું જ છે કે સ્વર્ગવાસી પંડિતજી બાલ્યાવસ્થાથી મારા ગાઢ અને પરમ મિત્ર હતા અને તેમના તરફ હું અત્યંત આભારની લાગણી ધરાવતો હતો; જો તેમ ન હોત તો આ મોટું કામ ઉપાડવાને હું લાયક નથી એમ સમજતાં છતાં હું તે ઉપાડત નહિ. મારા કરતાં વધારે લાયકાત ધરાવનારા કેટલાક ગૃહસ્થોને આ કામ કરવા માટે ફુરસદ નહિ મળવાને લીધે તેમજ તેઓ આ વિષયમાં પૂરતો રસ નહિ ધરાવતા હોવાને લીધે મેં એક પ્રીતિસેવા માની આ કાર્ય ઉપાડી લેવાનું વાજબી માન્યું છે. પ્રજાવર્ગ તે તરફ સહાનુભૂતિ ધરાવશે એવી મને આશા છે.

અંગ્રેજી જીવનચરિત્ર લખવાનો આ મારો પ્રથમ પ્રયત્ન જ છે. વળી મારો વકીલાતનો ધંધો એવો છે કે જેમાં સાહિત્યવિષયક રસવૃત્તિ બહુ વખત ટકી શકે નહિ અને વળી પુરતી ફુરસદ પણ મળી શકે નહિ. આ પુસ્તક લખવામાં જે કેટલાંક સાધનો, પત્રો ઇત્યાદિ સાહિત્યની જરૂર હતી તે કેટલાકો પાસે હોવા છતાં મને તે સોંપતાં તેઓને વિશ્વાસ આવ્યો નથી, તે માટે હું દીલગીર છું અને જે થોડાઓએ મને તેવું સાહિત્ય પૂરૂં પાડયું છે તેઓનો હું આભારી છું. આવી મદદ કરનારાઓ ખાસ કરીને લાલા ચેતનાનંદ, લાલા

જયચંદ, લાલા ચિરંજીત અને પંડિત રામભજદત્ત છે. વળી તેવી જ મદદ લાહોરની સરકારી કૉલેજના પ્રોફેસર મી. ડબલ્યુ બેલે કરી છે, કારણકે તેમણે આ આખા પુસ્તકનું લખાણ સુધારવાની તસ્દી લીધી છે. તે ઉપરાંત પ્રો. મેક્સમુલર, મી. ગાફ, અને મી. રમેશચંદ્ર દત્તનો પણ મારે આભાર માનવો જોઇએ, કારણકે તેમનાં લખેલાં પુસ્તકોમાંથી મેં આ પુસ્તકમાં કેટલાક ઉતારાઓ કર્યા છે.

હીસાર;
તા. ૨૧ મી જુન ૧૮૯૬. } લજપતરાય.

## [ અનુવાદકની પ્રસ્તાવના. ]

પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીનું નામ હવે તો ગુજરાતી પ્રજામાં પણ સારી પેઠે જાણીતું થવા પામ્યું છે અને પંજાબના એ વીર પુરૂષે જે ધર્મસેવા પોતાની નાની વયમાં બજાવી છે તેનું દિગ્દર્શન ગુજરાતી પ્રજાના યુવકોના ધર્મ તથા સાહિત્યજીવનને શુભ પ્રેરણાઓ કરનાર નીવડશે એવી ઇચ્છાથી જ પ્રકાશકે લાલા લજપતરાયે લખેલા મૂળ અંગ્રેજી પુસ્તક Life and Work of Pandit Guru Datta Vidyarthi M. A. નો આ ગુજરાતી અનુવાદ કરાવ્યો છે. વાચકો જોઈ શકશે કે ૨૬ વર્ષની નાની વયમાં સ્વર્ગવાસી પંડિતજીએ જે કાંઇ કરી બતાવ્યું છે તેમાંનું થોડું પણ જો આપણા ગ્રેજ્યુએટો કરી બતાવે તો, ગાંસડે પોટલે વધતા જતા ગ્રેજ્યુએટોવાળા આ જમાનામાં આપણા જીવનનો ઉદય એ માત્ર થોડાં વર્ષોની જ વાત થઇ પડે. સાહિત્યસેવા બજાવવામાં આપણા ગ્રેજ્યુએટો કેટલા પછાત છે તે તો પરીક્ષા પસાર કર્યા પછી અભ્યાસનાં પુસ્તકોને છેવટના નમસ્કાર કરવાની તેમની પ્રચલિત પદ્ધતિપરથી જ જણાઈ આવે છે.

તેથી ઉલટું પંડિત ગુરૂદત્તે મૃતભાષા લેખાતી સંસ્કૃત ભાષાને પુનર્જીવન આપવા માટે શું શું કરી બતાવ્યું છે તે અત્ર કહી બતાવવાની કશી જરૂર નથી. આ પ્રસ્તાવના પછી લાલા લજપતરાયે લખેલા ઉપોદ્ઘાતનો ગુજરાતી અનુવાદ આપ્યો છે તથા સંસ્કૃત ભાષાની પંડિતજીએ બજાવેલી સેવાને માટે આ પુસ્તકમાં થોડાં પૃષ્ઠો રોકયાં છે તે પરથી તે સઘળું જણાઈ આવશે. એ જીવન આપણા વિદ્યાર્થી વર્ગપર ઇષ્ટ અસર નીપજાવશે તો આ ગ્રંથને ગુજરાતી ભાષામાં ઉતારવાનો એક મોટામાં મોટો ઉદ્દેશ પરિપૂર્ણ થયો લેખાશે.

'ધર્મ' અને 'સમાજ' એ વસ્તુઓ સાથે સંબંધ ધરાવતી દરેક વ્યક્તિને આ જીવનચરિત્રમાં ઘણું ઘણું શીખવાનું મળે તેમ છે. પંડિતજીની નીતિ, ધર્મવૃત્તિ, સમાજસેવા, પરોપકારી વૃત્તિ, સરલતા ઇત્યાદિ ગુણો ઉપર પ્રકાશ પાડવાનું આ સ્થાન નથી, તેમ જ તે તે વિષયો વિષે ઉલ્લેખ કરતાં લાલા લજપતરાયે તત્સંબંધી પોતાના વિચારો વિસ્તારથી જણાવ્યા છે એટલે અહીં તેનું પુનઃકથન કરવાની જરૂર નથી. વાચકોની સમક્ષ આ પુસ્તક જ મૂકી દેવામાં આવે છે અને આશા છે કે **हंसो हि क्षीरमादत्ते तन्मिश्रा वर्जयत्यपः** એ ન્યાયે વાચકો ગુણગ્રાહી થશે.

આ પુસ્તક લાલા લજપતરાયે લખેલા અંગ્રેજી પુસ્તકનો સરલ ગુજરાતી ભાષામાં કરેલો અનુવાદ માત્ર છે, એટલે આ સઘળું કથાનક લાલા લજપતરાય પોતે જ ગુજરાતી ભાષામાં કહી સંભળાવે છે એમ સમજીને આ પુસ્તક વાંચવાનું છે. પુસ્તકમાં લાલા લજપતરાયને પહેલા પુરૂષને બદલે ત્રીજા પુરૂષનું સ્થાન આપીને હું તે લખત, પરન્તુ લાલાજીએ તેમાં બહુ સ્થળે પોતાનો અંગત ઉલ્લેખ કર્યો છે તેથી તેમને ત્રીજા પુરૂષમાં મૂકવા જતાં કેટલોક ગુંચવાડો થાત, જેનો

ત્યાગ કરવાને મેં મૂળ અંગ્રેજીમાં ગ્રહણ કરેલી પદ્ધતિને જ આ ગુજરાતી પુસ્તકમાં પણ કાયમ રાખી છે, અને તે જ પદ્ધતિ વાચકને વિશેષ અનુકૂળ થઈ પડવાનો સંભવ છે. વળી અંગ્રેજી પુસ્તકમાં પંડિતજીની છબી નથી, પરન્તુ આ પુસ્તકમાં તે દાખલ કરવામાં આવી છે જે એક જીવનચરિત્રના પુસ્તકમાં હોવાની ખાસ જરૂર છે. પંડિતજીની વધારે સારી છબી મેળવવાને યત્ન કરવામાં આવ્યો હતો, પરન્તુ તે સફળ નહિ થવાથી જેવી છબી મળી શકી તેવી છાપીને જ સંતોષ પકડવો પડ્યો છે.

પ્રકાશકની એવી ઇચ્છા હતી કે આ પુસ્તકમાં જે વાક્યો ખાસ કરીને આકર્ષક અને બોધક હોય તેને જાડા કાળા અક્ષરોમાં છાપવાં. એ રીતિ સારી છે, પરન્તુ આ પુસ્તકમાં મને એટલાં બધાં વાક્યો બલ્કે પાનાનાં પાનાં જાડા કાળા અક્ષરમાં છાપવાયોગ્ય, બોધક અને આકર્ષક લાગ્યાં છે કે તેમાંથી કયા ભાગને તેવા અક્ષરોમાં છાપવો અને કયા ભાગને સાદા અક્ષરોમાં છાપવાયોગ્ય લેખવો તેનો તોડ કાઢતાં મને મુશ્કેલી પડી છે અને તેથી આખું પુસ્તક એકસરખી રીતે છાપવાનું જ ઉચિત માન્યું છે, તથા આકર્ષક વિભાગો તરફ વધારે ધ્યાન દોરવવાનું વાચકોને શિરે જ રહેવા દીધું છે.

અમદાવાદ.
તા. ૧૫-૧-૧૯૧૩ } C. V. S.

## [ પ્રકાશકની પ્રસ્તાવના ].

આ પુસ્તક તેમ જ હવે પછીનાં બીજાં પુસ્તકો બહાર પાડવાનો અમારો હેતુ સામાન્ય જનસમાજની સેવા બજાવવાનો જ છે. સ્થળે સ્થળે પ્રીતિસેવા બજાવનારાઓ જૂદી જૂદી સંસ્થાઓ સ્થાપીને

જે કાર્ય બજાવી રહ્યા છે, તેનો કિંચિત્ અંશ આવાં પુસ્તકો બહાર પાડીને બજાવવાને અમે ભાગ્યશાળી થઇએ, એ જ અમારો મુખ્ય હેતુ છે. અમે શું કરી બતાવવા ઇચ્છીએ છીએ તેનો ઉલ્લેખ અત્ર અમે કરવા માંગતા નથી, કારણકે કરી બતાવવા પહેલાં કહી બતાવવું નિરર્થક જ લેખાય. આ પુસ્તકનો જનસમાજ તરફથી સારો આદર થશે તો પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીનાં સઘળાં લખાણો પુસ્તક રૂપે ગુજરાતી ભાષામાં બહાર પાડવાની અમારી ઇચ્છા છે, તો આ શુભ કાર્યમાં આર્ય બંધુઓ અમોને ઉત્તેજન આપી આભારી કરશે એવી આશા છે. આ પુસ્તકની સર્વ આવક આર્ય ધર્મની સેવાને લગતાં પુસ્તકોની પ્રસિદ્ધિમાં જ વાપરવામાં આવશે, એમ આ સ્થળે ફરીથી કહી બતાવવાની કશી અગત્ય નથી.

આ પુસ્તકનો કેટલોક ભાગ પંડિત મયાશંકરજીએ તપાસી જવાની કૃપા દર્શાવી છે તે માટે તેમનો, પુસ્તક છપાવવામાં "ગૌરીકાન્ત ઔષધાલય" વાળા વૈદ્ય ચુનીલાલ લાલજીભાઇએ જે જાત મહેનત ઉઠાવી છે તે માટે તેમનો અને શ્રીયુત હરિશંકર વિદ્યાર્થીએ પુસ્તકનો પ્રચાર કરવા માટે જે પરિશ્રમ ઉઠાવ્યો છે તે માટે તેમનો આભાર માનવાની ફરજ બજાવવાનું આ સ્થળે અમારે વિસરી જવું જોઇએ નહિ.

પાટડી;<br>તા. ૧-૨-૧૯૧૩ } ગણપતિ.



# ઉપોદ્ઘાત.

---

મનુષ્યજાતિને ઝુલાવનારી પુરાતન આર્ય ભૂમિ! તારો જય હો! પૂજનીય અને કાર્યદક્ષ પરિપોષક માતા! તારો જય હો! સેંકડો વર્ષો સુધી તારાપર જંગલી હુમલાઓ થયા છતાં હજી તારૂં સ્મરણ ભુંસાઈ જવા પામ્યું નથી, એવી તારી ઉજ્જ્વલ કીર્તિ છે! ધર્મ, પ્રેમ, કાવ્ય, વિજ્ઞાનના પિતૃદેશ! તારો જયજયકાર હો! તારી પૂર્વાવસ્થાના સ્મરણને અમે ભવિષ્યમાં અમારા પાશ્ચાત્ય દેશોમાં અભિનંદીશું.

એમ. એલ. જેકોલીઅટ.

આર્યસમાજ નામની સંસ્થા શુદ્ધ સંસ્કૃતના અભ્યાસને આગળ વધારવાને જે કાંઈ યત્નો કરે છે તેની ખરી કીંમત સમજવાને સઘળા વર્ગના હિંદવાસીઓ બલકે—હિંદવાસીઓ અને પરદેશીઓ—સઘળાઓ તૈયાર થશે: એવું જોવાનો સમય હવે બહુ દૂર રહ્યો નથી. હા, હું કહું છું કે, તે અગત્યની હીલચાલને દરેકે દરેક વ્યક્તિ આનંદપૂર્વક અનુમોદશે અને વૈદિક સંસ્કૃત ભાષા—સર્વ ભાષાઓની જનનીરૂપ ભાષા—ના પુનર્જીવનમાં સ્વામી દયાનંદનાં લખાણો અગત્યનો ભાગ ભજવનારા લેખાશે; એવું બનવાનો દિવસ હવે નિકટ ને નિકટ આવતો જાય છે. કેટલાકોને આ આશા દૂર રહેલી અને અચોક્કસ જણાશે અને હું તેઓની તેવી માનીનતાને દાબી દેવા ઇચ્છતો નથી; પરન્તુ જેઓ ઉંચે ક્ષિતિજમાં દૃષ્ટિ કરે છે તેઓને તો ઉપર જણાવેલા સ્થિતિપરિવર્તનનો સ્પષ્ટ ભાસ થાય છે. ગમે તે દિશાએ નજર કરશો તોપણ તમને જણાશે કે ભારતવર્ષની પ્રાચીનતા પુનઃ પોતાની સ્થિતિ જમાવવા લાગી છે અને વૈદિક ધર્મ તથા વૈદિક સમાજબંધારણ થોડા જ વખતમાં કેળવાયલા લોકોનો મુદ્રાલેખ થઈ

પડશે. આ સમયે જ યુરોપિયન વિદ્વાનો પ્રાચીન અવશેષો, પ્રાચીન ચમત્કારિક વસ્તુઓ, પ્રાચીન રત્નો, ચોંકાવનારી શોધખોળો અને પ્રાચીન સમયનાં શાંતિકારક મતોની શોધખોળ ચલાવી રહ્યા છે. પશ્ચિમના દેશોની રાક્ષસી અને આશ્ચર્યજનક વૈજ્ઞાનિક શોધખોળો માટે પણ કેટલેક અંશે "આધુનિક સમય" "પૂર્વ સમય"ના પૌર્વાત્ય દેશોનો આભારી છે. પૂર્વ તરફનો તારો, પશ્ચિમના વધારે ચળકતા દેખાતા ગ્રહો ઉપર પોતાનો પ્રકાશ કયારનોએ પાડી રહ્યો છે. પ્રો. મેક્સમુલર કહે છે કે "ફ્રાન્સ, જર્મની, અને ઇટાલી (યુરોપના બહુ કેળવાયલા અને વિજ્ઞાનવિદ્યામાં અતિપ્રવીણ એવા ત્રણ મોટા દેશો) માં તેમ જ ડેનમાર્ક, સ્વીડન અને રૂશિયામાં પણ હિંદુસ્તાનના નામ સાથે જોડાએલી કોઈ એક વિલક્ષણ ખૂબી રહેલી છે. જર્મન ભાષાની અત્યંત સુંદર કવિતાઓમાંની એક કવિતા Weishet der Brahmanen અર્થાત્ 'બ્રાહ્મણોનું જ્ઞાન' એ નામની છે જે રૂકર્ટ નામના કવિએ લખેલી છે. મને પોતાને તો એ કવિતા ગોએથની West–O stticher Devan નામક કવિતા કરતાં વિચારોમાં વધારે ઉત્તમ અને રચનામાં સંપૂર્ણ માલૂમ પડે છે. જે વિદ્વાન્ જર્મનીમાં રહી સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરે છે, તે પુરાતન જ્ઞાનના ઉંડા અને ગહન અભ્યાસમાં દાખલ થયો મનાય છે; અને જે માણસે હિંદુસ્તાનમાં પ્રવાસ કર્યો હોય છે તેણે જો કે માત્ર મુંબઇ અને મદ્રાસ જોયાં હોય છે તોપણ તેને બીજો માર્કો પોલો માનીને તેની વાતોને લોકો ઉત્સાહપૂર્વક સાંભળે છે. ખરેખર, તે જ સુપ્રસિદ્ધ લેખકના નીચેના લખાણમાંના સુંદર અને પ્રામાણિક વિચારોને દુનિયા પુનઃ પ્રતિધ્વનિત કરવા લાગી છે. "આપણને હિંદુસ્તાન શું શીખવી શકે ?" ( What can India teach us ) એ નામના પુસ્તકના ૬ ઠા પૃષ્ઠ પર તે લેખક લખે છે કેઃ–

"જો કોઈ મને પૂછે કે કયા દેશના મનુષ્યોની બુદ્ધિ તથા મગજશક્તિ સૌથી વધારે વિકાસ પામી છે, કઇ ભૂમિના મનુષ્યોએ જીવનના મહત્ત્વના પ્રશ્નોપર દીર્ઘ વિચાર ચલાવ્યો છે અને કયા લોકોએ જીવનના અગત્યના પ્રશ્નોના ખુલાસા કર્યા છે; તો હું એ જ જવાબ આપું કે 'હિંદુસ્તાન'. અને હુ જો મારી જાતને પૂછું કે, આપણે યુરોપવાસીઓ એકલા ગ્રીક, રોમન તથા એક સેમિટિક જાતિ જ્યુઇશના વિચારોમાં એકાંત રીતે ઉછરેલા છીએ, તેઓએ કઇ ભાષામાંથી પોતાના આત્મજીવનને વધારે શુદ્ધ, વધારે અર્થગ્રાહી, વધારે વિશ્વોપયોગી અને વાસ્તવિક માનુષીય જીવન બનાવવા માટે બોધ ગ્રહણ કરવો જોઇએ, તો હું ફરીથી પણ હિંદુસ્તાન તરફ જ આંગળી કરૂં." માનવશિક્ષણની દરેકે દરેક શાખા ગણાવીને તે કહે છે કે હિંદુસ્તાનમાં એટલું વિશાળ જ્ઞાન ભરેલું છે કે દરેક વ્યક્તિને સુધારવા માટે તે ઉપયોગી થઈ પડે; અને છેવટે તે નીચે પ્રમાણે જણાવે છેઃ—

"છેવટે, આપણે આ જીવનમાં બીજી કોઇ પણ વસ્તુ કરતાં જેને માટે વધારે કાળજી ધરાવીએ છીએ, એટલું જ નહિ પણ તે કબૂલ રાખનારાઓ કરતાં તે નાકબૂલ રાખનારાઓ જેને માટે વધારે કાળજી ધરાવે છે, તે વસ્તુનો દાખલો લ્યો; જે આપણાં સઘળાં કાર્યો, વિચારો અને આશાઓને પોષે છે, તેમાં વ્યાપી રહે છે અને તેને માર્ગ દર્શાવે છે તથા જેના વિના ગામડું કે રાજ્ય, રીતરીવાજ કે કાયદો, સાચું કે ખોટું એવું કાંઇ હોઇ શકતું જ નથી તે વસ્તુનો પણ દાખલો લ્યો; વળી ભાષાથી વધીને આગળ જતાં, જેથી મનુષ્યો અને પશુઓ વચ્ચેનો કાયમનો સંબંધ દૃઢ રીતે સંધાયો છે, જેના વડે જ જીવન શક્ય અને સહ્ય બન્યું છે અને જે પ્રત્યેક વ્યક્તિના જીવનનું ગુપ્ત નિર્ઝર તેમ જ રાષ્ટ્રીય જીવનના પણ પાયા-

રૂપ છે તથા સઘળા ઇતિહાસોના ઇતિહાસરૂપ છે તેમ જ સઘળા ભેદોના ભેદરૂપ છે તેનો એ દાખલો લ્યો; અને ધર્મની વાત કહીએ, તો, બ્રાહ્મણ ધર્મના નિવાસ સ્થાનરૂપ, બૌદ્ધ ધર્મના જન્મસ્થાનરૂપ અને જરથોસ્ત ધર્મના આશ્રયસ્થાનરૂપ ભારતવર્ષ કે જેમાં ધર્મની કુદરતી ચડતી પડતી બહુ જોવામાં આવી છે અને અત્યારે પણ નવા વહેમો તથા પાખંડી મતોના ઉદ્‌ભવસ્થાનરૂપ છે, તેવા દેશ સિવાય બીજે કયે સ્થળે તમે સત્ય ધર્મનાં તત્ત્વોનો અભ્યાસ કરી શકો? અને શામાટે તે જ ભારતવર્ષ ભવિષ્યમાં શુદ્ધતમ ધર્મના બાળકને પુનર્જન્મ આપનારો ન થઈ પડે?" ખરૂં છે; અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ કે ભારતવર્ષ હજી પણ લાખો વર્ષની ધૂળમાં દબાઈ ગએલા પવિત્ર વૈદિક ધર્મને પુનર્જન્મ આપનારો દેશ થઇ પડે.

તે જ રીતે તે આગળ જતાં લખે છે કે: "હિંદુસ્તાનમાં દરેક સ્થળે તમે પુષ્કળ ભૂતકાળના બનાવો અને પુષ્કળ ભવિષ્યકાળની સંભાવનાઓ જોશો, તેમ જ તમે એવા સંયોગો નીહાળશો કે જે સંયોગો જૂની દુનિયામાંથી તમને ભાગ્યે જ મળી શકે. આધુનિક સમયનો હરકોઇ ચર્ચાતો સવાલ લ્યો—પ્રજાકીય કેળવણી, ઉંચી કેળવણી, પાર્લામેન્ટની ચુંટણી, કાયદાની રચના, મહેસૂલ, ઈત્યાદિ સઘળા સવાલોમાંના ગમે તે સવાલ વિષે તમે કાંઇ શીખવા કે યત્ન કરવા માંગતા હો અથવાતો તત્સંબંધે કાંઈ નિરીક્ષણ કરવા કે શીખવા માંગતા હો, તો હિંદુસ્તાન તમારે માટે એક એવી મોટી પ્રયોગશાળારૂપ થઇ પડશે કે જેવી પ્રયોગશાળા બીજે ક્યાંય તમે મેળવી શકશો નહિ." ખરૂં છે. મુંડકોપનિષદ્‌ના શબ્દોમાં કહીએ તો હિંદુસ્તાન "એવું શીખવે છે કે જે શીખ્યાથી બીજું સઘળું સમજી જવાય છે."

સર્વ પ્રજાઓના જ્ઞાનનું પિતૃપદ ધરાવવા માટે મારા જુવાન

દેશબંધુઓએ શરમાવાની કાંઇ જ જરૂર નથી. પ્રો. મેકસમુલર આગળ જતાં એમ જણાવે છે "હિંદુસ્તાનના આર્યો યુરોપના અતિનિકટના બુદ્ધિવિષયક સંબંધીઓ છે" અને તે આર્યોને તે લેખક "અત્યંત ચમત્કારિક સંસ્કૃત ભાષાના રચયિતા, સર્વ સ્વાભાવિક ધર્મોમાંના સૌથી વધારે સ્વાભાવિક ધર્મના પિતા, ઘણા જ સ્પષ્ટાર્થદર્શક પુરાણોના બનાવનારા, અતિ ઉચ્ચ તત્ત્વજ્ઞાનના સંશોધક અને બહુ જ શ્રમસાધિત ધારાઓ-નિયમોના આપનારા" કહીને તેમનાં વખાણ કરે છે.

આ અભિપ્રાય એક એવા ગૃહસ્થનો છે કે જેણે, તેના પોતાના જ કહેવા પ્રમાણે, હજી સંસ્કૃત ભાષાના નિર્ઝરમાંથી પૂરેપૂરૂં જળપાન કર્યું નથી, જે હજી પોતે ઉપનિષદોના ખરા અર્થો સમજવાને શક્તિમાન્ થયો છે કે નહિ તે વિષે બહુ શંકાશીલ છે અને જેણે સંસ્કૃત ભાષાના ઉંડા મહાસાગરને પાર ઉતરવાના પોતાના ઉમદા માર્ગમાં ઘણી વાર દુઃખભરી રીતે ગોથાં ખાધાં છે. વળી આ અભિપ્રાય આપનાર ગૃહસ્થ હજી તો વૈદિક સાહિત્યનાં પોતાનાં ભાષાંતરોમાં વૈદિક શબ્દોના યૌગિક અને લૌકિક અર્થો વચ્ચેનો તફાવત જાળવી રાખવા જેટલો શક્તિમાન્ પણ થયો નથી.

તે જ પુસ્તકનું ૮૫ મું પૃષ્ઠ જોતાં જણાય છે કે ઉપરના શબ્દો લખતાં તેણે સ્વામી દયાનંદકૃત "વેદભાષ્ય" નહિ જ જોયું હોય, કારણકે તેમાં તે સ્વામીજીની ઋગ્વેદની આવૃત્તિપરના ઉપોદ્‌ઘાત વિષે જ માત્ર વિવેચન કરે છે.

આધુનિક સમયના મહાબુદ્ધિમાન્ પુરૂષો એક હિંદુ નાટકને માટે જે ઉચ્ચ અભિપ્રાય ધરાવે છે તે ઘણી વાર જૂદે જૂદે સ્થળે ટાંકી બતાવાતા જોવામાં આવે છે. મી. ગોએથે શકુંતલા નાટકની બહુ જ પ્રશંસા કરી છે.

ફ્રાન્સના એક મહાપંડિત બર્નુફનો અભિપ્રાય પણ ઘણો ઉમદા છે. બર્નુફે સંસ્કૃત ભાષાને લગતી જે શોધખોળો કરી છે તેથી યુરોપ-પર ઉંડી અસર નીપજવા પામી છે.

મી. ક્રૉકસ કહે છે કે ઘણાં ગ્રીક અને લાટીન દેવ–દેવીઓનાં નામ 'અગ્નિ' અર્થદર્શક સંસ્કૃત શબ્દોપરથી રચાયલાં જણાય છે.

જર્મનીનો એક બીજો પંડિત ડા. રૉથ કહે છે કે વૈદિક સમ-યમાં કાંઈ પણ જ્ઞાતિભેદ હતો જ નહિ.

અતિસુવિખ્યાત જર્મન લેખક અને આધુનિક સમયનો તત્ત્વ-વેત્તા સ્કોપનહેઅર ઉપનિષદોનું મૂલ્ય નીચેના શબ્દોમાં આંકે છેઃ— "દરેક વાક્યમાંથી ગહન, મૂળ અને ઉચ્ચ વિચારો ઉદ્ભવ પામે છે અને તે સર્વમાં ઉચ્ચ, પવિત્ર અને સત્ય ભાવનામય તત્ત્વ વ્યાપી રહ્યું જણાય છે. તેવા જ તત્ત્વજ્ઞાનવાળા અમારા મૂળ વિચારોને હિંદુ-સ્તાનનું વાતાવરણ ઘેરી લે છે...આખી દુનિયામાં મૂળના (વેદોના) અભ્યાસ સિવાય ઉપનિષદોના જેટલો ઉપકારક અને ઉચ્ચ ભાવનાયુક્ત અભ્યાસ બીજો એકે નથી. તે જ અભ્યાસ મારા જીવનના આશ્વાસનરૂપ થઇ પડ્યો છે અને મરણસમયે પણ તે તેવો જ રહેશે."

ડા. થીબોએ ચોક્કસ રીતે સિદ્ધ કર્યું છે કે, ભૂમિતિ અને ખગોળશાસ્ત્ર એ બન્ને જૂદી જૂદી વિદ્યાઓ તરીકે પહેલવહેલાં હિંદુ-સ્તાનમાં જ શોધી કાઢવામાં આવ્યાં હતાં અને વ્યાકરણ તથા તત્ત્વ-જ્ઞાન પણ તે જ રીતે ધર્મમાંથી જન્મ પામ્યાં હતાં.

પ્રોફેસર વેબર જણાવે છે કે હિંદુ કલ્પનાશક્તિ સૌથી વધા-રેમાં વધારે ફળદ્રૂપ ગુણને પામી તે તત્ત્વજ્ઞાન અને વ્યાકરણને લીધે જ પામી છે... "વિદ્વાન્ ડાક્ટરના ગ્રંથ (Sulva Sutra) ઉપરથી

જણાય છે કે તેમાં વન સ્ક્રેડના નિર્ણય પ્રમાણે એવું કબૂલ રાખવામાં આવ્યું છે કે પાયથોગોરાસ પોતાનો પુનર્જન્મનો સિદ્ધાંત જ નહિ પણ ગણિત શાસ્ત્ર પણ ઇ. સ. પૂર્વે સોળમા શતકમાં હિંદુસ્તાન-માંથી જ શીખ્યો હતો."

હવે તમારી તત્ત્વવિદ્યા તરફ નજર કરો, અને તે કેવો સુંદર લોકમત રજુ કરે છે તે જુઓ. દુનિયામાં "પહેલામાં પહેલી તત્ત્વ-વિદ્યાની પદ્ધતિ" કપિલની લેખાઇ છે.

મી. રમેશચંદ્ર દત્ત લખે છે કે: "છેલ્લામાં છેલ્લી જર્મન તત્ત્વ-વિદ્યા–એટલે કે સ્કોપનહેઅર અને વન હાર્ટમૅનની પદ્ધતિ–કપિલની તત્ત્વવિદ્યાનું તેના સ્થૂળ વિભાગમાં રૂપાંતર જ છે. તે ઘણા વિસ્તૃત સ્વરૂપમાં દર્શાવવામાં આવી છે. આ દૃષ્ટિબિંદુથી જોતાં માનવબુદ્ધિ ૨૦૦૦ વર્ષ પૂર્વે જે અવસ્થામાં હતી તેજ અવસ્થામાં તે પુનઃ આવી હોય તેમ જણાય છે, પરન્તુ એક વધારે ઉપયોગી પ્રશ્નનો વિચાર કરતાં તે એક પગલું પાછળ હઠી જણાય છે.

"કપિલે માણસમાં આત્માનું–સ્વતંત્ર આત્મતત્ત્વનું અસ્તિત્વ જોયું હતુ અને જડ તથા ચેતન પદાર્થોને તેણે પિછાણ્યા હતા; પરન્તુ આપણી છેલ્લામાં છેલ્લી તત્ત્વવિદ્યા, આ દેશમાં તેમ જ જર્મનીમાં, માણસમાં માત્ર એક ઉચ્ચ રીતે સંસ્કૃત થએલી સ્થૂળ વિશિષ્ટતા જ જુએ છે."

કઝીન કહે છેઃ "હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ તે જ આખી દુનિયાના તત્ત્વજ્ઞાનનો સંક્ષિપ્ત ઇતિહાસ છે."

મી. જેકોલીઅટ કહે છે: "હિંદુસ્તાન આખી દુનિયાના પારણા રૂપ છે; તે પારણામાંથી જ એક સર્વ સામાન્ય માતાએ પોતાનાં બાળકોને પશ્ચિમ દિશાના દૂરના છેડાસુધી મોકલીને પોતાની ભાષા,

પોતાનાં ધારાધોરણુ, પોતાનો નીતિબોધ, પોતાનું સાહિત્ય અને પોતાનો ધર્મ એ સઘળું આપણુને વારસામાં સોંપ્યું છે; અને આપણી મૂળ ઉત્પત્તિનું એ ચિહ્ન કદાપિ ભુંસાઈ જશે નહિ."

તે આગળ જતાં જણુાવે છેઃ "ઇજીપ્શીયન, હીબ્રુ, ગ્રીક અને રોમન રાજ્યબંધારણુમાં મનુના વિચારોની જ પ્રેરણા હતી અને હજી પણુ તેની પ્રેરણાનું તત્ત્વ આપણા યુરોપિયન કાયદાઓની સઘળી આંતર્ રચનામાં વ્યાપી રહેલું છે.

લેખકોને અને હિંદુસ્તાનને લગતી બાબતોમાં રસ ધરાવતા વિદ્વાનોને તે સલાહ આપે છે કે "તેઓએ હિંદુસ્તાનમાં જઇને હિંદુઓની સાથે તેમનાં છાએલાં ઘરોમાં રહેવું" અને "વેદોનો તથા મનુએ રચેલા નિયમોનો અભ્યાસ કરવો;" કારણુકે તે માને છે કે જો તેઓ એ પ્રમાણે વર્તે, તો જ "તેઓ હિંદુસ્તાનના જ્ઞાનમાં પ્રવેશ કરી શકે અને તો જ મનુષ્યજાતિની જનનીના રૂપમાં–આપણા સર્વ ઇતિહાસના પારણાના રૂપમાં હિંદુસ્તાનને તેઓ જોઈ શકે."

એક બીજે સ્થળે તે લખે છે કેઃ "ઘણા ભાષાન્તરકારો અને પૌર્વીય વિદ્યાના પંડિતોની સામે મારી એક ફરીયાદ એવી છે કે, જો કે તેઓના ઉંડા જ્ઞાનને માટે તેઓ પ્રશંસાને પાત્ર છે, તોપણ તેઓ હિંદુસ્તાનમાં નિવાસ નહિ કરતા હોવાથી તેઓ કાવ્યમાંની ખૂબીઓ, પ્રાર્થનાઓ, ધાર્મિક વિધિઓ વગેરેના ગહન તાત્પર્યને બરાબર રીતે આલેખવામાં તેમ જ સમજવામાં નિષ્ફળ નીવડે છે અને એથી કરીને પણુ તેઓ ભાષાંતરમાં તથા અર્થ સમજવામાં વારંવાર મોટા દોષો કરતા જોવામાં આવે છે."

હિંદુઓના નિવાસસ્થાનથી દૂર આવેલા છૂટા છવાયા બંગલાઓમાં રહેવાથી ઉપર જણાવેલો લાભ પરદેશીઓ હિંદુસ્તાનમાં રહ્યા

છતાં પણ મેળવી શકતા નથી એમ અનુભવે પુરવાર કર્યું છે.

તે જ લેખક આગળ ચાલતાં જણાવે છે: "પુરાતન ભારત-વર્ષે આપણા માટે ઇતિહાસ, નીતિ, કાવ્ય, તત્ત્વજ્ઞાન, ધર્મ, જૂદી જૂદી વિદ્યાઓ અને ઔષધશાસ્ત્ર ઇત્યાદિપર જે જે ગ્રંથો રહેવા દીધા છે, તે સઘળા ગ્રંથો માત્ર વાંચવાને માટે કેટલાક જમાનાઓ પણ ભાગ્યે જ પૂરા પડી શકે. ધીમે ધીમે દરેક જમાનો પોતાનું કાર્ય કર્યે જશે. વિદ્યામાં પર્વતોને હલાવવાની પણ શક્તિ રહેલી છે અને વિદ્યાની પ્રેરણાથી મોટા મોટા ભોગો આપવાને પણ મનુષ્યો તૈયાર થાય છે."

પ્રાચીન સમયના આર્યાવર્તના જ્ઞાન અને સંસ્કાર સંબંધે પર-દેશી પંડિતોના અભિપ્રાયો ટુંકામાં ઉપર પ્રમાણે છે. હિંદુસ્તાનના ઇતિહાસમાં એક સમય એવો પણ હતો કે જ્યારે મી. કોલબ્રુકના કહેવા પ્રમાણે "વેદો હજીસુધી વિદ્યમાન હતા કે કેમ એ શંકાસ્પદ હતું; અથવા તો જો તેમાંના કાંઈ ભાગો હજી સચવાયા હોય, તો કોઈ માણસ બીજા વિષયોમાં ગમે તેવો વિદ્વાન્ હોય પણ વેદોની અપ્રચલિત ભાષા સમજવાની તે શક્તિ ધરાવતો હશે કે કેમ તત્સંબંધે શંકાશીલતા રહેતી હતી." પરન્તુ તેથી ઉલટું અત્યારે ચારે વેદોની સંહિતા માત્ર ૧૦ રૂપિયા જેવી નજીવી કીંમતમાં મળી શકે છે. હજી આટલું જ બસ નથી. ભારતવર્ષના અખૂટ સાધનસમુચ્ચય-માંથી એક એવો માણસ જન્મ પામ્યો કે જે વેદોની એ કહેવાતી અપ્રચલિત ભાષાને સારી પેઠે સમજવાની શક્તિ ધરાવતો હતો એટલુ જ નહિ પણ જેનામાં વેદોનું ભાષાન્તર સંસ્કૃતમાં તેમ જ હિંદુસ્તાનની ઘરગથ્થુ ભાષા હિંદીમાં પણ કરવાની હીંમત હતી.

સ્વામી દયાનંદના વેદભાષ્યમાં ગમે તેવા ગુણો કે દોષો સમાએલા હોય, તોપણ એટલું તો સિદ્ધ છે કે તેમના શત્રુઓ પણ તેમની વિદ્વત્તાના સંબંધમાં પ્રશ્ન ઉઠાવવાનું ધૈર્ય બતાવી શકયા નથી. જે માર્ગે લોકોની આવજા બહુ થતી હતી, તે માર્ગથી છૂટા પડીને પોતાને માટે નવો માર્ગ—પોતાના જ દેશબંધુઓની અત્યંત નિરૂત્સાહજનક વિરૂદ્ધતા છતાં તૈયાર કરવો, તે કાર્ય સ્વામીજીની અસાધારણ હિંમતનું જ દર્શન કરાવે છે. લોકો સ્વામીજીના ભાષ્ય ઉપર ટીકા કરશે, તેમ જ કેટલાકો તેને પસંદ પણ કરશે; પરન્તુ એમ કહેવાની તો કોઈ ભાગ્યે જ હિંમત ધરી શકશે કે સ્વામીજીએ વેદોનું ભાષાંતર કરવાનો વ્યર્થ ફાંકો ધરાવ્યો હતો. સ્વામીજીના કીર્તિમાન્ જીવનની પ્રેરણા એક બીજા મૂલ્યવાન્ માણસના જીવનને થઇ હતી, પરન્તુ સ્વામીજીને પગલે ચાલવાનું કામ કરવાના પ્રયત્નમાં તેનું આકસ્મિક મરણ થઇ ગયું. તે જ યુવાન્ આર્યબંધુના જીવનનું ટૂંકું કથાનક વાચકોની સમક્ષ આ પુસ્તકના હવે પછીનાં પૃષ્ઠોમાં હું રજુ કરવા ઈચ્છું છું. વાચક પ્રશ્ન કરશે કે આ માણસના જીવનની સાથે ઉપર આપેલા લંબાણ ઉતારાઓનો શો સંબંધ રહેલો છે? તેનો ઉત્તર એ જ છે કે—આર્યાવર્તના યુવકોને માથે પોતાના પૂર્વજો તરફ બજાવવાની ફરજોનું જે ઋણ છે તેનું તેમને ભાન કરાવવાને જ એ એક સાધારણ પ્રયત્ન કરવામાં આવ્યો છે. શુદ્ધ સંસ્કૃત ભાષાને સજીવન કરવાની વેદીમાં ઘણા બુદ્ધિશાળી યુવકોએ પોતાના જીવનની—પોતાની કારકીર્દીની આહુતિ આપવાની અગત્ય છે એમ બતાવી આપવાની ખરેખર જરૂર છે. સ્વામી દયાનંદના દેશબંધુઓને તેઓના પૂર્વજોના વિશાળ ગુપ્ત ખજાનાઓ શોધી કાઢવાને સંપૂર્ણ અભ્યાસ કરવાનો બોધ આપવાની પણ જરૂર છે; અને પંડિત ગુરૂદત્ત વિદ્યા-

ર્થીના અનુયાયીઓને સંસ્કૃત ભાષાને સજીવન કરવાના કાર્યમાટે જાહેરમાં આવવાને તથા પોતાનાં જીવન અર્પણ કરવાની તત્પરતા બતાવવાને વિનતિ કરવાની પણ તેટલી જ જરૂર છે. આ ઉપોદ્ઘાતનાં પૃષ્ઠો એમ બતાવી આપશે કે જો ઉપકારક હેતુઓથી પરદેશીઓ પણ આ વિશાળ ક્ષેત્રમાં આયાસ કરી રહ્યા છે, તો આ દેશમાં એક એવો જુસ્સો વ્યાપી રહેલો છે કે જે હિંદવાસીઓને પણ દેશસેવાના લક્ષ્યબિંદુપૂર્વક સંસ્કૃતના અભ્યાસ પાછળ જ પોતાનું જીવન ગાળવાને તત્પર બનાવશે. ઉપર આપેલા ઉતારાઓ આપણને આપણી ત્રાસદાયક પતિતાવસ્થાને માટે શરમાવવાને પૂરતા છે. પરન્તુ શામાટે? એટલા જ માટે કે આપણે આપણી પોતાની માતારૂપ શુદ્ધ ભાષાનો અનાદર કરીએ છીએ; આપણે આપણને વારસામાં મળેલા જ્ઞાન અને શાસ્ત્રોની ખાણોની અવગણના કરીએ છીએ; આપણે મિથ્યાભિમાનપૂર્વક માનીએ છીએ કે પતંજલિ, કપિલ, કણાદ, ગૌતમ ઇત્યાદિ વિદ્વાનોના ગ્રંથો સમજવાને મહેનત લેવામાં કાંઇ જ માલ રહ્યો નથી; અને આપણા માટે ભૂતકાળમાં જેઓ પરિશ્રમ વેઠી ગયા છે તેઓ તરફની આપણી ફરજો બજાવવાની વૃત્તિનો આપણામાં અભાવ છે. વિવેકી વાચક ! આ પછીનાં પૃષ્ઠોમાં હું તને એક જીવનવૃત્તાંત અર્પણ કરૂં છું: અશ્રાન્તશ્રમ, પ્રીતિસેવા, વડીલો–પૂર્વજો તરફ ભક્તિભાવ, ઉચ્ચ આશય, મોટાં સાહસો કરવાની તત્પરતા, લગભગ એક સાધુના જેવી જ સાદાઇ, અને ધર્મ, ઉત્સાહ, તથા તાત્ત્વિક દેશસેવાની વેદીમાં આત્મભોગ આપવાની ઉદારતા: ઇત્યાદિ સર્વ ગુણો એ જીવનવૃત્તાંતના નાયકમાં એકત્રિત થએલા તુ જોઇશ.

મારા યુવાન્ દેશબંધુઓએ ઉપનિષદ્‌નાં નીચેનાં વાક્યોનો ભાવાર્થ સમજવાની અગત્ય છે:–

**अविद्यायामन्तरे वर्त्तमानाः स्वयं धीराः पण्डितं मन्यमानाः।**
**जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः॥**
**मुंडकोपनित् ॥ १ ॥ २ ॥ ८ ॥**

**અર્થ**—કેટલાક અવિદ્યાથી ભરેલા પુરૂષો અભિમાનપૂર્વક પોતાને પંડિત માની બેસે છે, અને મિથ્યાજ્ઞાનથી ફુલાઇ જઇને જગતમાં આંધળા લોકોના આંધળા નેતાઓ થઇને ફરે છે તથા બીજાઓને પીડાના કારણરૂપ થઇ પડે છે.

"વળી બીજા અજ્ઞાન બાળક લોકો અભિમાનપૂર્વક પોતાને જીવનહેતુ સમજેલા ( કૃતાર્થ ) માને છે. પરન્તુ માત્ર કર્મ કરવાથી જ કાંઇ ઇશ્વર સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી, અને તેથી એવા લોકો સંસારસાગરમાં ડૂબીને વિશેષ દુઃખને પામે છે અને અધમમાંથી અધમતમ સ્થિતિમાંથી પડે છે." ( મુંડકોપનિષત્ ॥ ૧ ॥ ૨ ॥ ૯ ॥ ).

અને પછી જ તેઓ ગૌતમના શબ્દોમાં પોતાના ધર્મને સંપૂર્ણ રીતે બજાવશેઃ—

"તે સત્ય વદશે.
"તે આર્યને છાજતું વર્તન ચલાવશે.
"તે સદ્‌ગુણી માણસને બોધ આપશે.
"તે પવિત્ર ધર્મના નિયમોને અનુવર્તશે.
"તે વેદ શિક્ષણ મેળવવામાં આનંદ માનશે.

"કોઇ પણ પ્રાણીને પીડા કરશે નહિ, તે નમ્ર છતાં દૃઢ બનશે અને હમેશાં ઇન્દ્રિયનિગ્રહ કરીને ઉદાર બનશે." ( R. C. Dutt's History of Ancient India ).

જો આ શબ્દો મારા એક દેશબંધુને પણ પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીને પગલે ચાલવાને ઉત્તેજિત કરશે, તો હું મારો આ પ્રયાસ સંપૂર્ણ રીતે સફળ થએલો સમજીશ.

# અનુક્રમણિકા.









પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ.

જન્મ તા૦ ૨૨-૪-૧૮૬૪. મરણ તા૦ ૧૯-૩-૧૮૯૦.



## પંડિત

# ગુરૂદત્ત વિદ્યાર્થીનું જીવનચરિત્ર.

## પ્રકરણ ૧ લું.

### પિતૃકુલ અને પરિચય.

एतावज्जन्मसाफल्यं देहिनामिह देहिषु ।
प्राणैरर्थैर्धिया वाचा श्रेय एवाचरेत्सदा ॥

અર્થ—દેહધારીઓમાં અહીં તે દેહધારીઓનો જન્મ સફળ છે કે જે પ્રાણ, ધન, બુદ્ધિ અને વાણીથી સદા સર્વનું કલ્યાણ કરે.

શ્રીમદ્ ભાગવત્ ॥ ૧૦ ॥ ૨૨ ॥ ૩૫ ॥



પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ., અંગ્રેજી રાજ્યમાં પંજાબીઓની કદાવર, રાજનિષ્ઠ અને લડાયક જાતમાં જન્મ પામેલા પહેલા જ સુવિખ્યાત વિદ્વાન્ નર હતા. તેમણે ધર્મની (સત્ય ધર્મની) વેદીમાં પોતાના જીવનને અર્પણ કર્યું હતું અને તેથી તે જીવન પંજાબીઓની જે જાતમાં તેઓ જન્મ પામ્યા હતા તે જાતને દીપાવનારૂં

હતું. “ પઁવાર સદાના ” તરીકે જાણીતા થએલા રાજા જગદીશના તેઓ એક સીધા વંશજ હતા. લોકવાર્તા એવી છે કે એ જગદીશ રાજાએ પોતાનું જીવન કોઈ ઘાતકી મુસલમાનની ક્રૂરતાથી પોતાના ધર્મ અને દેશનું રક્ષણ કરવા જેવા કોઇ ઉત્તમ કાર્યમાં અર્પણ કર્યું હતું; ત્યારથી તે અને તેના વંશજો “ શિરદાના ” ( અર્થાત્ 'શિર' એટલે મસ્તિક–માથું આપનાર ) તરીકે ઓળખાતા આવ્યા છે અને અત્યારે એ “ શિરદાના ” નું અપભ્રષ્ટ રૂપ “ સદાના ” થઇ ગયું છે. તે રાજાના વંશજો આજસુધી “ સદાના ” ના ઉપનામથી ઓળખાય છે અને આપણે જોઇ શકીએ છીએ કે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી પણ ખરેખર જન્મથી જ એક “સદાના” ( માથું આપનાર ) હતા. રાજા જગદીશ જેવા બાપદાદામાંથી જ આ સદ્વર્તનનું બળ પંડિત ગુરૂદત્તમાં વારસામાં ઉતર્યું હતું અને તે જ સદ્વર્તન તેમના ટૂંક જીવનનાં કાર્યોનું અને કથનોનું બંધારણ બાંધનારૂં હતું. એટલે પછી જે કાંઇ તેમને “ સત્ય ” લાગતું તેનો નિર્ભય રીતે પ્રચાર કરવામાં જે હરકતો અને જાતિભોગ સહેવાં પડતાં તેનું તેમને ભાન ન રહે તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી જ. જગતમાં ધર્મનું રાજ્ય અથવા સત્ય ધર્મ પુનઃ સ્થાપવા માટે નિશદિન પ્રયત્ન કરવાથી કલ્યાણ કરી શકાય છે એમ તેઓ માનતા અને તે કલ્યાણ કરતાં પોતાના શારીરિક સુખને તે કદી ઉત્તમ ગણતા નહિ, અને તેમ હોય તેમાં કાંઇ આશ્ચર્ય પણ નથી. ઉચ્ચાશયવાળા પિતામહે સત્ય ધર્મને અર્થે પોતાનું માથું આપ્યું અને તેવા જ ઉચ્ચાશયવાળા તેના વંશજે સત્ય કારણને માટે અને ફક્ત એક જ સત્ય કારણને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધું ! સત્ય છે, પિતામહની પાત્રતાને દીપાવનારો જ તે પૌત્ર હતો.

પંડિત ગુરૂદત્તનું વંશવૃક્ષ જોતાં જણાય છે કે પંડિતજી એક

સુવિખ્યાત પિતૃકુલમાં જન્મ્યા હતા. તેમના પિતામહ અને પ્રપિતામહ પોતપોતાના સમયમાં મોટા સન્માનશાલી અને લાગવગવાળા નરો હતા. તેમના પ્રપિતામહ મહેતા ગીરધારીલાલ કાબૂલના અમીરના દરબારમાં ભાવલપુરના નવાબના પ્રતિનિધિ હતા. જગદીશ રાજાનો વંશજ–એક શિરદાના–મુસલમાન રાજાની નોકરી કરે તે ભાગ્યનું એક વિચિત્ર ચક્ર લેખાય. મહેતા ગીરધારીલાલના વંશજોને મુલતાનવાળા વિખ્યાત અને પ્રામાણિક દીવાન સાવનમલ તરફથી સારૂં માન મળ્યું હતું. દીવાનજી તેઓને હમેશાં પોતાના મિત્રો કહીને બોલાવતા. જ્યારે જ્યારે તેઓ મુલતાન જતા ત્યારે ત્યારે સરકારના ઘોડેસ્વારો તેમની તહેનાતમાં હાજર રહેતા. તેમના પિતા લાલા રામકૃષ્ણ ફારસી ભાષાના એક પંડિત હતા અને જ્યારે પંજાબનું જાહેર કેળવણી ખાતું બાલ્યાવસ્થામાં હતું, ત્યારે તે ખાતાને ઉત્તેજિત અવસ્થામાં લાવવા માટે જે સાધુ સ્વભાવવાળા શિક્ષકોએ પ્રયાસ કર્યો હતો તેમાંના તેઓ એક હતા. પંડિતજીનાં પિતામાતા મધ્યમ બાંધાનાં શરીરવાળાં, સુંદર વર્ણવાળાં અને વિશાળ કપાળવાળાં હતાં. તેઓનાં શરીર જેટલાં સુદૃઢ અને વીર્યવાન્ હતાં તેટલી સુદૃઢ અને વીર્યવતી તેમની બુદ્ધિ–શક્તિ હતી. પંડિત ગુરૂદત્તનો દેખાવ પણ તેઓની જ એક આબેહુબ પ્રતિકૃતિ હતી, પણ ન્યૂનતા માત્ર એટલી જ હતી કે તેમનું કપાળ તેમની માતાના કપાળ જેટલું વિશાળ નહોતું. થોડી આવકમાં આખા કુટુંબનો ગૃહવ્યવહાર નમૂનેદાર રીતે કેમ ચલાવવો, તેને લગતું જ્ઞાન ધરાવતી ભારતીય સન્નારીઓની વર્ગણામાં આવે તેવાં તે એક સુશીલ ગૃહિણી હતાં, કારણકે પંડિતજીના પિતાએ જ્યારે સરકારી નોકરી છોડી દીધી ત્યારે તેમને માસિક ૬૦ રૂપિયાનું જ વેતન માત્ર મળતું હતું. આધુનિક સમયની ઘણીખરી હિંદુ સ્ત્રીઓની પેઠે પંડિતજીનાં

માતુઃશ્રી પણ અક્ષરો અને પુસ્તકોની કેળવણીથી વિહીન હતાં. તે પોતાનાં સર્વ બાળકો ઉપર એકસરખું હેત ધરાવતાં હતાં, પણ તેમાંએ ગુરૂદત્તને તો તેઓ એક દેવપ્રતિમા માનતાં. ઘણાંખરાં મનુષ્ય પ્રાણીઓમાં જે કાંઈ સ્વાભાવિક ધૈર્ય હોય છે તે કરતાં ઘણું જ વધારે ધૈર્ય તેમનામાં હતું. મારો એક મિત્ર કે જે પંડિતજીનો પણ મિત્ર હતો તે મને લખે છે કે, જોકે તે એક અબળા છે તોપણ એક સબળ પુરૂષના સરખા ધૈર્યથી સંકટ કેમ સહન કરવું તે તે બહુ સારી રીતે સમજે છે. પંડિતજી પોતાના પિતા પ્રત્યે અપૂર્વ સન્માન ધરાવતા હતા અને ખરેખર તે પિતા તેવા સન્માનને પાત્ર પણ હતા. તેમનામાં અત્યંત તીવ્ર સ્મરણશક્તિ અને ગ્રહણશક્તિ હતી અને તે જ શક્તિ પંડિતજીમાં પણ બરાબર વિકાસ પામી હતી. તેમના મરણ પહેલાં એક જ વર્ષે તેમણે પોતાના પુત્રની વિનતિને લીધે સંસ્કૃત શીખવાનો પ્રારંભ કર્યો હતો. છ માસના અરસામાં તો તે એ અભ્યાસમાં એટલા બધા આગળ વધ્યા કે તેમણે તેમના પુત્ર ઉપર સંસ્કૃત ભાષામાં એક પત્ર લખ્યો હતો જે લગભગ આખો ખરેખરો હતો. પંડિતજીના પિતાનો સ્વભાવ કાંઇક ઉતાવળીયો હતો અને તેથી તેમના સમયના અમલદારોએ તેમનું 'ખુશ્કી' એવું રમુજી નામ પાડયું હતું. જે મહાસમર્થતા પંડિત ગુરૂદત્તમાં દેખાઈ હતી તેમાંનું કિંચિત્ ગુપ્ત તત્ત્વ તેમના પિતામાં પણ જણાતું હતું અને તે જ તત્ત્વ પંડિત ગુરૂદત્તને વિસ્તૃતરૂપે વારસામાં મળ્યું હોવું જોઇએ. તેમના પિતા ઈ. સ. ૧૮૨૨ માં જન્મ્યા હતા અને ઈ. સ. ૧૮૬૪ ના એપ્રિલ માસની ૨૨ મા તારીખે (સંવત્ ૧૯૨૧ ના વૈશાખ સુદ ૬ ને દિવસે) તેમના એકના એક પુત્ર–પંડિત ગુરૂદત્તનો જન્મ થયો હતો. પંડિતજીના જન્મસમયે તેમનાં માતુઃશ્રીની ઉમર ઉપર જણાવ્યા પ્રમાણે ૪૨ વર્ષની હતી.

પંડિતજી તેમના પિતાનાં સર્વ બાળકોમાં નાના હતા અને તેથી "નાનામાં નાનો તે શાણામાં શાણો" એ લોકકથનીને તેમણે સાચી પાડી હતી. આ સ્થળે મારે જણાવવું જોઈએ કે પંડિતજી જે એક અમેરિકન તત્ત્વવેત્તા પ્રત્યે ઉંચું માન ધરાવતા હતા તે તત્ત્વવેત્તાના કહ્યા પ્રમાણે પંડિતજીનો જન્મ અતિ ભાગ્યશાળી અવસરે થયો હતો. તે તત્ત્વવેત્તા કહે છે કે "સૌથી વધારે ભાગ્યશાળી જન્મસમય માતાના ૩૦ થી ૪૫ મા વર્ષની વચ્ચેનો અને પિતાના ૩૫ થી ૫૦ મા વર્ષની વચ્ચેનો છે." તે તત્ત્વવેત્તા એવું પ્રતિપાદન કરે છે કે "મજબૂત બાંધાનાં અને અનુપમ બુદ્ધિ-શક્તિવાળાં બાળકો જેઓમાં શારીરિક તેમ જ આધ્યાત્મિક સામર્થ્ય અતિઉચ્ચ પ્રકારનું હોય તેઓ સુદૃઢ અને સંસ્કાર પામેલાં માતાપિતાથી જ જન્મ પામે છે." તે તત્ત્વવેત્તા પોતાના કથનની પુષ્ટિમાં એવા જાણીતા માણસોની એક મોટી નામાવલિ આપે છે અને મને પણ આનંદ થાય છે કે બાળકોનું માનસિક સામર્થ્ય સારૂં રાખવા માટે માતાપિતાના લગ્નસમયની ઉમર જેમ બને તેમ વધુ રાખવી જોઇએ એ એક અગત્યના નિયમના પ્રતિપાદન માટે આ જીવનવૃત્ત એક બાબતમાં ઉપયોગી થઇ પડે છે.

પંડિત ગુરૂદત્તના પિતા જો કે ફારસી ભાષાના વિદ્વાન્ હતા, તોપણ તેઓ યોગની અસાધારણ શક્તિને માનતા હતા. ૪૨ વર્ષની મોટી વય સુધી તેમને એકે પુત્ર નહિ હોવાથી દુઃખિત થઇને પંડિતજીનાં માતાપિતાએ પુત્રને અર્થે ગુરૂને પ્રાર્થના કરી અને પંડિતજીના જન્મને તે પ્રાર્થનાના જ એક સુફળ તરીકે તેમણે માન્યો હતો. આ વાત જાહેરમાં મેલતાં હું વાચક વર્ગની ક્ષમા યાચીશ, કારણકે પંડિત ગુરૂદત્તના જીવનના વૃત્તાંતમાં આ વાત ગમે તેવી વહેમરૂપ લેખવામાં આવે, તથાપિ જે કાંઈ સત્ય વાત છે તે પ્રિય હોય કે

અપ્રિય હોય તોપણ મારે જાહેરમાં મેલવી જોઇએ.

હિંદુઓમાં એવો રીવાજ હોય છે કે બાળકનો જન્મ થયા પછી તુરત જ તેનું નામ પાડી દેવું. ઘણી વાર એ નામમાં પાછળથી ફેરફાર કરીને સારૂં અને રસીલું નામ પણ પાડવામાં આવે છે. આ રીવાજ મુજબ પંડિતજીના જન્મ પછી તુરતમાં તેમનું નામ 'મુલા' રાખવામાં આવ્યું હતું. આ નામ ' જન્મનામ ' કહેવાય છે અને જન્માક્ષર પણ તે જ નામના તૈયાર કરાવવામાં આવે છે. પંડિતજીના જન્માક્ષરમાં તેમનું નામ 'મુલા' આપેલું છે જેમાં શુદ્ધ સંસ્કૃત શબ્દ **मूल** રહેલો છે. **मूल** નો અર્થ 'સત્ત્વ' અથવા 'તત્ત્વ' એવો થાય છે. આ પ્રમાણે આકસ્મિક રીતે તે જન્મનામ પણ તે નામધારીના સદ્વર્તનનું સૂચક થઇ પડ્યું હતું. કેટલાક સમય પછી તે બાળકને તેના પિતાના ગુરૂને અર્પણ કરવામાં આવ્યો અને તે ગુરૂએ તેને 'વૈરાગી' અથવા 'સાધુ' નું નામ આપ્યું. દરેક હિંદુ કુટુંબે પોતાનો એક 'ગુરૂ' અથવા 'પુરોહિત' ધારી રાખેલો હોય છે અને પ્રાચીન સમયમાં તો આ ગુરૂઓ અને પુરોહિતો જ્ઞાન ધ્યાનમાં બહુ આગળ વધેલા માણસો હતા જેથી તેઓ જે કુટુંબોની સાથે સંબંધ ધરાવતા હોય તે કુટુંબોને અમૂલ્ય અને ઉપયોગી થઇ પડતા. અત્યારે તેઓ પતિતાવસ્થામાં આવી પડ્યા છે અને મોટે ભાગે અજ્ઞાન અને ભિક્ષુક થઇ પડ્યા છે; જો કે તેઓમાંના કેટલાક વાંચતાં લખતાં શીખ્યા હોય છે, તે પણ મરણ–પરણ વખતે બોલવા પડે તેવા થોડા મંત્રો તેઓએ ગોખી રાખેલા હોય છે તે કરતાં કાંઇ વધારે તેઓ ભાગ્યે જ જાણતા હોય છે. પરંતુ પંડિતજીના પિતાના ગુરૂ પ્રથમ દર્શને જ કાંઇક અસાધારણ શક્તિ ધરાવતા માલૂમ પડે છે, કારણકે જો તેમ ન હોત તો થોડા મહિનાના એક બાળકનું ધાર્મિક ભવિષ્ય-

કથન તેમણે એટલી સ્પષ્ટતા સાથે કર્યું ન હોત. "વૈરાગી" શબ્દ સાધારણ રીતે એવા માણુસને લગાડવામાં આવે છે કે જે માણુસે સઘળા સાંસારિક જીવનનો તથા સ્થૂલ વાસનાઓનો ત્યાગ કર્યો હોય અને જ્ઞાન, ધ્યાન તથા પ્રભુભક્તિમય સાધુ જીવન ગાળવાનું પસંદ કર્યું હોય. એટલે કે "વૈરાગી" તો તે જ માણુસ કહેવાય કે જે પોતાની એક ઇષ્ટ વસ્તુની શોધ પાછળ પોતાનું સર્વસ્વ અર્પણુ કરે અને તે ઇષ્ટ વસ્તુના વિરહથી પોતે જીવી શકશે નહિ એમ તે માને. એ રીતે, જે માણુસ આ વિશ્વના અગમ્ય પિતાપરના અગાધ પ્રેમમાં ડૂબેલો હોય છે અને જે તે પિતાના વિરહમાં રહેવાના વિચારને પણુ સહી શકતો નથી તે માણુસને તેવું નામ આપવું સાર્થક લેખાય. હું સત્વર કહી દઇશ કે ભ્રષ્ટ અને અધમ બદમાશો કે જેઓ "વૈરાગી" જેવું સુંદર અભિધાન ધારણુ કરી રહ્યા છે તેઓ એ નામને બિલકુલ લાયક નથી. ખરેખર, આ ભારતવર્ષની પતિતાવસ્થામાં તેઓ મુખ્ય કારણીભૂત છે.

થોડાએક માસના એક બાળકને "વૈરાગી" એવું નામ આપવું, તે ખરેખર અતિસૂચક થઈ પડે છે. કાંતો તે માણુસ ગુપ્ત તત્ત્વજ્ઞાનનો વાચક હોય અથવાતો અકસ્માત્ રીતે જ તેવું નામ અપાઇ ગયું હોય. સ્વાભાવિક રીતે માતાપિતા પોતાના પુત્રનું એવું નામ પાડવાનું પસંદ કરતાં નથી; અને પંડિતજીનાં માતાપિતાએ પણુ પોતાના એકના એક પ્રિય પુત્રનું એવું નામ પાડવા સામે કાંઇ વાંધો લીધો નહિ તેનું કારણુ તેમના ગુરૂની ઇચ્છાને માન આપવાનું જ હોવું જોઇએ. એમ બનવાનું ગમે તે કારણુ હોય, પરન્તુ એ તો સત્ય છે કે તે જ બાળક એક ખરો "વૈરાગી" બનવાને જ સરજાયલો હતો. તે બાળક જ માનવજીવનનો જન્મદાતા હતો.

એક વાર ફરીથી તે નામમાં ફેરફાર કરવામાં આવ્યો હતો અને એ વખતનો ફેરફાર પંડિતજીના જન્મસમયને અનુલક્ષીને હતો. પંડિત ગુરૂદત્ત લગભગ ૧૨ વર્ષની વયે પહોંચ્યા, એટલે તેમનાં માતાપિતા તેમને હરદ્વાર લેઇ ગયાં જ્યાં રાધાલાલ નામના એક ગોસ્વામીએ તેમનું નામ પાડયું. ૧૨ વર્ષની વયનો "વૈરાગી" હવે બદલાઇને "ગુરૂદત્ત" બન્યો! 'ગુરૂદત્ત' શબ્દનો અર્થ 'ગુરૂએ દાન કરેલો—આપેલો' એ પ્રમાણે થાય છે, અને તે એક સંસ્કૃત સામાસિક શબ્દ છે. વળી જે ગુરૂના કૃપાપ્રસાદથી પંડિતજીનાં માતાપિતાને આ પ્રિય પુત્ર સાંપડ્યો હોવાનું તેઓ માનતા હતાં, તે ગુરૂ તરફ તેઓ જે માન અને આભારની લાગણી ધરાવતાં હતાં તેનું સૂચન કરનારૂં પણ એ 'ગુરૂદત્ત' નામ હતું. પાછળથી પંડિતજીએ પોતાનું નામ "ગુરૂદત્ત વિદ્યાર્થી" એવું રાખ્યું. 'વિદ્યાર્થી' શબ્દનો અર્થ 'ઇશ્વરદત્ત જ્ઞાનનો અભિલાષી' એ પ્રમાણે થાય છે.



# પ્રકરણ ૨ જું.

## બાલ્યકાળનું શિક્ષણ.

"Well, well thou hast a careful father child."

SHAKESPEARE.



"ભણ્યો-ગણ્યો તે જ માણુસ" એ એક સર્વમાન્ય સત્ય છે. કેળવણીની સારી અને સંગીન પદ્ધતિ મોટી અગત્યની છે. પોતાનાં બાળકોને ભણાવવા ઇચ્છતાં માતાપિતાને જ નહિ પણ સમસ્ત પ્રજાને પણ તે મોટી અગત્યની છે, કારણકે એક લોકમંડળની ભલમનસાઈ તેના નાગરિકોની ભલમનસાઈ ઉપર જ કેવળ આધાર રાખે છે અને તેથી કેળવણીના ધોરણપરથી પ્રજાની કિંમત આંકી શકાય છે. જેઓ પ્રજા ઉત્પન્ન કરે છે, તેઓએ સારી પેઠે જાણવું જોઇએ કે પોતાનાં બાળકોદ્વારા તેઓ જગતનું કેટલુંક કલ્યાણ પણ કરી શકે છે અને અકલ્યાણ પણ કરી શકે છે. જેઓ પોતાનાં બાળકોને ઉચિત શિક્ષણ આપવાની દરકાર રાખતા નથી તેઓ ખરેખર મનુષ્યજાતિના શત્રુઓ છે; અને તેથી તેઓનું વર્તન, મનુષ્યત્વને ન છાજે તેવા સઘળા ગુન્હાઓમાં, સૌ કરતાં વધારે તિરસ્કારને પાત્ર છે. આપણા "વૈરાગી"ના પિતા એક કાળજીવાળા માણુસ હતા અને "શિક્ષણુની શરૂઆત સ્વગૃહથી જ કરાય" એ કહેતીમાં સમાએલું સત્ય સારી પેઠે સમજતા હતા. તેમણે પંડિતજીના બાલ્યસમયના શિક્ષણુને માટે કેટલી મહેનત લીધી હતી એ સઘળું નીચેના અહેવાલ

પરથી જણાશે. પોતાના બાલ્યકાળના શિક્ષણનો એ અહેવાલ પંડિતજીએ પોતે પોતાના એક મિત્રને સ્વમુખે કહ્યો હતો.

"વૈરાગી" ભાગ્યે જ પાંચ વર્ષની વયનો હશે તે સમયે તેણે મૂળાક્ષર તો ઘેર જ શીખી લીધા હતા. તેના પિતાએ તે શિખવવાની એક ઘણી સારી રીતિ ગ્રહણ કરી હતી. તે રીતિ બાળકને જૂદી જૂદી લાલચો આપીને શિખવવાની અને ચૂકો કરતાં અટકાવવાની હતી. પિતૃત્વને લગતો રૂઆબનો દોર તેના પિતાએ કદી બતાવ્યો નહોતો, તેમ જ એક બાળકના નાજુક જુસ્સાને દાબી દઇને તેને પોતાની પ્રકૃતિને અનુકૂળ કરવાનો તેમણે કદી યત્ન કર્યો નહોતો. ગણિતનો વિષય તેમણે તેને આપણી જૂની લોકરીતિ મુજબ શીખવ્યો હતો, જે રીતિથી છોકરો મોટી મોટી રકમોના ગુણાકાર મ્હોંએથી કરી શકે છે અને એ રીતે બાળકની કુદરતી સ્મરણશક્તિ કેટલાક પ્રમાણમાં વધુ તીવ્ર થાય છે. તેના પિતા પોતાના પુત્રના પાઠ જેમ બને તેમ વધારે સહેલી રીતે તૈયાર કરાવવા માટે એટલા બધા અધીરા રહેતા કે પ્રાથમિક અંગ્રેજી શિક્ષણ પણ પોતાની આંખોથી દૂર તે અપાવા દેતા નહોતા. પોતાના પુત્રના ભલાને માટે તેમ જ એક કાળજીવાળા પિતાને છાજે તે રીતે તેમણે એટલી પ્રૌઢ વયે ( એ વિષે અમે અન્ય સ્થળે લખ્યું છે ) અંગ્રેજી શીખવાનો પ્રારંભ કર્યો. તેમણે કર્નલ ડબલ્યુ. આર. એમ. હોલરોઈડકૃત How to speak English ( અંગ્રેજી કેવી રીતે બોલવું ) એ નામના પ્રાથમિક અંગ્રેજી પુસ્તકનો અભ્યાસ કર્યો અને પછી તેમાંથી પોતાના પુત્રને પાઠ આપવા માંડયા. લગભગ આઠ વર્ષની વયે આપણા " વૈરાગી " ને ઝંગની ડીસ્ટ્રીકટ સ્કૂલમાં દાખલ કરવામાં આવ્યો હતો, અને તે જ નિશાળમાં તેના પિતા પણ કામ કરતા હતા. નિશાળમાં દાખલ થયા પહેલાં તેણે ફારસી અને

ઉર્દૂનાં કેટલાંક પુસ્તકો વાંચ્યાં હતાં અને નિશાળમાં પણ તેણે તુરત જ ધ્યાન ખેંચે તેવી રીતે આગળ વધવા માંડયું. ઝંગ ખાતે તે હતો તે વખતે તેણે સુવિખ્યાત મહાત્મા મૌલાના રૂમની કવિતાઓ તેમ જ શુમુસ તબ્રેઝ અને દિવાને હાફીઝ એમની કવિતાઓ પણ વાંચી હતી. પોતાની આખી જીંદગીમાં તે એ કવિતાઓનો શોખીન હતો. ઝંગ ખાતે તે કેટલાંક વર્ષ રહ્યો અને પંજાબના કેળવણી ખાતાની એંગ્લો–વર્નાક્યુલર મીડલ સ્કૂલની પરીક્ષા પોતાની ૧૪ વર્ષની વયે પસાર કર્યા પછી તેણે ઝંગ છોડયું તથા મુલતાન હાઇસ્કૂલમાં અભ્યાસ કરવા માંડયો. આ વર્ષોમાં પણ તેણે તેની મહાન્ શક્તિઓના ઘણા સ્પષ્ટ પરિચય કરાવ્યા હતા. એક દાખલો તેણે એક ઉર્દૂ ફકરાનું ફારસી પદ્યબદ્ધ ભાષાંતર કર્યું હતું તે વિષેનો અને બીજો દાખલો પૅાટની યુકલિડ (૧) ને અંતે આપેલા સઘળા અભ્યાસપાઠ એક દિવસમાં તૈયાર કરી નાંખ્યા હતા તે વિષેનો, એવા બે દાખલા તેની બુદ્ધિનો પરિચય કરાવનારા, લોકને મુખે હજી સચવાઇ રહ્યા છે.

ગુરૂદત્તના ખોરાકને માટે તેમના પિતા હમેશાં બહુ કાળજી રાખતા. દૂધ અને પેંડા એ વસ્તુઓ તેમના ખોરાકની મુખ્ય વસ્તુઓ હતી. ખોરાકમાં માંસનો ઉપયોગ કરવા તરફ તે બાલ્યાવસ્થાથી જ તિરસ્કાર ધરાવતા હતા; એમ કહેવામાં આવે છે કે એક વાર તેમના પિતાએ ગુરૂદત્તને માંસ નહિ ખાવા માટે ઠપકો આપ્યો હતો; તોપણ તેમણે દૃઢતાપૂર્વક માંસ ખાવાની ના કહી અને તેથી તેમના પિતાને વિના-છૂટકે તે સંબંધી વિશેષ આગ્રહ કરવાનું મૂકી દેવું પડયું. ખોરાક અને બીજા છોકરાઓની સંગત સંબંધી સખ્ત નિયમ, ગુરૂદત્ત જ્યાંસુધી પિતાના અંગત અંકુશ હેઠળ હતા ત્યાંસુધી, તેમણે પાળ્યા હતા.

તેમના દેખાવમાં કે બોલવા ચાલવામાં સંપૂર્ણ સભ્યતાનું દર્શન થતું હતું તેનું કારણ પણ એ જ હતું. તેમના શરીરનું બંધારણ એકવડીઉં હતું તેનું કારણ પણ તેમના ખોરાકનો આ સખ્ત નિયમ અને હમેશની શારીરિક કસરત એ હતું.

થોડીએક વધુ વિગતો અમે દુર્ભાગ્યે મેળવી શક્યા નથી, નહિતો આપણા " વૈરાગી " ના પિતાને એક પહેલા વર્ગના અંગ્રેજ વિચારક જ્હોન સ્ટુઅર્ટ **મીલ**ના માનવંત પિતાની સાથે આપણે સરખાવી શકત. જો સઘળાં માબાપો પોતાનાં બાળકોમાં આટલો બધો ( અને તે ખરેખરો વાજબી ) રસ તથા મહેનત લે, તો આપણે આપણી આસપાસ સંખ્યાબંધ ' ગુરૂદત્તો ' અને ' જ્હોન સ્ટુઅર્ટ **મીલો** ' જોવાને ભાગ્યશાળી થઇએ, તેમાં કાંઇ જ આશ્ચર્ય થયું લેખાય નહિ. અહો! તે સમય કેવો સુખી અને આનંદી થઇ પડે ?!

ઘણી નાની વયમાં " ઐન–એ–મઝહબ હુનુદ " ( હિંદુ ધર્મનું દર્પણ ) એ નામનું એક પુસ્તક ગુરૂદત્તના હાથમાં આવ્યું અને તેમણે તે પુસ્તક આતુરતા સાથે વાંચી કાઢ્યું. આ પુસ્તક વાંચવાથી તેમને વારંવાર ' અનહદ ' ( અર્થાત્ 'હદ વિનાનું" ) શબ્દ બોલવાની ટેવ પડી. ' અનહદ ' શબ્દ ઇશ્વરના એક ઉપનામ તરીકે ' ઇશ્વર ' શબ્દના અર્થમાં વપરાય છે. આ શબ્દ બોલવાની ટેવ પડ્યા પછી જ તે પ્રાણાયામ ( ઇશ્વરના નામ સાથે નિયમિત રીતે શ્વાસનું રૂંધન અને રેચન કરવાનો નિયમ–યોગમાં પ્રથમ પ્રવેશ ) કરતા માલૂમ પડ્યા હતા. પ્રાણાયામ કરવાનો પવિત્ર ધર્મ સર્વ આર્યોને ફરમાવવામાં આવેલો છે. ' મસનવી મૌલાના–એ–રૂમ ' અને એવાં જ બીજાં પુસ્તકોની છાપ તેમના સુકોમળ મગજ ઉપર પડેલી જ હતી, અને મીડલ

સ્કૂલની પરીક્ષા તેમણે પસાર કરી તે પહેલાં ઘણે વખતે તે ઉપર જણાવ્યા મુજબ પ્રાણાયામ કરતા માલૂમ પડ્યા હતા. એક વાર તેમની માતાએ તેમને 'પ્રાણાયામ' કરતા જોયા અને તેમણે 'બાળકોથી તે વળી એવું થતું હશે?' એમ કહી તેની નિષ્ફળતા સંબંધે કારણો દર્શાવવા માંડયાં. તે ઉપર ગુરૂદત્તે કહ્યું: "જુઓ, માજી! આકાશ તરફ નજર કરો! ત્યાં ચળકતા તારાઓ અને બીજા જૂદા જૂદા આકારો છે; તેમને કોઈએ બનાવ્યા તો હશે જ અને તે બનાવનારની પાસે જવાનો માર્ગ હું શીખું છું. તમે પણ એમ જ કરજો." આ વખતના અરસામાં તે વારંવાર આકાશમાંના પદાર્થો તરફ જોતા અને તે જોવામાં જ કેવળ લીન થઈ જતા.

આ સઘળી ઉચ્ચ પંક્તિના ધાર્મિક જીવનની શુભ શરૂઆત હતી; પરન્તુ અંગ્રેજી ભાષાના અભ્યાસની અસર કેવળ જૂદી જ હતી અને તેથી જે આકાશીય પદાર્થોના બનાવનારને તે વારંવાર વખાણતા તેના જ અસ્તિત્વ વિષે તેમને શંકા ઉત્પન્ન થવા લાગી. તુરત જ લુધીયાનાના પ્રસિદ્ધ તત્ત્વવેત્તા કન્હૈયાલાલ અલકધારીનાં પુસ્તકોએ તેમને નિરીશ્વરવાદને માર્ગે વધારે આગળ દોર્યા. જે સમયે આ જડવાદ સંખ્યાબંધ ઉચ્ચ આત્માઓને પોતાની જાળમાં ફસાવતો હતો, જે સમયે આ યુરોપીય વિચારોનો અણુચિંત્યો ધસારો સેંકડો ઉંડાં ધાર્મિક હૃદયોને ઉંધાં ચત્તાં કરી નાંખતો હતો, જે સમયે હિંદુઓ પોતાના અને પિતૃઓના સ્વધર્મથી કંટાળી ગયા હતા તથા પોતાના ધર્મને અને જાતીયતાને ફેંકી દેવા તૈયાર થઈ ગયા હતા, તે સમયે તે સર્વનો એક ઉદ્ધારક પેદા થયો. જ્યારે હિંદુઓ પોતાના વિરોધીઓથી લગભગ છુંદાઈ ગયા હતા અને નિરીશ્વરવાદી થઈ જવાના તથા ખ્રિસ્તી અને મુસલમાન બની તે ધર્મથી મુક્તિ મેળ-

વવાના વિચારમાં હતા, તે વખતે "આર્યસમાજ" નામની એક જવાળા પ્રાદુર્ભૂત થઇ અને તે જવાળા, એક વિદેશીના કહેવા પ્રમાણે, "ભારતવર્ષમાં પ્રભુના પ્રેરિત પુત્ર દયાનંદ સરસ્વતીના અંતરમાં જ્વલંત બળવા લાગી." આ જવાળાના ખબર સર્વત્ર પ્રસરવા લાગ્યા અને સ્વામીજીના ઉપદેશે પંજાબના એકે એક ખૂણે ખોચરે વસતા હિંદુ સમાજને પણ હચમચાવી મૂકયો. નાના ગુરૂદત્ત વિદ્યાર્થીએ આ મત વિષે સાંભળ્યું અને તે સંબંધે ચર્ચા ચલાવવા માંડી. જ્યારે તેમણે ઝંગ છોડયું અને મુલતાનમાં આવીને ત્યાંની હાઇસ્કૂલમાં અભ્યાસ કરવા માંડયો, ત્યારે તેમના મગજની આ સ્થિતિ હતી.

મુલતાનની હાઇસ્કૂલમાં તેમણે પોતાના અભ્યાસના બીજા વિષયો ઉપરાંત વિજ્ઞાનશાસ્ત્રનાં મૂળતત્ત્વોનાં પુસ્તકો વાંચ્યા, કે જે શાસ્ત્રના ભવિષ્યમાં તે એક શિક્ષક થઇ પડયા. સ્કૂલના હેડમાસ્તર બાબુ એમ. એમ. સરકારને તે અત્યંત પ્રિય થઇ પડયા હતા. મી. સરકારે પંડિત ગુરૂદત્તને વાંચવાયોગ્ય પુસ્તકો આપવામાં સારી મદદ કરી હતી. અહીં તેમણે નિશાળના પુસ્તકસંગ્રહનો સારો લાભ લીધો. તે પુસ્તકસંગ્રહમાંનાં લગભગ સઘળાં પુસ્તકો તે જોઇ ગયા હતા. લાંગેખાનની વાડીમાં આવેલી એક બીજી પુસ્તકશાળાનો પણ તેમણે લાભ લીધો હતો અને તેમાંનાં પણ કેટલાંક પુસ્તકો પસંદ કરીને તેમણે વાંચ્યાં હતાં. માસ્તર દયારામ તરફથી તેમને "ધી બાયબલ્ ઇન્ ઇન્ડિયા," "આઇસીસ અનવેઇલ્ડ્" અને તે જ જાતનાં બીજાં ઘણાં પુસ્તકો મળ્યાં હતાં જે સઘળાં તે જોઇ ગયા હતા.

બાલ્યાવસ્થાથી જ પંડિત ગુરૂદત્તમાં અસાધારણ દૃઢ સ્મરણશક્તિ અને જ્ઞાન મેળવવાની અમર્યાદિત યોગ્યતા જોવામાં આવી હતી. જ્યારે

તે કૉલેજમાં હતા ત્યારે તેમણે પોતાની આશ્ચર્યજનક સ્મરણશક્તિના ઘણા દાખલા આપ્યા હતા. સંબંધ વિનાનાં તથા આડાં અવળાં જૂદાં જૂદાં નામોની એક મોટી યાદી તેમની પાસે વાંચી જવામાં આવતી અને તે જ યાદીમાંના અનુક્રમ પ્રમાણે સઘળાં નામો પંડિતજી એકી સાથે મ્હોંએથી બોલી જતા ત્યારે તો પ્રેક્ષકો દિગ્મૂઢ જ બની જતા! લાહોરની સરકારી કૉલેજની મુલાકાતે આવનાર એક માનવંતા ગૃહસ્થ પાસે ડૉ. લાટનેરની વિનતિથી પંડિતજીએ પોતાની આ શક્તિ બતાવી આપી હતી.

આ કુદરતી બક્ષીસો ઉપરાંત પંડિતજીમાં અભ્યાસને માટે એવી કુદરતી અને અજીત્ય ઇચ્છાશક્તિનો નિવાસ હતો કે એક વિષય છોડીને બીજો વિષય પકડી લેતાં તેમને ગુંચવાઇ જવાનો કે મગજ ઉપર બોજો થવાનો જરા પણ ભય લાગતો નહિ. આ કથનની ઉચિતતા વાચક પોતે જ વિચારી શકે તેમ છે, કારણકે અઢાર વર્ષની વયે પંડિતજી અરબ્બી, ફારસી, સંસ્કૃત, ઉર્દૂ અને અંગ્રેજી ભાષાઓ જાણતા હતા. તેમની માતૃભાષા મુલતાની હતી અને તેથી ઉપર કહેલી સઘળી ભાષાઓ પંડિતજીને તો પરભાષાઓ જ હતી. પંજાબ યુનિવર્સિટીની પ્રવેશક પરીક્ષામાં—એટલે કે હિંદ અને ઈંગ્લાંડનો ઇતિહાસ, ભૂગોળ અને ખગોળવિદ્યા, ગણિત અને પ્રાથમિક વિજ્ઞાનશાસ્ત્ર એ વિષયોની પરીક્ષામાં—બેસવા માટે બીજા વિષયો ઉપરાંત માતૃભાષાના સારા જ્ઞાનની પણ જરૂર પડે છે, એટલે તેનું સારૂં જ્ઞાન પંડિતજીમાં હોય તે તો સ્વાભાવિક જ છે. મસનવી મૌલાના–એ–રૂમ તેમણે વાંચ્યું હોવાથી ફારસી ભાષાના તો તે એક પંડિત હતા. સંસ્કૃત ભાષામાં તેમણે આખી 'અષ્ટાધ્યાયી' એક વાર પૂરી કરી હતી. અરબ્બીમાં તેમણે **સરફ મીર** અને **નહવ મીર** વગેરે કેટલુંક વાંચ્યું હતું. અંગ્રેજીના

તે પૂરા વિદ્વાન્ હતા અને તેમણે શેકસપીયર, મીલ્ટન, કાઉપર વગેરે કવિઓના સઘળા લેખ વાંચ્યા હતા. અને ઉર્દૂનો અભ્યાસ તેમણે પંજાબ યુનિવર્સિટીની પ્રવેશક પરીક્ષા પસાર કરવામાં જરૂર પડે તેટલો જ કર્યો હતો, તોપણ આખા પ્રાંતમાં તે પાંચમા નંબરે (ગુણાનુક્રમમાં) પસાર થયા હતા. એ તો નિર્વિવાદ છે કે લાહોરની કૉલેજમાં તે દાખલ થયા તે પહેલાં તેમણે ન્યાય, તત્ત્વજ્ઞાન, માનસશાસ્ત્ર ભૂસ્તર શાસ્ત્ર વગેરેને લગતાં કાંઇ થોડાં પુસ્તકો વાંચ્યાં નહોતાં. તેમના એક મિત્ર અને સહાધ્યાયી લાલા ચેતનાનંદ બી. એ. લખે છે કે ગુરૂદત્ત વિદ્યાર્થી ઝંગથી મીડલ સ્કૂલની પરીક્ષા પસાર કરીને જ્યારે મુલતાન આવ્યા ત્યારે તે એક નિરીશ્વરવાદી હતા. જ્યારે તે મુલતાનની હાઇસ્કૂલના એક વિદ્યાર્થી હતા ત્યારે તેમણે સંસ્કૃત વાંચવાનું શરૂ કર્યું અને સંસ્કૃતનું જે પહેલું પુસ્તક તેમણે વાંચ્યું તે બેલેન્ટાઇનકૃત "ફર્સ્ટ લેસન્સ્ ઇન્ સંસ્કૃત ગ્રામર્" એ નામનું પુસ્તક હતું. આ પુસ્તક તે પોતાના મિત્રોને પ્રારંભના સંસ્કૃત અભ્યાસ માટે હમેશાં સૂચવતા. તે પુસ્તક પૂરૂં કરીને તેમણે "વેદ ભાષ્ય ભૂમિકા" નો સંસ્કૃત વિભાગ વાંચવા માંડ્યો અને જ્યાં જ્યાં કાંઇ મુસ્કેલી આવવા માંડી ત્યાં ત્યાં સંસ્કૃત કોશની મદદ લેવા માંડી. આટલું કરીને તે ત્યાંની "આર્યસમાજ" ના અધિકારીઓ પાસે ગયા અને તેમને કહ્યું કે "મને વેદ શિખવવા માટે એક પંડિતને તમે બોલાવો." તે સાથે તેમણે તે અધિકારીઓને એટલે સુધી કહી દીધું કે "જો તમે આટલું નહિ કરી શકો તો મારી ખાતરી થશે કે વેદમાં ગપાટા વિના બીજું કશું નથી, અને લોકોમાં હું ખુલ્લી રીતે તેવો ઉપદેશ આપવા માંડીશ." આ માંગણી વાજબી અને એક ડાહ્યા માણસને છાજે તેવી હતી. તેમની તે માંગણી સાંભળવામાં આવી અને તેને પરિણામે પંડિત

અક્ષાનંદ મુલતાનમાં આવીને રહ્યા. પંડિત અક્ષાનંદ પાસે તેમણે પાણિનીની "અષ્ટાધ્યાયી"નો અભ્યાસ શરૂ કર્યો. ભગત રેમલદાસ આ અભ્યાસમાં તેમના સંગાથી હતા, તે મને કહે છે કે "શિક્ષક શિષ્યને શિખવવાને યોગ્ય થઈ પડે તેવા નીવડયા નહિ અને તે શિષ્યના અસાધારણ મગજની શંકાઓનું નિવારણ કરી શકતા નહિ, જેથી શિષ્યને પોતાના બુદ્ધિસંચય ઉપર જ બહુધા આધાર રાખવો પડતો." તેમણે અભ્યાસમાં તો એટલી ઝડપભેર આગળ વધવા માંડયું હતું કે દોઢ માસમાં તેમણે તેનો દોઢ અધ્યાય પૂરો કર્યો હતો. તે પુસ્તકના બાકીના ભાગનો અભ્યાસ તેમણે કોની પાસે કર્યો તે કાંઈ જાણવામાં આવ્યું નથી, પરન્તુ ઘણી વાર તેમણે એમ તો કહેલું હતું ખરૂં કે આખી "અષ્ટાધ્યાયી"નો અભ્યાસ તેમણે નવ મહિનામાં પૂરો કર્યો હતો. આ અરસામાં સ્થાનિક આર્યસમાજે 'અષ્ટાધ્યાયી', 'આર્યરત્નમાલા' અને 'વેદ ભાષ્ય ભૂમિકા'ના તેમના જ્ઞાનની પરીક્ષા લીધી હતી અને 'વેદ ભાષ્ય ભૂમિકા'ની એક પ્રત તેમને ઈનામ તરીકે આપી હતી. જ્યારે તે નિશાળમાં હતા, ત્યારે તેમને અંગ્રેજી અને ફારસી કવિતાઓ લખવાની ટેવ હતી એમ જાણવામાં આવ્યું છે. પરન્તુ આ ટેવ તેમણે ત્યારપછી તુરત જ છોડી દીધી હોવી જોઇએ, કારણકે ત્યારપછી કોઇ વાર તે કવિતા જોડવાના કાર્યમાં ગુંથાએલા જોવામાં આવ્યા નહોતા.

હવે આપણે તેમના ધાર્મિક વિચારો તરફ વળીશું. પંડિત ગુરૂદત્ત મુલતાન ગયા તે પહેલાં ત્યાં એક આર્યસમાજની સ્થાપના થઈ ચૂકી હતી, અને કાર્યકર્ત્તાઓની એક નાની મંડળીએ કામ કરવાનું શરૂ પણ કર્યું હતું. તેમના મિત્રો લાલા ચેતનાનંદ અને રેમલદાસ તે સમયે સર્વાંશે 'આર્ય'જ હતા અને ગુરૂદત્ત વિદ્યાર્થીએ તેમની

સાથે ઈશ્વર વગેરે વિષયો પરત્વે વાદવિવાદ કર્યા હતા. તેમણે 'સત્યાર્થ પ્રકાશ'ની પ્રથમ આવૃત્તિ વાંચી. આ પ્રમાણે તે મિત્રોની તથા સંસ્કૃતના અભ્યાસની સાહાય્યથી, છેવટે 'સત્ય'નો પ્રાતઃકાલીન પ્રકાશ તેમના પર પડવા લાગ્યો અને તે આસ્તિક બન્યા એટલું જ નહિ પણ એક આર્યસમાજી પણ બન્યા. સને ૧૮૮૦ ના જુન માસની ૨૦ મી તારીખે તેમણે અરજપત્ર ભર્યું અને મુલતાનની આર્યસમાજના તે એક અંગભૂત થયા. આ પ્રમાણે તેમણે જે દિવસે સત્યનો પક્ષ ગ્રહણ કર્યો અને પાછળથી તેને કદી પણ ત્યજી દીધો નહિ એટલું જ નહિ પણ તેની સેવા તેમણે પોતાના જીવનની છેલ્લી પળ સુધી બજાવ્યાં કીધી, તે દિવસ ખરેખર એક ભાગ્યશાળી દિવસ લેખાશે. આ સમય દર્મ્યાન તેમની કેટલીક વિચિત્ર ટેવોનો હઠાગ્રહ તેમનામાં હોવાનું કહેવામાં આવે છે. ઉદાહરણ તરીકે, ઉનાળામાં નિશાળ બંધ થયા પછી શહેરની અંદરના ટુંકામાં ટુંકા રસ્તાથી ઘેર આવવાને બદલે તે શહેરની બહારના લાંબા અને ફેરવાળા રસ્તાથી ઘેર આવતા અને તે પણ છત્રી સાથે રાખ્યા વિના. ક્રિકેટ રમવામાં અને કસરતો કરવામાં તે હંમેશાં આનંદ માનતા અને ઘણી વાર બીજા છોકરાઓ સાથે શરતોમાં દોડતાં તે પહેલા આવતા હતા. એક વિદ્યાર્થી તરીકે સત્યશોધકપણામાં પણ તેમનું વર્તન ઉચ્ચ પ્રકારનું હતું અને એક વાર તો નિશાળમાં કલહ થતાં તેમના અને તેમના મિત્ર રેમલદાસના શબ્દો સામી બાજુએ રહેલા વિદ્યાર્થીઓના આખા વર્ગના શબ્દો કરતાં વધારે સાચા માનવામાં આવ્યા હતા તથા હેડ માસ્તરે પણ તેમના મતને અનુસરીને જ ચુકાદો આપ્યો હતો. આ બાબત નિશાળોના ઈન્સ્પેકટરને લખી જણાવવામાં આવી હતી. ઈન્સ્પેકટર પણ ગુરૂદત્ત અને રેમલદાસના સત્યવાદિત્વથી સંતુષ્ટ થયા હતા અને તે-

મના જ મતને અનુસરીને જે ચુકાદો અપાયો હતો તે જ ચુકાદો તેમણે પણ બહાલ રાખ્યો હતો. આ સમયે તેમની વૃત્તિઓનું યોગ તરફ થએલું વલન દેખાઈ આવ્યું હતું અને ગુપ્ત જ્ઞાન મેળવનાર તરીકે તેમની ખ્યાતિ પણ થઈ હતી. એક વાર એક સંન્યાસી મુલતાનમાં આવ્યો. તે સંન્યાસી વિષે લોકો એમ વાતો કરતા હતા કે તેની વય ૧૨૦ વર્ષની હતી અને ૨૦ વર્ષ પહેલાં જ્યારે તે મુલતાનમાં આવ્યો હતો ત્યારે પણ આજના જેવો જ દેખાતો હતો. તે સંન્યાસીને નજરે જોનાર કહે છે કે તેના શરીરપર સફેદ વાળ બિલકુલ નહોતા, અને તે મહાત્મા નિત્ય અન્નના માત્ર સાત ગ્રાસ જ જમતા તે છતાં તેમનો દેખાવ ૩૦ વર્ષના જુવાન સરખો હતો. શહેર બહારની એક ધર્મશાળામાં તેમણે ઉતારો રાખ્યો હતો. ગુરૂદત્ત વિદ્યાર્થીના કાકા લાલા કમલનયન જે આ મહાત્માની સાથે જંગલમાં સાત વર્ષ સુધી રહ્યા હોવાનું કહેવાય છે (જાણે કે 'વૈરાગ્ય' પણ વંશપરંપરા ઉતરી આવેલો હોયની!) તે પંડિત ગુરૂદત્તને તે સંન્યાસી આગળ તેડી ગયા. સંન્યાસીએ યુવાન્ ગુરૂદત્તને આશીર્વાદ આપ્યો. પછી તેઓ વચ્ચે નીચે મુજબ વાતચીત થઈઃ-

ગુરૂદત્ત—મહારાજ! યોગાભ્યાસની ઉત્તમ રીતિ કઇ? પતંજલિના પુસ્તકમાં છે તે કે બીજી કોઈ?

સંન્યાસી—પતંજલિએ દર્શાવેલી રીતિ સાચી છે અને બીજી સઘળી લગભગ કૃત્રિમ છે.

ગુરૂદત્ત—સ્વામી દયાનંદ વિષે તમે કાંઈ જાણો છો?

સંન્યાસી—હા. અમે વનમાં મિત્રો તરીકે સાથે રહ્યા હતા. એકદા એક સ્થળે એક પંડિત ભગવત્પુરાણનો તોડ કરતો હતો ત્યાં

અમે જઈ ચડ્યા હતા. ભગવત્પુરાણ માંહેની વિગત સાંભળતાં સ્વામી દયાનંદ એકદમ ગુસ્સે થઈ ગયા હતા, પરન્તુ 'સંન્યાસીએ ક્રોધનો પરિત્યાગ કરવો જોઇએ' એમ જણાવીને મેં તેમના ક્રોધને શાંત કર્યો હતો.

ગુરૂદત્ત—વેદોમાંથી સર્વ પ્રકારના જ્ઞાનના અંકુરો શું મળી આવે છે કે ?

સંન્યાસી—હા.

ગુરૂદત્ત—સૈન્યને નિયમિત રીતે ગોઠવવાની કળા અને કવાયતના નિયમો વગેરે પણ શું વેદોમાં છે કે ?

સંન્યાસી—હા. હું તે સઘળું જાણું છું અને જો કોઈ છ માણસો મારી સાથે જંગલમાં આવવા તૈયાર થાય તો મહાભારત અને રામાયણના સમયની પદ્ધતિ પ્રમાણે હું તેમને યુદ્ધમાં કેળવી શકું.

ગુરૂદત્ત—સ્વામીજી ! તમે કયે કયે સ્થળે ગએલા છો અને ક્યાં ક્યાં સ્થળો તમે જોયાં છે ?

સંન્યાસી—લગભગ આખી દુનિયા, આલાસ્કા, બહેરિંગ વગેરે. આલાસ્કા સંસ્કૃતમાં અલ્લાવર્ત દેશ કહેવાય છે.

ગુરૂદત્ત—તે તે સ્થળોની પૃથક્ પૃથક્ ભાષાઓ તમને આવડે છે ? જો આવડતી હોય તો તમે રશિયન ભાષા કેમ બોલો છો તે મને જોવા દો.

સંન્યાસી—હા. પરન્તુ જ્યારે તમે રશિયન ભાષા સમજી શકતા નથી, ત્યારે હું તે ભાષામાં વાતચીત કરૂં તે શા ઉપયોગનું ? તમને એટલું જ કહેવું બસ છે કે એ ભાષામાં ઘણા જ વ્યંજનો આવે છે.

થોડા વિરામ પછી તેમણે તે સંન્યાસીને પોતાને કોઈ એવી દવા સૂચવવા કહ્યું કે જેથી સ્મરણશક્તિ અને બુદ્ધિ તીવ્રતર બને. સંન્યાસીએ તેમને એક ઔષધવિધિ ઉતારી આપી, જે સ્વામીજીએ પોતાની 'સંસ્કાર વિધ'માં આપેલી છે તે પ્રમાણે હતી અને જેમાં બીજી કેટલીક વસ્તુઓ ઉપરાંત બ્રાહ્મણી, શતાવરી ઇત્યાદિ ઔષધિઓનાં નામ હતાં.

આ બનાવ સાથે તેમનું નિશાળમાંનું જીવન સમાપ્ત થાય છે અને ત્યારપછી આપણે તેમને લાહોરની કૉલેજમાં દાખલ થએલા જોઇએ છીએ.



# પ્રકરણ ૩ જું.

## કૉલેજમાંનું જીવન.



સને ૧૮૮૧ ના જાન્યુઆરી માસમાં ગુરૂદત્ત વિદ્યાર્થી લાહોરની સરકારી કૉલેજમાં દાખલ થયા. આગલા વર્ષના નવેમ્બર માસમાં તેમણે પંજાબ યુનિવર્સિટી કૉલેજની મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી અને આખા પ્રાંતમાં ગુણાનુક્રમે તે પાંચમા હતા, ત્યારે પહેલા તેમના મિત્ર અને સહાધ્યાયી લાલા ચેતનાનંદ (બી. એ. અને પંજાબ યુનિવર્સિટીના ધારાશાસ્ત્રી) હતા.

કૉલેજના પ્રોફેસરોના મગજપર ઘણી જ અનુકૂળ છાપ બેસાડતાં તેમને બહુ વખત લાગ્યો નહિ. તે કૉલેજમાં દાખલ થયાને માત્ર થોડા જ દિવસો થયા તેટલા સમયમાં તો પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ સમજવા લાગ્યા કે તેઓમાં એક ઉચ્ચ પંક્તિનો માણસ રહેલો છે. પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ ઉભયને એક ખરેખરી ઉચ્ચ શક્તિનો ભાસ–સ્પર્શ થવા લાગ્યો અને માત્ર થોડા જ સમયમાં ગુરૂદત્ત વિદ્યાર્થી એક નમૂનેદાર અને ઉમદા વિદ્યાર્થી જીવન ગાળનાર થઇ પડયા. તેમનો સ્વતંત્ર જુસ્સો, ઉચ્ચ વિચારો, તત્ત્વગ્રાહી જ્ઞાન, પોતાના વિચારો બીજાને સમજાવવાની સ્પષ્ટતા અને ઉચ્ચ પ્રતિનું વક્તૃત્વ કે જેની અસર તેમને સાંભળનારાઓનાં મગજ ઉપર હમેશાં થતી જ, તે સર્વ ગુણોથી કૉલેજમાંના જીવનમાં તેમની સાથે રહેલા વિદ્યાર્થીઓના

મોટા ભાગમાં તે સુવિખ્યાત થઇ ગયા હતા. લાલા લજપતરાય ( આ ગ્રંથના મૂળ અંગ્રેજીમાં લેખક ), લાલા હંસરાજ બી. એ. ( તન, મન અને આત્માને સ્વદેશને માટે અર્પણ કરનાર એક બીજા મહાશય ), દીવાન નરેંદ્રનાથ એમ. એ. ( આસિ. કમિશનર ), લાલા શિવનાથ સી. ઇ. ( આસિ. એન્જીનીયર ), લાલા ભગતરામ બી. એ. ( મુનસફ ), લાલા ચેતનાનંદ બી. એ. ( વકીલ ), લાલા રૂચિરામ એમ. એ. (લાહોરની સરકારી કૉલેજના ફીઝીકલ સાયન્સના આસિ. પ્રોફેસર ), એ સઘળા પંડિત ગુરૂદત્તના બાળ મિત્રો અને કૉલેજના જીવન દર્મ્યાન પરિચયીઓ હતા. તેમના કૉલેજમાંના જીવનના પ્રારંભમાં પોતાના મિત્રો, સહાધ્યાયીઓ અને બીજાઓ સાથે ઈશ્વરના અસ્તિત્વ વિષે, આત્માના પરલોકગમન વિષે, ઇહલોક અને પરલોક વચ્ચેના સંબંધ વિષે અને એવી બીજી ઘણી બાબતો વિષે ઘણી વાર તેમણે વિવાદ કર્યા હતા. તેમની વિવાદરીતિ કાંઇક વિલક્ષણ હતી તે વખતે આર્યસમાજના એક અંગભૂત હોવા છતાં પણ પોતે હમેશાં નાસ્તિપક્ષમાં રહેતા અને સામા પક્ષવાળાઓને માથે ઈશ્વરના અને આત્માના અસ્તિત્વની સાબીતીઓ રજુ કરવાનું રાખતા. સામો પક્ષ જે સાબીતીઓ રજુ કરતો તેનું પંડિત ગુરૂદત્ત ખંડન કરતા અને એ રીતે તેઓની માનીનતાને ડગમગાવતા તથા નબળી કરી મેલતા. આથી માણસો માનતા અને વળી કારણો દર્શાવીને જણાવતા કે ગુરૂદત્ત વિદ્યાર્થી એક નિરીશ્વરવાદી હતા. બ્રાડલૉ, જ્હોન સ્ટુઅર્ટ મીલ, બેઇન અને ડાર્વિન, એ તેમના અભ્યાસના મુખ્ય ગ્રન્થકારો હતા. મનુષ્યને ઈશ્વરે આપેલી બુદ્ધિ પ્રમાણે જ મનુષ્ય કાર્યો કરે છે તે તત્ત્વને પંડિત ગુરૂદત્ત પોતામાં વિચાર કરવાની શક્તિ આવી ત્યારથી જ સખ્ત રીતે ધિક્કારતા હતા, અને તે તત્ત્વની પુષ્ટિમાં લાવવામાં આવતી

દલીલોનું જે ખંડન તે કરતા તે ઘણું સાદું અને સંપૂર્ણ હતું. તે દલીલો પ્રખ્યાત નીતિવેત્તા બેઇનની પદ્ધતિ પ્રમાણે બહુધા હતી.

અમે ઉપર જે કાંઈ લખી ગયા છીએ તેની પ્રતીતિને અર્થે "આર્ય મેગેઝીન્" ના સને ૧૮૮૨ ના ઑગસ્ટ માસના અંકમાંના તેમના તે વિષેના લેખમાંથી થોડો ઉતારો કરવાનું વધારે યોગ્ય થઈ પડશે. "ઇશ્વરદત્ત બુદ્ધિ" (conscience) ના મથાળા નીચે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ લખ્યું છે કેઃ—

> આપણા દેશમાંની સમાજોમાં એક સમાજ "બ્રહ્મોસમાજ" છે. તે સમાજે દેશના સુશિક્ષિત વર્ગના મગજ ઉપર કાંઈક વિશેષ અસર નીપજાવી છે. આ સંસ્થાની પ્રગતિની જેઓ તપાસ કરતા રહ્યા છે તેઓ તેમ જ બીજાઓ સારી પેઠે સમજે છે કે એક પ્રજામાંના વિશેષ બુદ્ધિમાન્ પુરૂષોના વિચારોને, પ્રજાના મતોના પ્રમુખ વિભાગ તરીકે, અલ્પબુદ્ધિમાનો હમેશાં સ્વીકારે છે. આ જ મૂળતત્ત્વ અને વ્યવહારૂ બનાવોના સંબંધમાં ચોક્કસ રીતે અવલોકવામાં આવ્યું છે કે, જોકે બ્રહ્મોસમાજનો પંથ અને તેના મતો—તેના સ્થાપકે અથવા તેના પ્રસિદ્ધ શિક્ષકોમાંના કેટલાકોએ શીખવ્યા પ્રમાણે—ઇશ્વરદત્ત બુદ્ધિના સૂત્રને ઉચિત સ્થાન આપે છે, તોપણ આ સમાજના અંગભૂતોમાં અને સહાનુભૂતિવાળાઓમાં, પોતાની સંસ્થાના નિયમો અને તત્ત્વોની ઉપરવટ થઈને, ઇશ્વરદત્ત બુદ્ધિને અનુચિત પ્રબળતા આપવાનું વલન વધતું જાય છે. અમે માનીએ છીએ કે આ કારણને લીધે જ કેટલાંક વ્યવહારૂ પરિણામોમાં મોટી ભૂલો થાય છે.

ઇશ્વરદત્ત બુદ્ધિના વિષયને અનુલક્ષીને 'બ્રહ્મોસમાજ' ની વરતુ-

સ્થિતિ 'તાત્કાલિક દૃષ્ટાઓ' અથવા 'અંતર્જ્ઞાનીઓ' (Intuitionists) ના સરખી થઈ પડી છે. 'તાત્કાલિક દૃષ્ટિ' અથવા 'અંતર્જ્ઞાન' ના મતવાળાઓ એવું પ્રતિપાદન કરે છે કે આપણામાં એક એવું નીતિસૂત્રજ્ઞાન અથવા નીતિવિષયક પ્રેરણા રહેલી છે કે જેવી રીતે આંખ રંગને જોઈને તુરત જ ઓળખી શકે છે તેવી જ રીતે તે પ્રેરણા સત્ય કિંવા અસત્ય અને શુભ કિંવા અશુભનું સત્ય દર્શન કરાવી દે છે. આ મતના વિરોધીઓ એવું પ્રતિપાદન કરે છે કે 'બુદ્ધિ' એ કાંઈ કુદરતી શક્તિ નથી, પરન્તુ તે તો એક સંપાદિત (કોઈ પણ રીતે બીજા પાસેથી મેળવેલી) શક્તિ છે કે જે શક્તિ બીજી વાસનાઓથી નિરાળી તથા નોંખી નથી અને જેનું સંપાદન અનુભવ તથા પરિચયને લીધે જ કરી શકાય છે. ઈશ્વરદત્ત બુદ્ધિની લક્ષણાને અમે ખુલ્લી કરવા માંડીએ, તે પહેલાં આ બે દર્શનોથી શું જૂદાં જૂદાં વ્યવહારૂ પરિણામો નીપજે છે તે દર્શાવવાની અમે અમારા વાચકોની પરવાનગી માંગીશું. "તત્ત્વજ્ઞાનની બે જૂદી જૂદી "શાખાઓ: (૧) અંતર્જ્ઞાનની અને (૨) અનુભવ તથા પરિચય "જ્ઞાનની, તે વચ્ચે રહેલો તફાવત એ કાંઈ ઉતાવળે નિર્ણય કરી "નાંખવા જેવી બાબત નથી. તે વ્યવહારૂ પરિણામોથી ભરપૂર "એક બાબત છે અને આ આગળ વધતા જમાનામાં મોટા "મોટા મતભેદોના પાયારૂપ છે. એક વ્યવહારૂ સુધારક હંમેશાં "એવું કરવા માંગે છે કે એવી બાબતોમાં એવા ફેરફારો કરવામાં "આવવા જોઇએ કે જેને મોટા વિસ્તારમાં અને પ્રબળ રીતે "પુષ્ટિ મળે; અથવાતો તે ચોક્કસ ઠરેલી ખરી બાબતોની સ્પષ્ટ "અને અનિવાર્ય આવશ્યકતા દર્શાવે છે; અને આ બળવતી

"લાગણીઓ કેવી રીતે જન્મ પામે છે તથા તે ખરી બાબતો "કેવી રીતે આવશ્યક અને અનિવાર્ય જણાય છે તે જ તેની દલી- "લોનો આધારભૂત ભાગ હોય છે. જે તત્ત્વજ્ઞાન માણસની લાગ- "ણીઓ અને નીતિવિષયક સૂત્રોના સ્પષ્ટીકરણને-સંયોગો અને "સમાગમનો આધાર દર્શાવીને-નિર્બળ બનાવી મૂકે છે તથા મ- "નુષ્યપ્રકૃતિનાં એકલાં તત્ત્વો તરીકે તેમની ગણના કરે છે અને "જે તત્ત્વજ્ઞાન મનગમતાં મતો વા સિદ્ધાંતોને આંતર્ સત્યો "તરીકે માની રાખવાની રીતિને સજ્જડ વળગી રહેલું છે તથા "આપણી સદસદ્‌વિવેકબુદ્ધિ કરતાં વધારે ઉચ્ચ સૂત્રને આધારે "બોલવાનો દાવો કરીને 'અંતર્જ્ઞાન' ને કુદરતનો અને ઇશ્વરનો "અવાજ માને છે, તેવા તત્ત્વજ્ઞાન વચ્ચે અને ઉપર કહ્યા તેવા "વ્યવહારૂ સુધારક વચ્ચે હમેશાં કુદરતી વૈરભાવ રહેલો હોય "છે." ઓગણીસમી સદીમાં ઉત્પન્ન થએલા તત્ત્વવેત્તાઓમાંના એક મહાન્ તત્ત્વવેત્તાની લેખિનીથી ઉપરના શબ્દો લખાએલા છે અને તે શબ્દો આ (બ્રહ્મોસમાજ) મતની અયોગ્યતા-સુધા- રણામાં, પ્રગતિમાં અને સર્વસામાન્ય સુધારાઓ કરવામાં તેની અયોગ્યતા-અવ્યાવહારિકતા સ્પષ્ટ રીતે પ્રદર્શિત કરે છે. આ પ્રકારના વિચારોથી ઉપર જણાવ્યા એવા પ્રાકૃતિક આલસ્ય અને સ્વમતદુરાગ્રહ આદિ દોષો હજી ઉત્પન્ન નહિ થયા હોય, તોપણ ભવિષ્યમાં તે ઉત્પન્ન થશે એ નિશ્ચિત છે અને અમે અંતઃક- રણપૂર્વક માનીએ છીએ કે વિચારના આ પ્રકારના વલનથી મોટા સામાજિક સવાલોનું દીર્ઘવિચારપૂર્વક થતું નિરાકરણ અટક્યું છે તેમજ માનુષીય સુધારણામાં આડખીલીઓ ઊભી થઈ છે. બ્રહ્મો- સમાજની માનીનતાઓની આ મૂળ ખામી એક બ્રહ્મો સુધારકના ધ્યાન બહાર જવી જોઇએ નહિ.

ઇશ્વરદત્ત બુદ્ધિનાં સૂચનોની વિરૂદ્ધ લોકોમાં શિક્ષણ ફેલાવવાનું કોઈ પણ રીતે જો અસંભવિત હોત, અથવાતો સામાન્ય અવનતિમાં અને આપણાં બીજાં મતોના સ્વાભાવિક ફેરફારોમાં આ માનીનતા દૂષિત ન હોત, તો તે સવાલનું નિરાકરણ અમે અન્યથા કર્યું હોત. તોપણ, દુર્ભાગ્યે આ મત બાહ્યાત્મક અસરો અને માનસિક આશયોદ્વારા મનુષ્યને એવે આડે માર્ગે દોરે છે કે ઘણી વાર માણુસ પોતાના મનને એવો પ્રશ્ન કરે છે કે "શું મારે મારી આંતર્ બુદ્ધિને વશવર્તી રહેવું જોઈએ?" અને પછી તે માણુસ તે સવાલનો નકારમાં ઉત્તર વાળે છે.

એક નમ્ર હૃદયનો હિંદુ ખરા અંતઃકરણપૂર્વક અને સન્માનની તથા ભક્તિની સંપૂર્ણ લાગણી સાથે પોતાની મૂર્ત્તિની સમક્ષ ઘુંટણીયે પડી નમન કરે છે અને પોતાના પ્રયાસોમાં સફળતા મળે એવી પ્રાર્થના કરે છે એ તો નિશ્ચિત છે. વળી એ પણ સત્ય છે કે જ્યારે મૂર્તિભંજક મહંમદે સોમનાથની મૂલ્યવાન્ મૂર્તિના ટુકડા કરી નાંખ્યા ત્યારે તેણે પણ, એક બ્રહ્મા પોતાને ભલી બુદ્ધિ તથા પ્રામાણિક અંતઃકરણ આપવા માટે પોતાના ઈશ્વરને પ્રાર્થના કરે છે, તે સમયના જેવી જ ગંભીરતા અને શાંતબુદ્ધિયુક્ત ભાવ સાથે તે કાર્ય (મૂર્તિના કકડા કરવાનું કાર્ય) કર્યું હતું. જો આ વાતો ખરી હોય, તો એ ભાગ્યે જ સંશયગ્રસ્ત હોય કે આ મત જો તદ્દન અંતરાત્મક હોય, તોપણ તે દીર્ઘદષ્ટિયુક્ત હોતો નથી, પરન્તુ તે આપણી લાગણીઓને દઢ–મજબૂત બનાવનારૂં એક તત્ત્વ છે અને જે દિશાએ તે લાગણીઓને દોરવવામાં આવે છે તે દિશા માત્ર અનુભવથી અથવા કેળવણીથી જ સ્થાપિત થાય છે.

ત્યારે હવે આ દૃઢીકરણ કરનારૂં તત્ત્વ કયું? જ્યારે એક બાળક અસત્ય બોલવાને નાખુશ હોય છે, ત્યારે પોતાનાં માતા-પિતાને અથવા ભાઇઓને નાખુશ કરવાનો ભય અથવા ખુશ કરવાની આશા એ બે વિના ત્રીજું એવું શું છે કે જે તેના મનમાં કાંઇ ક્રિયા કરે છે? ત્યારે, જો આપણા ભાઇઓને નાખુશ કરવાનો ભય વા ખુશ કરવાની આશા તે એ ન હોય અને જો નરકમાં પડવાનો ભય વા સ્વર્ગપ્રાપ્તિ કરવાની આશા તે એ ન હોય, તો પછી આ બંધનકારક સત્તા કઇ છે? ઇશ્વરની ઇચ્છા વિરૂદ્ધ વર્તવાનો ભય કે તેને અનુકૂળ વર્તવાની આશા?

આ બાહ્યાત્મક ભીતિઓ અથવા આશાઓ, માનસિક પ્રતિકૂળતાઓ અથવા સહાનુભૂતિઓ જે પ્રમાણમાં મગજ ઉપર અસર કરે છે, તે જ પ્રમાણમાં આંતર્ બુદ્ધિ વધુ ઓછી નિર્બળ વા સબળ થાય છે. પછી તેની બંધનકારક સત્તા આ પ્રમાણે બને છે: લાગણીઓનો ચય તો પહેલેથી જ રહેલો હોય છે. તે જ લાગણીઓ આપણાં સઘળાં કાર્યોને જૂદી જૂદી દિશાઓ સૂચવે છે; અને જ્યારે આપણે તે પહેલેથી અવસ્થિત રહેલી લાગણીઓની વિરૂદ્ધ કાંઇ કાર્ય કરીએ છીએ, ત્યારે તે લાગણીઓનો જથ્થો જ તે કાર્યની સામે વિરૂદ્ધતા દર્શાવે છે અને ઘણું કરીને તેની પાછળ પશ્ચાત્તાપના રૂપમાં તે લાગણીઓ દેખાવ દે છે. જો આ લાગણીઓમાં પૂરતું પ્રાબલ્ય રહેલું હોય છે અથવા તેઓને પવિત્ર માનવામાં આવતી હોય છે, તો તે લાગણીઓની વિરૂદ્ધ વર્તવાના કાર્યને અસંભવિત માનીને તે કરતાં તે સંકોચાય છે. બુદ્ધિનું ડગુમગુપણું જે કહેવાય છે તે આનું નામ. જો નીતિસૂત્રનું–નીતિના બંધારણનું આ અવલોકન" ખરૂં હોય, તો બુદ્ધિ એક

આંતર્ તત્ત્વ નથી, એટલું જ નહિ પણ તે બુદ્ધિ ઘણા સાચા અને ખોટા અનુભવોથી અવરૂદ્ધ બની જાય છે અને કેળવણીથી તથા બાહ્યાત્મક અસરોથી તેને નમ્ર બનાવી શકાય છે; તેથી, ઉચ્ચ પંક્તિની નીતિની સ્થાપનાને માટે હૃદય માની શકે તેવું એક ઉચિત કારણ તેને કહી શકાય નહિ.

જેરેમી બેન્થામ એક બીજો અંગ્રેજ ગૃહસ્થ હતો કે જે પંડિત ગુરૂદત્તની કૉલેજની જીંદગીના લગભગ સઘળા પૂર્વ ભાગના નેતારૂપ એક તારો હતો. પંડિત ગુરૂદત્ત મી. બેન્થામના 'ઉપયોગિતા'ના તત્ત્વના એક ખરા પ્રશંસક હતા. તે માનતા હતા કે મનુષ્યોનાં કૃત્યોની સત્ત્વશીલતા અથવા અસત્ત્વશીલતા વિચારવાની ખરી કસોટી તેની ઉપયોગિતા છે. તેમનો એવો અભિપ્રાય હતો કે સ્વામી દયાનંદ સરસ્વતી તે જ મતના એક શિક્ષક હતા અને તે 'ઉપયોગિતા' વિષયક શિક્ષણો જ વેદોમાં પણ સર્વત્ર આપેલાં છે. ઉપર આપેલા લેખના અંત્ય ભાગમાં પંડિતજીએ જણાવ્યું હતું કેઃ—

નીતિમાન્ કાર્યોથી વેગળી રહે તેવી એકે નીતિ નથી અને નીતિમાન્ કાર્યો સિવાય નીતિ રહે તે કરતાં વધારે સમય માણસના વિના ટકી રહે તેવાં કોઈ નીતિમાન્ કાર્યો નથી ( એટલે કે નીતિમાન્ કાર્યો વિના નીતિ નથી અને નીતિપૂર્વક વર્તતા માણુસ વિના નીતિમાન્ કાર્યો નથી ); તો પછી શું નીતિનું કાંઈ પણ ધોરણ જ નથી ? શું સઘળી નીતિ અનુચિત અને નિરૂપયોગી છે ? અમે માનીએ છીએ કે કહેવાતી આંતર્ બુદ્ધિ કરતાં નીતિનો પાયો વધારે ઉંડો છે.

આ પાયો મનુષ્યજાતિની સામાજિક લાગણીઓમાં રહેલો છે.

આ દિલસોજી અથવા સહાનુભૂતિની લાગણી કહેવાય છે કે જે લાગણી, આપણે આપણા મનુષ્યબંધુઓને સુખી વા દુઃખી જોઇએ અને માનીએ છીએ તેના પ્રમાણમાં આપણને, સુખકારક અને દુઃખકારક થઈ પડે છે. અમે અહીં આ દિલસોજીની લાગણી ઉપર સ્થપાએલા આખા નીતિસૂત્ર વિષે વિવાદ કરવા માંગતા નથી, પરન્તુ વાચકને બેન્થામથી **જહોન સ્ટુઅર્ટ મીલ** સુધીના લેખકોના પુસ્તકો જોઈ જવાનું સૂચવીએ છીએ. એટલું કહેવું જ બસ થશે કે દિલસોજીની લાગણી જ ઉપયોગ તત્ત્વનો પાયો છે, તે જ નીતિસૂત્ર છે કે જે તત્ત્વ મનુષ્યોનાં કાર્યોને તેઓ મનુષ્ય જાતિનાં સામાન્ય સુખો તરફ વળેલાં હોય અથવા ન હોય તેને અનુસરીને નીતિમાન્ અથવા અનીતિમાન્ ઠરાવે છે. વિશેષમાં અમે વાચકોને વિનવીશું કે તેઓએ આંતર્ બુદ્ધિ અને તેને આધારે રહેલી નીતિને અનુલક્ષીને બ્રહ્મોસમાજની સ્થિતિની સાથે આર્યસમાજના આર્યોની-તેઓના નીતિસૂત્ર ઉપર રહેલા પાયાને અનુલક્ષીને-તુલના કરવી; અને પછી જોવું કે તેમાંથી કઇ સંસ્થા જનસમાજનાં સુખો તરફ વધારે વલન ધરાવે છે. અમારૂં મન્તવ્ય એવું છે કે 'આર્યસમાજ' કરતાં વધારે સ્વદેશાભિમાની, જનસમાજને વધારે ઉપકારક અને જનસમાજની પ્રગતિની વધારે ઇચ્છક બીજી કોઈ પણ સમાજ નથી.

તુલનાને માટે સ્વામી દયાનંદ સરસ્વતીના 'ગોકરૂણાનિધિ' નામક પ્રશસ્ત ગ્રંથમાંથી આ નીચે ઉતારો કર્યો છેઃ—

**માંસભક્ષી**—આ દલીલો સ્થૂળ સ્વભાવની વસ્તુઓને જ માત્ર લાગુ પડે છે. પણ અમારો ધર્મ અમને માંસભક્ષણની ફરજનું સુચન કરે છે.

**વનસ્પતિ આહારક**—અમે કહીએ છીએ કે જો 'ધર્મ્ય' અને 'અધર્મ્ય' એ બે શબ્દો મનુષ્યના વર્તનના સંબંધમાં 'ખરૂં' અને 'ખોટું' એ શબ્દોની સાથે સરખાવતાં સમાનાર્થદર્શક ન હોય, તો મનુષ્યની ચાલચલગતમાં ધર્મદષ્ટિથી જોતાં અમુક બાબત ખરી છે અને અમુક બાબત ખોટી છે, એમ તમે કદી સ્પષ્ટ રીતે સિદ્ધ કરી શકશો નહિ. જે કાર્યોથી જનસમાજને સુખ પ્રાપ્ત થાય, તે કાર્યો 'ખરાં' કહેવાય છે અને જે કાર્યોથી જનસમાજને સુખ પ્રાપ્ત ન થાય, તે કાર્યોને 'ખોટાં' લેખવામાં આવે છે. જો ચોરી અને લૂંટ એ ગુન્હા હોય, તો તે ખરેખર ગુન્હા છે તેનું કારણ એ છે કે તેથી બીજાઓને દુઃખ ઉત્પન્ન થાય છે. જો આપણે આ દૃષ્ટિબિંદુને છોડી દઇએ, તો પછી લુંટારા અને લુંટાયલાઓ વચ્ચે કાર્યની પવિત્રતા રહેલી છે શું ?

આર્યસમાજનો હેતુ સામાન્ય સુખનો પ્રચાર કરવાનો અને જગત્માંથી દુષ્ટતા તથા દુઃખનો ઉચ્છેદ કરવાનો છે. જે કાર્યો પરિણામે જે કાંઈ સુખ ઉત્પન્ન કરતાં હોય તે કરતાં વધારે મોટાં દુઃખ અને અશાંતિ તે જ કાર્યોથી થતાં હોય, તો જનસમાજ તે કાર્યોને અનીતિભરેલાં કહે છે. જેઓ જરા પણ સ્વાર્થ વિના લોકોનું કલ્યાણ કરવા પાછળ જ પોતાનું જીવન અર્પણ કરે છે તેઓને જનસમાજ યોગ્ય માન અને પૂજ્યતાની લાગણીથી જુએ છે, ઈત્યાદિ.

પંડિત ગુરૂદત્ત બેન્થામ પ્રતિ પોતાની કૉલેજની જીંદગીના પૂર્વાર્ધ ભાગમાં જે ઉચ્ચ સન્માનની લાગણી ધરાવતા હતા, તે લાગણીમાં સમયવહન સાથે કેટલેક દરજ્જે જોકે ઘટાડો થયો હતો,

તોપણ અંગ્રેજ નીતિ ઉપદેશકોમાંના—ઘણું કરીને—આ ઉત્તમ નર પ્રતિની માન અને આભારની લાગણી તેમણે ચાલુ જ રાખી હતી. પંડિત ગુરૂદત્ત માનતા હતા કે બેન્થામ દુનિયાનો એક મહાન્ નીતિ ઉપદેશક છે અને તેનાં લખાણોનો અભ્યાસ નીતિના દરેક વિદ્યાર્થીએ—પછી ભલે તે આર્ય હોય, મુસલમાન હોય, ખ્રિસ્તી હોય કે બુદ્ધ હોય—કરવો જોઈએ. પોતાના જીવનના છેવટના ભાગમાં પંડિત ગુરૂદત્તે પ્રાચીન આર્ય સાહિત્યનો ઉંડો અને વધારે કાળજીભર્યો અભ્યાસ કર્યો હતો અને તેમાંથી જગત્માંનો અનુપમેય નીતિશિક્ષણનો ખજાનો તેમને હાથ લાગ્યો હતો. પ્રાચીન આર્ય નીતિશાસ્ત્રના ઉમદા બિંબ આગળ બેન્થામની કહેવાતી નીતિવિષયક શોધનું તેજ ફીકકું પડી ગયું. જ્હોન સ્ટુઅર્ટ મીલને પંડિતજી બહુધા એક સાધુ પુરૂષ માનતા. મીલનાં લગભગ સઘળાં પુસ્તકો પંડિતજીએ વાંચ્યાં હતાં. તેનું સ્વલિખિત જીવનચરિત્ર તો તેમણે બહુ વાર વાંચેલું. આ પુસ્તક તેમના દરેક મિત્રને વાંચવા માટે સૂચવી શકાય તેવું ઉત્તમ છે અને એમ કહેવું પણ ઉચિત છે કે તે પુસ્તકમાં એક સદ્દવિચારશાલી વાચકના ભવિષ્યને ઉજ્જવલ કરે તેવાં અનેક મૂલ્યવાન્ રત્નો ભરેલાં છે. પંડિત ગુરૂદત્તે પોતાની કૉલેજની જીંદગીનું બીજું વર્ષ પૂરૂં કર્યું તે પહેલાં દરેક યુરોપીયન તત્ત્વવેત્તા કે જેનાં પુસ્તકો અંગ્રેજી ભાષામાં મળી શકે તેમનાં સઘળાં પુસ્તકો તે વાંચી ગયા હતા, એ એક ખરેખરી વાત છે. આ ઉપરથી કોઇએ એમ ન માની બેસવું કે આ સમયે પંડિતજી આ એક જ પ્રકારનું જ્ઞાન મેળવવા પાછળ ગોંધાઈ રહ્યા હતા; તેથી ઉલટું તેમનો અભ્યાસ વિધવિધ હતો. વિજ્ઞાનને લગતાં પુસ્તકોને તો તે એક ભૂખ્યા સિંહના જેટલી આતુરતાથી ફાડી ખાતા, અને તે સિવાય અરબ્બી વ્યાકરણનાં રૂપાખ્યાપનો યાદ કરતાં, ફારસી પુસ્તકો વાંચતાં અને

સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કરતાં મેં એમને ઘણીએ વાર જોયા હશે. તેમના એક માનનીય મિત્ર કે જે એક વાર પંજાબ કમિશનમાં એક ઉંચો ઓદ્ધો ધરાવતા હતા, તે કહેતા કે "પંડિતજી ગણિતમાં તેમજ વિજ્ઞાનશાસ્ત્રમાં અને તત્ત્વજ્ઞાનમાં તેમજ ભાષામાં એકસરખા અને પૂરતા પ્રવીણ હતા." પોતાના કૉલેજને લગતા પાઠ કરવામાં તે ઘણા અનિયમિત જણાયા હતા, છતાં કોઈ પણ પરીક્ષામાં તે નિષ્ફળ નીવડેલા જાણવામાં આવ્યા નથી, જે ઉપરથી જણાય છે કે તેમના અભ્યાસના વિષયોપર પણ તેમણે સારો કાબૂ મેળવ્યો હતો. આ બાબત તેમના પ્રોફેસરોના ધ્યાનમાં પૂરી રીતે હતી અને તેથી રોજના પાઠ ઉપર પંડિતજી ધ્યાન નહિ આપતા, છતાં પ્રોફેસરોએ તેમને કદી ઠપકો આપ્યો નહોતો.

ભૂસ્તરવિદ્યામાં પણ પંડિતજી સારો રસ ધરાવતા હોવાથી પ્રોફેસર ઓમનને તે અત્યંત પ્રિય થઈ પડ્યા હતા. પ્રોફેસર ઓમન પંડિતજી ઉપર એક પિતાના જેટલું હેત રાખતા. પરીક્ષા પસાર કરવા માટે પંડિતજીને તે વિષયનાં શિક્ષણને લગતાં પુસ્તકો માત્ર એક જ વાર વાંચી જવાની જરૂર પડતી. સને ૧૮૮૧ ના જાન્યુઆરી માસથી સને ૧૮૮૨ ના ડીસેમ્બર માસ સુધી એટલે પૂરેપૂરાં બે વર્ષ સુધી હું પંડિતજીનો સહાધ્યાયી હતો અને તેમની સાથે એક જ વર્ગમાં અભ્યાસ કરતો હતો; મારા અનુભવથી હું વાચકને ખાતરી આપી શકું છું કે મેં પંડિતજીને ઘર આગળ કોઈ દિવસ પણ કૉલેજના પાઠ કરતા કે અભ્યાસનું પુસ્તક ઉઘાડતા જોયા નથી; છતાં સને ૧૮૮૩ ના એપ્રિલ અથવા મે માસમાં પંજાબ યુનિવર્સિટીની ઈન્ટરમિડિઆટ આર્ટ્સની પરીક્ષા લેવાયલી તેમાં તે પસાર થયલા વિદ્યા-

ર્થીઓમાં પહેલે નંબરે આવ્યા હતા; અને તેમની આ સફળતાથી, જેઓ માત્ર દેખાવપરથી ન્યાય કરવાની ઉતાવળી ટેવવાળા હતા, તેઓ સઘળા ચકિત થઈ ગયા હતા.

સને ૧૮૮૧ ની સાલના અંતમાં અથવાતો સને ૧૮૮૨ ની શરૂઆતમાં પંડિત ગુરૂદત્તે 'ફ્રી ડીબેટિંગ કલબ' અથવા 'છૂટા વિચારો દર્શાવનારી મંડળી' એ નામની એક સભાની રચના કરી અને તેના સેક્રેટરી તરીકે પોતે જ નીમાયા. ઉપર જણાવી જવામાં આવ્યા છે તે નામવાળા મહાશયો ઉપરાંત બીજા થોડા ( પંડિત રામેશ્વર નાથ કૌલ, લાલા સદાનંદ, પંડિત હરી કીશન અને તેમના બે ભાઇઓ વગેરે ) અંગભૂતોની આ મંડળી બનેલી હતી. તેના ઓદ્ધાઓ પૃથક્ પૃથક્ ધર્મવાળા માણસોવડે પૂરવામાં આવ્યા હતા. તેમાં આર્યો, બ્રહ્મો, હિંદુઓ, નિરીશ્વરવાદીઓ વગેરે હતા અને ધાર્મિક, નીતિવિષયક, સામાજિક કે રાજદ્વારી એવો એક પણ વિષય બાકી રહી જતો નહોતો કે જે વિષે તે મંડળીમાં ચર્ચા ચલાવી ન શકાય. જોકે તે મંડળી માત્ર બે કે ત્રણ વર્ષ જેટલું ટૂંકું આયુષ્ય ભોગવી શકી, તોપણ તે મંડળી તેની હદમાં રહીને તેના અંગભૂતોને તથા તે અંગભૂતોદ્વારા સર્વ જનસમાજને ઘણો લાભ કરી શકી છે, તેની તો કોઈ પણ માણસ ના પાડી શકશે નહિ. તે મંડળીથી જે એક ઉત્તમ લાભ પ્રાપ્ત થયો તે એ હતો કે તેનાથી તેના અંગભૂતોમાં ધર્મ સંબંધી છૂટ મેળવવાની ( અર્થાત્ પરધર્મી તરફ ઈર્ષ્યા નહિ ધારણ કરવાની) ભાવના જન્મ પામી હતી. આ મંડળીના લગભગ સઘળા અંગભૂતો જુવાનીયા હતા અને વળી વીશ વરસની અંદરની વયના હતા. તેઓ સઘળામાં સ્વદેશનું કલ્યાણ કરવાના એક સાધન તરીકે

પોતાની બુદ્ધિની ખીલવણી કરવાની એક જ બળવતી જિજ્ઞાસા સ્ફુરી રહી હતી. તેઓ 'સત્ય' ને અંતઃકરણપૂર્વક શોધતા હતા અને પોતાની મંડળીની બેઠકોમાં જતા હતા ત્યારે હરકોઇ નવા વિચારોને માટે પોતાનાં મનને કેવળ પારદર્શક રાખતા હતા. જીંદગીનો મધ્યકાળ વીતી ગયા પછી જ્યારે ન્યાયશક્તિ કાંઇક ઠાઉકી બની હોય છે, દુનિયાના અને તેની રીતભાતોના અનુભવથી મનોવિકારો શમી ગયા હોય છે તથા જીંદગીના છેલ્લા દિવસો ગણવાનો સમય નજીક આવતો જતો હોય છે, ત્યારે જો આ મંડળીના સભાસદો મંડળીની બેઠકોમાં જે ઉંડા અને તત્ત્વજ્ઞાનયુક્ત પ્રશ્નો વિષે વિવાદ થતો હતો તે વિષે દીર્ઘ વિચાર કરશે, તો તેઓ આ મંડળીની બેઠકો પાછળ ગાળેલા સમયને માટે પસ્તાશે નહિ અને તેઓએ જુવાનીમાં કરેલી સત્ય માટેની શોધખોળોથી શરમાશે નહિ.

સને ૧૮૮૧ માં પંડિત ગુરૂદત્તે ઈશ્વર અને આત્માના અસ્તિત્વ સંબંધી વિવાદમાં નકાર પક્ષ લીધો, ત્યારે ૧૮૮૫ માં તેમણે તે સંબંધી પ્રતિપાદક પક્ષ લીધો અને એ રીતે તેમના આર્ય દૃષ્ટિબિંદુથી આ બન્ને મતો તેમણે સિદ્ધ કરી આપવા માંડ્યા. પોતાના સહાધ્યાયી મિત્રો અને પોતાની સાથે સમાગમમાં આવેલા બીજાઓની ઈશ્વર અને આત્માના અસ્તિત્વ સંબંધી માનીનતાને ડગમગાવનાર તે પહેલા જ હતા, નિરીશ્વરવાદના માર્ગપર તેઓને કેટલેક સુધી લેઈ જનાર પણ તે જ હતા અને છેવટે ધાર્મિક શ્રદ્ધાની આ મુખ્ય શાખાઓ સંબંધી પ્રસરી રહેલી માનીનતાઓની ઝેરી અસર તેમના મગજમાંથી ક્રમે ક્રમે, આસ્તે આસ્તે અને બેમાલુમ રીતે કાઢી નાંખીને, પછી પ્રતીતિજનક રીતે તથા સફળ રીતે તેઓના ધર્મ

વિષયક વિચારોને ઘડનાર અને દુનિયાના મહાન્ રચનાર તથા મહાન્ નિયામકના અસ્તિત્વ વિષેની તેમની માનીનતાને દૃઢ કરનાર પણ તે પંડિત ગુરૂદત્ત જ હતા. ઈશ્વર અને આત્મા સંબંધી આર્ય વિચારો સર્વોપરી છે અને વિશેષ પ્રબળ છે એમ સ્થાપિત કરવાની પંડિત-જીને આ પ્રમાણે ટેવ પડી હતી. પ્રિય વાચક! બ્રહ્મો, ક્રિશ્ચિયનો અને મહંમદાનુયાયીઓના ઇશ્વરને માનનારાની માનીનતામાં થએલી આ સંક્રાન્તિ ખાસ ધ્યાન આપવા જેવી છે. આ દુનિયાની રચના કોઈ પણ વસ્તુમાંથી થઇ નથી એવી માનીનતામાંથી આર્યસમાજના અનાદ્યનંત ઇશ્વિર, અવિકારી આત્મા અને શાશ્વત પદાર્થની માનીનતા તરફ તે આપણને દોરી ગયા છે. આ પ્રમાણે તેમણે આર્યસમાજના ધર્મને (અર્થાત્ વૈદિક ધર્મને) જ માત્ર એક સત્ય, શાશ્વત અને વિજ્ઞાન તથા તર્કબુદ્ધિની કસોટીમાં ટકી શકે તેવા ધર્મ તરીકે આપણને માનતા કર્યા છે.

ધર્માન્તર કરવાની આ આશ્ચર્યકારક પદ્ધતિનો લાભ જેઓને મળ્યો હતો તેઓમાંનો એક આ લેખક (લાલા લજપતરાય) પણ હતો અને ઘણું કરીને પંડિત ગુરૂદત્તે ઉપદેશેલા આર્યસમાજના મતને પહેલામાં પહેલા ધારણ કરનારાઓમાંનો તે એક હતો. ખરેખર, જૂઠી માનીનતાઓ અસ્તિત્વ ધરાવતી હોય તેમનો નાશ કરવાની અથવા તેમને નબળી પાડવાની અને તેને સ્થળે નવા તથા સત્ય મતની સંસ્થાપના કરવાની જ તેમની તે રીતિ હતી. સને ૧૮૮૨ ના ડીસેમ્બર માસની ૨ જી તારીખે લાહોરની આર્યસમાજની વર્ષગાંઠ હતી અને તે જ દિવસે આ લેખકે તેના અંગભૂત થવા માટેનું વિનતિપત્ર ભરી આપીને સત્ય અને સદ્ધર્મના એક પક્ષકાર તરીકે

પોતાનું નામ નોંધાવ્યું હતું. પ્રજાના આ નમ્ર સેવકની જીંદગીમાં તે દિવસ હંમેશને માટે સંસ્મરણીય થઇ પડશે અને જેઓએ આ સત્ય મતની રચના કરી છે તેઓ તરફના સન્માનપૂર્વક મારી સ્મૃતિમાં તે વજ્રલેપ થઇ રહેશે. હું માત્ર સમાજના મંદિરમાં જ ગયો હતો (તેના અંગભૂત થવાના નિશ્ચયથી કાંઇ ગયો નહોતો) અને તે જ વખતે મારા હૃદયમાં અગ્નિ પ્રદીપ્ત થયો; પછી શુદ્ધ ભાવની મૂર્તિરૂપ પેલા જાદુગર–સ્વર્ગવાસી મહાનુભાવ લાલા સેનદાસના જાદૂઇ હસ્તસ્પર્શથી તે ધીમો અગ્નિ મોટી જ્વાળાઓ ધારણ કરવા લાગ્યો. ત્યારપછીથી તે અગ્નિનું સામર્થ્ય વધતું ચાલ્યું છે અને તેને હું પંડિત ગુરૂદત્ત તથા સેનદાસે મારામાં આણેલા સદ્ધર્મના જ પરિણામ તરીકે માનું છું–સમજું છું. પંડિત ગુરૂદત્તે આ માર્ગ જો સહેલો કરી ન રાખ્યો હોત તો લાલા સેનદાસના હસ્તસ્પર્શમાં અપરિમિત સામર્થ્ય હોવા છતાં તે અસરકારક નીવડત નહિ.

આટલી આત્મકથા કહી જવા માટ હું વાચકની ક્ષમા યાચું છું. મૂળ હેતુ તરફ જોતાં તે કથાની અહીં આવશ્યકતા હતી. હિંદુસ્તાનના ઉદ્ધારનું કાર્ય આર્યસમાજને હસ્તે થવાનું છે તેને માટે એ સ્વર્ગવાસી નરને હાથે દિક્ષા લેનાર તરફનું તે મહાન્ નર પ્રતિનું તે એક પ્રકારનું સન્માન છે.

એક બીજા કારણને માટે પણ આ દિવસ સંસ્મરણીય થઈ પડે છે. પંડિત ગુરૂદત્તના આત્માની નમ્રતા તે જ દિવસે ખુલ્લી થઇ હતી. એ દિવસે આ પ્રમાણે બન્યું હતું:–

"આર્યસમાજનો ઉદ્ભવ અને તેનું ભવિષ્ય" એ વિષય પર લાલા મદનસિંઘે પોતાનું વિદ્વત્તાભર્યું વ્યાખ્યાન પૂરૂં કર્યા પછી આ

લેખકને અને પંડિતજીને ભાષણ કરવાનું કહેવામાં આવ્યું. અમે હા કહી અને પહેલાં હું ભાષણ કરવાના ટેબલ પાસે ગયો. તે યાદગાર રાત્રિએ મેં શ્રોતાઓના મગજપર જે ઠઠેરાબંધ ભાષણ આપેલું હતું અને વારંવાર ઉત્સાહભર્યા ખુશાલીના પોકારોથી–તાળીઓથી તે ભાષણને વધાવી લેવામાં આવ્યું હતું, તે સઘળું મને બરાબર સાંભરે છે. લગભગ એકે એક વાકયને અંતઃકરણપૂર્વક વધાવી લેવામાં આવ્યું હતું અને એ પ્રમાણે મને મળેલા સત્કારથી મારૂં મગજ તો ફરી જવા લાગ્યું ! અનનુભવી અને ઓછા અભ્યાસવાળા ઉતરતા વર્ગના વિદ્યાર્થીઓનાં આ પ્રકારનાં કાર્યોમાં સમાએલી મૂર્ખતા હવે મારા સમજવામાં બરાબર રીતે આવી છે. આવા વિદ્યાર્થીઓ પ્રજાવર્ગના આવા સત્કારથી છેતરાઇને પોતાની નમ્રતા ગુમાવે છે, અભ્યાસની અવગણના કરે છે અને જે હીલચાલમાં તેઓ જોડાયલા હોય છે તે હીલચાલને હીણપત લગાડીને પોતાના સારા ભવિષ્યને ખુહાર કરે છે. આ ઉપરથી એમ ન સમજવું કે હું જુવાન વિદ્યાર્થીઓને જાહેર હીલચાલોમાં ભાગ લેવામાં નાહિંમત કરવા માંગું છું; પરન્તુ મારી માતૃભૂમિની ભવિષ્યની આશાઓરૂપ એ જુવાન મગજો ઉપર હું જે કાંઇ ઠસાવવા માંગું છું તે એ છે કે તેમણે પોતાની વયને યોગ્ય કરતાં વધારે મોટાં કાર્યોમાં ભાગ લેવો જોઇએ નહિ. જ્ઞાનમાં, વયમાં અને અનુભવમાં તે ફૂટતી મૂછવાળા જુવાન ભાષણકર્તા કરતાં ચડતી પંક્તિના ગણાય એવા સંખ્યાબંધ વૃદ્ધ માણસોની એક મોટી સભાની સમક્ષ, યોગ્ય ઉંમરે પણ નહિ પહોંચેલો અને કૉલેજની જીંદગીમાં માત્ર પ્રવેશ જ કર્યો હતો તેવો એક યુવક ભાષણ આપે તે કાર્ય ગેરવાજબી અને ઉતારી પાડવાને લાયક છે; તેમ કરવાનું બીજું કાંઈ કારણ ન હોય તો સામાન્ય રીતે એ એક

કારણ છે કે આવી ઉદ્ધતાઇ તેવા વિદ્યાર્થીઓમાંથી નમ્રતા અને હિંદુ કોમમાં એક મૂલ્યવાન્ તથા મુખ્ય લક્ષણરૂપ ગણાતું વૃદ્ધો અને મહાનુભાવો પ્રતિનું સન્માન એ બન્ને ગુણોનો નાશ કરે છે. અલબત્ત, તેઓ પોતાની વક્તૃત્વશક્તિને પોતાનાં મિત્રમંડળોમાં અને તે કાર્યમાટે સ્થાપવામાં આવેલી બીજી સમાજોમાં સારી રીતે કેળવી શકે; અથવાતો, જો જાહેર સભાઓમાં તેમને બોલ્યા વિના ચાલે તેવું ન હોય તો તેઓએ પોતાનાં મન્તવ્યોનું પ્રતિપાદન ન કરતાં નમ્ર અને સામાન્ય રીતે પોતાના વિચારો દર્શાવવા જોઇએ. તેઓએ હમેશાં પોતાની ભુલો કબૂલ કરવાની અને તેમાં યોગ્ય સુધારો કરવાની તત્પરતા બતાવવી જોઇએ. તેમનાં વાક્યો ખાતરી અને સંદેહ બન્નેનાં મધ્યવર્તી હોવાં જોઇએ અને તેઓએ કદી એવા શબ્દો ઉચ્ચારવા જોઇએ નહિ કે જેથી તેમને પશ્ચાત્તાપ કરવાનો સમય આવે. જુવાન માણસો જાહેર સભાઓમાં બોલવાના ઉત્સાહથી ભરેલા હોય છે અને પછી તેઓ સ્વદેશના કલ્યાણનું કાર્ય કરવાને યોગ્ય થયા પહેલાં તે કાર્ય કરવાનો પ્રારંભ કરે છે. આમ કરવાથી તેઓ પોતાની જાતને તેમ જ જે કાર્ય તેઓએ ઉપાડ્યું હોય છે તે કાર્યને પણ નુકસાન કરે છે. અર્ધા કેળવાયલા, અનભ્યાસી, ઉદ્ધત અને મિથ્યાભિમાની જુવાનિયાઓ કે જેઓ તેમના પિતાઓએ અને પ્રજાના નેતાઓએ ઊભી કરી રાખેલી આશાની ઇમારતોને જમીનદોસ્ત કરી નાંખે છે તેઓની સેવાની જરૂર આ દેશને લગતી જાહેર બાબતોના સંબંધમાં બિલકુલ નથી. એક કવિએ ખરૂં કહ્યું છે કે—

A little knowledge is a dangerous thing,
*Drink deep* or taste not the pierian spring.

એનો ભાવાર્થ એ છે કે અલ્પ જ્ઞાન અતિભયંકર થઈ પડે છે; માટે કાંતો સંપૂર્ણ જ્ઞાન મેળવવું અને નહિ તો બિલકુલ તેમાં ચંચૂપાત જ કરવો નહિ. હિંદુસ્તાનને પંડિત ગુરૂદત્ત જેવા ખરેખરી કેળવણી પામેલા, વિશાળ વાચનવાળા અને વિદ્વાન્ વિદ્યાર્થીઓની જરૂર છે. અર્ધદગ્ધ કેળવણી પામેલા માણસો કાંઈ પ્રજાનો ઉદય કરી શકતા નથી, જનસમાજનું બંધારણ બાંધી શકતા નથી કે આર્ય તેજને પુનઃ પ્રદીપ્ત કરી શકતા નથી. આધુનિક પંડિતો આ પ્રકારના આશ્ચર્યકારક ઉદાહરણરૂપ છે. ખરેખર, પંડિત ગુરૂદત્તે મારા મૂર્ખતાભર્યા દાખલાનું અનુકરણ કરવાની તે સમયે ના કહી, કારણકે તે પ્રસંગે પોતે કાંઇ બોલવાને લાયક છે તેમ હજી તે માનતા નહોતા. એક ખરા માણસ અને દેખાવ કરનારા માણસ વચ્ચે રહેલો વિશાળ તફાવત આ ઉપરથી જણાઇ આવે છે.

આ વાર્ષિકોત્સવ પછી તુરત જ "આર્ય પ્રેસ"ના માલીક લાલા સાલીગરામ જે આર્યસમાજને માટે કેટલાક વખત સુધી સામાન્ય ઉત્સાહ ધરાવતા હતા તેમણે અમારા જુવાનીયાપણાનો અને સાહસિકપણાનો લાભ લેવાનું ઉચિત માન્યું. તેમણે સૂચવ્યું કે તે પોતે આર્યસમાજના લાભને માટે પોતાને ખર્ચે એક અંગ્રેજી અને એક ઉર્દૂ એ પ્રમાણે બે વર્તમાનપત્રો કાઢે અને તે બન્ને વર્તમાનપત્રો ચલાવવાનું મારે માથે લેવું. થોડા વખતમાં આ દરખાસ્ત આર્યસમાજના બે ભવિષ્યના આત્મભોગ આપનારાઓ (લાલા હંસરાજ અને પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી) અને લાલા શીવનાથની સમક્ષ રજુ કરવામાં આવી. થોડા વખત સુધી માંહોમાંહે વિચાર કર્યા બાદ તે દરખાસ્ત કબૂલ રાખવામાં આવી અને તંત્રી તરીકેનું કામ ચાર જણાઓ

વચ્ચે વહેંચી નાંખવામાં આવ્યું. વર્તમાનપત્રોનાં નામ મારી સૂચના પરથી "આર્યાવર્તનો ઉદ્ધાર કરનાર" (Regenerator of Arya Varta) અને "દેશોપકારક" એ પ્રમાણે રાખવામાં આવ્યાં. શરૂઆતથી જ એવી ગોઠવણ કરવામાં આવી હતી કે મારાં લખાણો હું જ્યાં થોડા વખતમાં મુખત્યાર તરીકે કામ કરવા જવાનો હતો તે સ્થળેથી આવે અને અંગ્રેજી પત્ર ચલાવવાનું સઘળું કામ લાલા હંસરાજના હાથમાં રહે. વળી એમ પણ ઠર્યું હતું કે તે પત્રો ચલાવતાં જો કાંઇ નફો રહે તો તે આર્યસમાજને મળે અને અમારે તો કોઈ પણ પ્રકારનો બદલો લીધા વિના કામ કરવું. પહેલાં તો મિત્રોના એક નાના મંડળ વિના બીજું કોઈ જાણતું જ નહોતું કે એ પત્રોના તંત્રીઓ કોણ છે; પરન્તુ તે પછી તુરત જ લાલા હંસરાજ અને પંડિત ગુરૂદત્તનાં નામો જાણીતાં થયાં અને લાલા હંસરાજને ન્યાય આપવાની ખાતર મારે જણાવી દેવું જોઇએ કે તે એકલા જ એ પત્ર ચલાવતા હતા. આ પત્રમાંનાં તેમનાં લખાણોથી જ તેમના સ્વતંત્ર વિચારો લોકોમાં જાહેર થયા હતા.

સને ૧૮૮૩ ના પ્રારંભમાં પંડિત ગુરૂદત્તે આર્યસમાજની સાથે એક 'સાયન્સ સ્કૂલ' જોડવાની યોજના ઘડી કાઢી. આ બાબતમાં મી. ઓમનનો ખાસ હાથ હતો. એક વિનતિપત્ર પ્રકટ કરવામાં આવ્યું હતું અને તુરત જ તે માટેનો ખરડો પણ ચાલુ કરવામાં આવ્યો હતો. એક સારી રકમ તે ઉપરથી ભરાઈ હતી અને પંડિત ગુરૂદત્તે તે સંબંધે કેટલાંક ભાષણો પણ આપ્યાં હતાં.

પંડિત ગુરૂદત્તના કેટલાક વિશ્વાસુ મિત્રો અને બીજા લોકો કહે છે કે આ સમયે પંડિતજી નિરીશ્વરવાદી મતના હતા અને આ

કથનને પંડિતજીની નોંધપોથીમાંના તા. ૧૨-૧-૧૮૮૩ ના દિવસના નીચેના ઉલ્લેખપરથી કેટલેક દરજ્જે ખુલ્લો ટેકો મળે છે. નોંધપોથીમાં લખ્યું છે કેઃ—"લાલા * * * લખે છે કે આપણે નિરીશ્વરવાદી છીએ તે આપણે જાહેર કરી દેવું જોઇએ." આ સમયે પંડિતજીના ધર્મસંબંધી શું વિચારો હતા તે સંબંધી જે કાંઇ મારા સ્મરણમાં છે તે હું આપી ચૂક્યો છું અને હજી પણ હું કહું છું કે પંડિતજી કોઇ વાર પણ નિરીશ્વરવાદી નહોતા. ખરેખર, કેટલાક કલાક અથવા કેટલાક દિવસ આ સમયના અરસામાં એવા જોવામાં આવ્યા હતા કે જે વખતે પંડિતજી ઇશ્વરના અસ્તિત્વ વિષે શંકાશીલતા ધરાવતા હતા; કોઇ ક્ષણો એવી પણ ગઇ હશે ખરી કે જે વખતે પંડિતજીના મગજનું સમતોલનપણું નિરીશ્વરવાદ તરફ વધારે પ્રમાણમાં નમી ગયું હોય; પણ મને એમ લાગે છે કે તે વખતે પંડિતજી આ વિશાળ વિશ્વને ઇશ્વર વિનાનું માનનારા નિરીશ્વરવાદી બની જવાના દુઃખી વિચારને તુરત જ અચકાવી રાખતા—સમેટી લેતા.

"આર્યાવર્તનો ઉદ્ધાર કરનાર" નામના પત્ર સાથેનો અમારો સંબંધ તે પત્રના માલેકે તેમાંથી મળતો નફો આર્યસમાજને આપી દેવાની ના પાડ્યાથી તૂટી ગયો; જો કે તે પત્ર પોતે ચલાવતા હતા છતાં તેની પોતા માટેની નકલો પણ તે પત્રના સંયુક્ત તંત્રીઓએ મુફ્ત લેવા ના કહી હતી, તે ઉપરથી તેમના આત્મભોગની કલ્પના કરી શકાશે. તેઓએ પોતા માટેની નકલોનું લવાજમ પણ આપવાનો આગ્રહ પકડી રાખ્યો હતો. છેવટે લાલા સાલીગરામે એવી ઇચ્છા દર્શાવી કે તે સંયુક્ત તંત્રીઓને માસિક પગાર આપવામાં આવે અને તેઓ પહેલાંની જેમ તે પત્ર સાથેનો સંબંધ ચાલુ રાખે, પરંતુ તે

માંગણી સ્પષ્ટ રીતે નકારવામાં આવી હતી અને જણાવવામાં આવ્યું હતું કે તે કાર્ય તેઓએ કાંઇ પૈસા પેદા કરવાના હેતુથી માથે લીધું નહોતું પરન્તુ આર્યસમાજના લાભાર્થે જ માત્ર તેમ કરવામાં આવ્યું હતું.

સને ૧૮૮૩ની શરૂઆતમાં પંડિત ગુરૂદત્તે પંજાબ યુનિવર્સિટીની ઇન્ટરમિડિઅટ આર્ટ્સની પરીક્ષા સઘળા વિદ્યાર્થીઓમાં પહેલે નંબરે પસાર કરી. આ સફળતા એક ચમત્કારરૂપ હતી, કારણકે પંડિતજી પોતાના કૉલેજના અભ્યાસમાં કદિ નિયમિત જણાયા નહોતા. બીજાં સામાન્ય ધોરણોની લગભગ સઘળી પરીક્ષાઓમાં પંડિતજીને માત્ર પસાર થવા જોગા જ માર્ક મળ્યા હતા, અને વર્ગનો ગોખ્ખણીયો ભાગ ઉંચી પદવી ધરાવતો હતો. જ્યારે ખરી કસોટીનો સમય આવ્યો, ત્યારે પોતાની દૃઢ સ્મરણશક્તિથી અને નિર્મળ બુદ્ધિશક્તિથી તે પોતાની મેળે ઉંચે ચડયા. તે ગોખ્ખણપટ્ટીને હમેશાં ધિક્કારતા અને માનસિક વ્યાયામને પસંદ કરતા, પછી ભલે ગણિત, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, ભાષા કે શિક્ષણને લગતો બીજો ગમે તે વિષય હોય. કૉલેજના પાઠ તૈયાર કરવામાં પંડિતજીની બેદરકારી અને અનિયમિત ટેવોને માટે તેમના પ્રોફેસરો બહુ ચિંતાતુર રહેતા, તોપણ તેઓને પંડિતજીના અભ્યાસના સંગીનપણા માટે પૂરતો વિશ્વાસ રહેતો.

દયાનંદ એંગ્લો–વૈદિક કૉલેજ સંબંધી હીલચાલ સાથેનો પંડિતજીનો સંબંધ તે સંસ્થા સંબંધી વિચારના ઉદ્દ્ભવથી જ શરૂ થયો હતો. સને ૧૮૮૩ના ઓકટોબર માસમાં જ્યારે સ્વામી દયાનંદ સરસ્વતીની પ્રાણઘાતક માંદગીના સમાચાર આખા દેશમાં દાવાનળની

પેઠે ફેલાઇ ગયા, ત્યારે લાહોર આર્યસમાજની કાર્યભારી મંડળીએ પંડિતજીને અને તે સમાજના ઉપપ્રમુખ લાલા જીવનદાસજીને સ્વામીજીની માંદગીમાં તેમની સેવામાં રહેવા માટે મોકલ્યા હતા. આ વખતે પંડિત ગુરૂદત્ત લાહોરની સરકારી કૉલેજમાં ત્રીજા વર્ષનો અભ્યાસ કરતા હતા અને તે ભાગ્યે જ વીશ વર્ષની વયના હશે. પંડિતજીએ પોતાને સોંપવામાં આવેલું એ કાર્ય કેવી રીતે બજાવ્યું તે વાતને બાજુએ મેલતાં, માત્ર આવું અગત્યનું પણ નાજૂક કાર્ય તેમને સોંપવામાં આવ્યું, તે બીના જ બતાવી આપે છે કે લાહોર આર્યસમાજના સુજ્ઞ પ્રમુખ પંડિતજીમાં સંપૂર્ણ વિશ્વાસ ધરાવતા હોવા જોઇએ. તે સંસ્થાના કાળજીવાળા અને શાણા અંગભૂતોને સલાહ આપવામાં પંડિતજીનો કેટલો મજબૂત અવાજ હતો તેનો ઝાંખો ખ્યાલ આ બીના ઉપરથી આવી શકે છે. આર્યસમાજની સૃષ્ટિમાં એક સામાન્ય માનીનતા એવી છે કે લાહોરના આર્યો કોઇને માન આપવામાં અને કોઇનાં વખાણ કરવામાં હમેશાં બહુ મોળા-ધીમા રહે છે ( અને હુ પોતે સમજી શકતો નથી કે તેઓએ શામાટે તેવા ન રહેવું જોઇએ ) પરન્તુ પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીના સંબંધમાં તો તેઓએ શરૂઆતથી જ પંડિતજીના ચાતુર્ય માટે ઉચ્ચ મત ધરાવ્યો હતો અને તેમની બુદ્ધિને માટે હૃદયમાં ઉંચું માન ધરાવીને પોતાના સ્વભાવની ઉદારતા બતાવી હતી. તે મહાન્ સુધારક (સ્વામી દયાનન્દ) ના આ પૃથ્વી માંહેના ટુંકા પ્રવાસના અંતીમ સમયમાં જે ભક્તિથી પંડિતજીએ તેમની સેવા કરી હતી અને એક પુત્રને છાજતા જે પ્રેમ તથા કાળજીથી તેમની મરણ પથારી વખતે ખીદમત કરી હતી, તેથી તેમને તે પ્રસંગે નજરે જોનાર તથા તેને લગતો અહેવાલ સાંભળનાર દરેક જણ તેમને વખાણ તથા સન્માનને પાત્ર જણાવતા હતા.

સૃષ્ટિના આદિ અને અંતના કારણમાં (પરમાત્મામાં) દૃઢ શ્રદ્ધા રાખીને ગાયત્રી મંત્રનો જપ કરતાં કરતાં મરણ પામનાર આ મહાન્ પુરૂષના મરણના દૃશ્યે જ જુવાન પંડિત ગુરૂદત્તના લાગણીવાળા નાજુક હૃદયને ખરેખર મોટી અસર કરી હતી. અહીં જ તેમણે ભક્તિની મહત્તા અને પ્રૌઢતા જોઇ; અહીં જ તેમણે માનસિક શાંતિનું દર્શન કર્યું કે જે શાંતિથી એક ભક્ત–સર્વશક્તિમાન્ ઇશ્વર અને તેના વિશ્વનો નમ્ર સેવક–સત્ય અને ધર્મ–કર્તવ્યનું યુદ્ધ પોતાનું અને મહાન્ જગત્કર્ત્તાનું કીર્તિગાન કરતાં કરતાં લડીને, વિઘ્નો, તોફાનો, ભીતિઓ કે સંકષ્ટોથી જરા પણ ડર્યા વિના, સ્વર્ગના ઉચ્ચ પ્રદેશોમાં વસી રહેલા મહાન્ આત્માઓની પાસે ઉડી જવાને માટે, હાડમાંસના બનેલા આ ક્ષુદ્ર શરીરનો ત્યાગ કરે છે. ત્યારપછી કોઇ દિવસ પણ પંડિત ગુરૂદત્ત ઇશ્વર અને તેના વેદોના સંબંધી પોતાની માનીનતામાં ચલિત થયા જાણ્યા નથી; શંકાના ભૂતની ભયંકર ગપ્પી મુલાકાતને વશ થયા નથી; અને ત્યારપછી કદી તે શંકાશીલતાનો એક શબ્દ પણ બોલ્યા નથી. પંડિતજીની જીંદગીમાં આ એક એવો મોટો બનાવ બન્યો હતો કે જેણે સઘળી બાજી ફેરવી નાંખી અને ત્યારપછીનાં પંડિતજીનાં સઘળાં ભાષણો, લેખો અને કાર્યો ઉપર દૃઢ છાપ પાડી. સ્વામીજીના મરણના ખબર તે એક ઇશારો હતો અને તે ઇશારાએ સૂચવ્યું હતું કે પંજાબની આર્યસમાજોએ વખતસર માથે લીધેલું સુધારાનું કામ આગળ ચાલુ રાખવાને માટે હવે પૂરેપૂરી ખંત અને ચાલુ મહેનતની જરૂર હતી. તે મહાન્ સુધારક (સ્વામી દયાનંદ) ના પવિત્ર સ્મરણને અચળ કરવા ઉપરાંત વેદોના સંસ્કૃત સાહિત્યના સંપૂર્ણ અભ્યાસને ગતિ આપવાના કાર્યને માટે એક સંસ્થા સ્થાપવાને લગતા વિચારને લગભગ સઘળા આર્યસમાજીઓએ

અંતઃકરણપૂર્વક ટેકો આપ્યો. આ વિચારને લગતા ઠરાવો જોકે થઇ ગયા હતા અને મદદને માટે નાણાંની રકમો કાઢી આપવાની માંગણીઓ પણ થઇ ચૂકી હતી, તોપણ જ્યાંસુધી પંડિત ગુરૂદત્ત અને લાલા જીવનદાસજી અજમેરથી પાછા ફર્યા નહિ ત્યાંસુધી તે વિચાર કાંઇ ચોક્કસ સ્વરૂપ ધારણ કરી શક્યો નહોતો. સને ૧૮૮૩ ના નવેમ્બર માસની ૮ મી તારીખે લાહોર આર્યસમાજના મકાનમાં લાહોરના નાગરિકોની એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. તેમાં તે બાબત સંબંધી દરખાસ્ત જાહેર પ્રજા સમક્ષ પહેલવહેલી જ રીતસર રજુ કરવામાં આવી હતી અને સભાએ તેને અનુમતિ આપી હતી. તે સભામાં ભાષણ કરનારાઓમાં એક પંડિત ગુરૂદત્ત પણ હતા અને સ્વામીજીએ પોતાની જીંદગીના છેલ્લા દિવસો કેવી બહાદૂરીથી વીતાડ્યા હતા તથા એક માસ કરતાં વધારે લાંબી માંદગી પોતે એક ધૈર્યશાલી પુરૂષને છાજતી રીતે કેવા સહી રહ્યા હતા તેને લગતું બયાન તેમણે તે સભામાં કર્યું હતું. તે સભાનો અહેવાલ "આર્યાવર્તનો ઉદ્ધાર કરનાર" એ પત્રમાં આપવામાં આવ્યો હતો, જેમાંથી આ નીચે થોડો ઉતારો કરવામાં આવ્યો છેઃ—

"પરન્તુ ત્યારપછીની જાહેર સભા જે તા. ૯ મી નવેમ્બરે (૧૮૮૩) ભરવામાં આવી હતી તેમાં થએલો દેખાવ કેવળ જૂદી જ જાતનો હતો. આ પ્રસંગે શોકને બદલે કૃતજ્ઞતાનો જુસ્સો વ્યાપી રહેલો હતો અને દરેકે દરેક હૃદયમાં ઉત્સાહની ગર્જના થઇ રહેલી હતી. આ સભાનો એકસંપીવાળો હેતુ એ હતો કે સ્વર્ગવાસી સ્વામીજીના કીર્તિવંત જીવનને આ પૃથ્વીમાં અમર બનાવવું; અને તેમના માનવંતા સ્મરણમાં એક એંગ્લો-

વૈદિક કૉલેજની સ્થાપના કરવાની દરખાસ્ત સર્વાનુમતે સંપૂર્ણ ઉત્સાહ સાથે પસાર કરવામાં આવી હતી. ત્યારપછીનો દેખાવ ખાસ પ્રેક્ષણીય હતો. જોકે સભામાં મુખ્યત્વે કરીને મધ્યમ વર્ગનાં માણસો આવ્યાં હતાં, તોપણ લગભગ ૭૦૦૦ થી ૮૦૦૦ રૂપિયા તે જ સ્થળે કૉલેજ માટેના ફંડમાં ભરાઈ ગયા હતા. સ્ત્રીઓ, બાળકો અને ગરીબ નોકર ચાકરો પણ ઉત્સાહપૂર્વક પોતા તરફનો હિસ્સો આપવાને આગળ આવ્યા હતા."

"દયાનંદ એંગ્લો-વૈદિક કૉલેજ" ની મદદ માટેના ફંડમાં જેઓએ સૌથી પહેલી રકમો ભરી આપી તેઓમાંના એક પંડિત ગુરૂદત્ત હતા. તેમણે પોતાના નામપર ૨૫ રૂપિયા (એક મહીનાની સ્કોલરશીપ) નોંધાવ્યા હતા. આ બનાવ પછી આવી મોટી લોક-સભા સમક્ષ કોઇ પણ અગત્યની બાબતપર ભાષણ આપતાં પંડિત ગુરૂદત્ત પોતાની ફરજ બજાવવામાં પાછા હઠયા નહોતા. કેટલીક વખત અમે તેમને ડી. એ. વી. કૉલેજની મદદમાટેનું વિનતિપત્ર ઘડ-વામાં તે સમયના લાહોર આર્યસમાજના ઉત્સાહી સેક્રેટરીની સાથે કોઇ સ્થળે ભરાઇ બેઠેલા જોતા તો બીજે વખતે અમે તેમને તે કાર્યને માટે મદદની ભીખ માંગનારી મંડળીની સાથે જોડાએલા જોતા.

આર્યસમાજોના વાર્ષિકોત્સવના પ્રસંગોપર જવાનું તેમને બહુ ગમતું અને ત્યાં તે પોતાના તહેવારના દિવસો પોતાને તેમ જ સામા-જિક બંધુઓને સૌથી વધારે લાભપ્રદ થઇ પડે તે રીતે ગાળતા. લાહોર આર્યસમાજના સાતમા વાર્ષિકોત્સવ પ્રસંગે તેમણે અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું; અને સને ૧૮૮૮ ના જાન્યુઆરી માસના "આર્ય મેગેઝીન્" પત્રે તે વાર્ષિકોત્સવનો અહેવાલ પ્રસિદ્ધ કરતાં

એવી ટીકા કરી હતી કે "પંડિતજીનું ભાષણ જોકે કાંઇક અઘરા શબ્દોથી અને અલંકારોથી ભરપૂર હતું, તોપણ તે મોટી ઉપયોગિતાવાળું હતું અને ધન્યવાદના ઉદ્‌ગારોથી તેને વધાવી લેવામાં આવ્યું હતું." આ વર્ષો, ખરેખર, હીલચાલ ચલાવવાનાં અને પછીથી નવાં બંધારણો બાંધવાનાં જ હતાં. અસાધારણ સદસદ્‌વિવેકબુદ્ધિ અને કલ્પનાશક્તિવાળા અથાગ અભ્યાસે તેમને એક ખરેખરા પુરૂષ બનાવ્યા અને તે વર્ષના અંતમાં તો આપણે તેમની નોંધપોથીમાં નીચે પ્રમાણે એક ટૂંકી નોંધ થએલી જોઇએ છીએઃ "ભક્તિ એ શું છે? તે આપણા દેશને કેટલા દરજ્જાસુધી સુધારી શકશે? જો હિંદુસ્તાન ભક્તોનો દેશ થાય તો એક ભક્તમાં આખી દુનિયાને માટે શું ગુણો હોવા જોઇએ?" સત્ય છે. ખરી ભક્તિ–નિઃસ્વાર્થી ભક્તિ એ જ ત્યારપછી પંડિત ગુરૂદત્તની રણગર્જના થઇ પડી હતી.

ત્યારપછીના વર્ષના પ્રારંભમાં પંડિતજીએ પંજાબ યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા પસાર કરી અને તે વર્ષે પસાર થએલા સઘળા ઉમેદવારોમાં પહેલે નંબરે તેમણે તે અતીષ્ટ પદવીની પ્રાપ્તિ કરી.

સને ૧૮૮૪ નું આખું વર્ષ તેમનું આરોગ્ય બહુ ખરાબ રહ્યું હતું એમ આપણને તેમની નોંધપોથીમાંની નોંધોપરથી માલૂમ પડી આવે છે. તેમ છતાં પણ એ અગત્યના અને ગુંચવણીભર્યા સવાલો કે જેથી એક વખત સમાજના બે પક્ષો પડી જવાની ભીતિ ઉત્પન્ન થઈ હતી તે સવાલોનું નિરાકરણ લાવવામાં તેમણે ઘણો આગળ પડતો ભાગ લીધો હતો. તેમાંનો એક સવાલ ડી. એ. વી. કૉલેજની મંડળી તથા તેની વ્યવસ્થાપક મંડળીનું બંધારણ બાંધવાને લગતો હતો અને બીજો સવાલ આર્ય પ્રતિનિધિ સભા અથવા આર્યસમા-

જના પ્રતિનિધિઓની મંડળીનું બંધારણ વા રચના કરવાને લગતો હતો. લાહોર આર્યસમાજની કાર્યભારી મંડળીની બેઠકોમાં વારંવાર લાંબા લાંબા વાદવિવાદ થયા હતા અને કેટલાક મહિના સુધી લાહોરની સમાજ ઉપર આ અગત્યના સવાલોનો નિર્ણય લાવવા સંબંધી મોટો બોજો આવી પડ્યો હતો. તે સવાલો ઉપર જ આર્ય-સમાજના અને ડી. એ. વી. કૉલેજની હીલચાલના ભવિષ્યનો સઘળો આધાર હતો, કારણકે હરકોઈ સભા કે સંસ્થાની સફળતાનો આધાર તેના સંચાલકો તેનું જે બંધારણ બાંધે છે તેના સંગીનપણા ઉપર જ રહે છે. જે ખાતાના નિર્વાહ માટે તેને લગતી સભા અને પ્રતિનિધિ-સભા રચવામાં આવી હોય છે તે ખાતાની મજબૂતી, પ્રતિનિધિઓને માટે મત આપવાનો હક ધરાવનારાઓની લાયકી ઉપરથી જ સૂચિત થાય છે.

ડી. એ. વી. કૉલેજ સોસાયટી અને તેની વ્યવસ્થાપક મંડળીના બંધારણના સંબંધમાં જે મુખ્ય સવાલ વિષે મતભેદ અસ્તિત્વ ધરા-વતો હતો તે તેના અંગભૂતોની યોગ્યતાને લગતો હતો. સોસાયટીનો અંગભૂત કોણ થઇ શકે? જો સઘળા આર્યસમાજીઓનો તેવો હક હોય અને તેમને સોસાયટીના અંગભૂતો થવા દેવામાં આવે, તો શું શરતોએ, કયા નિયમો પ્રમાણે તથા આર્યસમાજીઓના કયા પ્રમાણ-પુરઃસર તેમ કરવામાં આવે? ચુંટણીની કઇ પદ્ધતિ ગ્રહણ કરવી અને આર્યસમાજીઓ ન હોય તેવાઓને તેમાં જગ્યા આપવી કે નહિ અને જો આપવી તો કયા ધોરણુસર? જે સવાલો સંબંધે તે હીલ-ચાલના અગ્રણીઓમાં મોટા મતભેદ પેઠો હતો તે સવાલો આ અને બીજા તેવા જ હતા. લાહોર આર્યસમાજની કાર્યભારી મંડળી કે જેમાં

આ હીલચાલના કેટલાક અગ્રણીઓ અંગભૂતો તરીકે હતા તે બે ભાગમાં વહેંચાઇ ગઇ હતી. સમાજના માનવંતા પ્રમુખ સરકારની હિમાયત કરવાના પક્ષમાં હતા અને તે સંસ્થા સંબંધી સર્વ અધિકાર કેવળ આર્યસમાજના હાથમાં જ રાખવો જોઇએ તેવી સબળ અને ઉચિત વિરૂદ્ધતા જાહેર પ્રજાવર્ગે લાલા લાલચંદ એમ. એ. ની આગેવાની હેઠળ ઊભી કરી હતી. મંડળીની બેઠકો ઘણી લાંબી થતી અને મોડે સુધી ચાલતી, તથા રોજ રાત્રે તે સવાલો વિષે તકરાર ચલાવવામાં આવતી હતી. આ વાદવિવાદનું દૃશ્ય જોકે કેટલીક વાર ભયંકર ચિંતા ઉપજાવનારૂં થઇ પડતું તોપણ તે મનોરમ અને અતિ ઉત્તેજક લાગતું હતું, કારણકે દરેકની લડત કેવળ સત્યને માટે જ હતી અને તે સંસ્થાપરના એક બીજાના પ્રેમની સૌ કોઇને ખાતરી હતી. તે ખાતાનું સારૂં ભવિષ્ય આ તોફાની મસલતના પરિણામપર જ અવલંબી રહ્યું હતું તે બીના લાહોર આર્યસમાજના ઇતિહાસમાં કદી ભૂલી જઇ શકાશે નહિ. આ હીલચાલની સફળતાના એક વિચાર માટે જ કોઇએ અંગત સગપણ કે મિત્રતાની દરકાર કરી નહોતી. આપણા કથાનકનો નાયક પણ આમાં કાંઈ ભાગ લીધા વિના રહ્યો નહોતો. છેવટે લાહોર સમાજના શાણા પ્રમુખની વિચક્ષણ બુદ્ધિ, પંડિત ગુરૂદત્તની વક્તૃતા અને સામા પક્ષની ઉચ્ચ ઉદારતા તથા ડહાપણને પરિણામે સુલેહ થઈ. આ સુલેહ બન્ને પક્ષોને માનપ્રદ હતી અને તે સુલેહ ઉપર જ ડી. એ. વી. કૉલેજ સોસાયટી અને તેની વ્યવસ્થાપક મંડળીનું બંધારણ ત્યારપછી બાંધવામાં આવ્યું છે. આ પ્રમાણે ડી. એ. વી. કૉલેજની વ્યવસ્થાપક સંસ્થાનું હાલનું મગરૂરી લેવાજોગ બંધારણ ઉંડા અને મજબૂત પાયાપર રચવામાં આવ્યું હતું. જે આર્યસમાજોએ આ ખાતાના ફંડમાં રૂા. ૧૦૦૦ ભર્યા હોય તેઓને તેની વ્યવસ્થાપક મંડળીમાં પ્રતિ-

નિધિઓ ચૂંટી મોકલવાનો અધિકાર આપવામાં આવ્યો હતો અને આવા ચુંટાયલા અંગભૂતોની જો ઈચ્છા હોય તો તેઓને ધારાશાસ્ત્રીઓ, એન્જીનીયરો, કેળવણી ખાતાવાળાઓ, અમીર ઉમરાવો, વેપારીઓ અને વિદ્વાનોમાંથી આર્યસમાજી ન હોય તેવાઓને અંગભૂતો તરીકે મોકલવાનો અધિકાર આપવામાં આવ્યો હતો, પરન્તુ તે એ ધોરણસર કે વ્યવસ્થાપક મંડળીના સભાસદોની સંખ્યા આખી કમિટીના સભાસદોની સંખ્યાના $\frac{1}{4}$ કરતાં વધવી જોઇએ નહિ.

આર્યસમાજોની પ્રતિનિધિસભાઓના બંધારણને લગતો બીજો સવાલ તો પહેલા સવાલ કરતાં વધારે ગુંચવણીવાળો થઇ પડયો હતો, અને તે વિષે મોટો મતભેદ અસ્તિત્વ ધરાવતો હતો. પંજાબની આર્યસમાજો જૂદાં જૂદાં મતોમાં વહેંચાઇ ગઈ હતી, એટલું જ નહિ પણ આ સવાલને લગતો મતભેદ બીજા પ્રાંતોમાં પણ એક સરખી રીતે પેઠો હતો.

આ તકરાર વધારે મોટી અને ગરમાગરમ થવા લાગી હતી, પરન્તુ છેવટે પ્રેમચંદ રાયચંદ સ્ટુડન્ટ અને આર્યસમાજોની કાયદાની બાબતોને લગતા વિદ્વાન્ મુત્સદ્દી રાય મુલરાજ એમ. એ. એ જે ઉદ્દેશ અને નિયમો ઘડી કાઢ્યા તે અમૃતસરખાતે એકઠા થએલા જૂદી જૂદી આર્યસમાજોના પ્રતિનિધિઓએ બહુ અંશે મંજુર રાખ્યા. જે થોડા ફેરફારો અને સુધારા વધારા તેમાં કરવામાં આવ્યા છે તે અનુભવ પ્રમાણે અયોગ્ય અને અવ્યવહારૂ સિદ્ધ થયા છે અને જો કે તે ધારા ધોરણો જેવાં જોઇએ તેવાં નથી, તોપણ એકંદરે પંજાબની આર્યસમાજોના પ્રતિનિધિઓની સભાનું બંધારણ ઠીક છે અને કાંઈ નહિ તો સહીસલામત પાયા ઉપર તો તે રચાયલું છે.

ગુરૂદત્ત વિદ્યાર્થીએ આ ધારા ધોરણ વિષેની તકરારોમાં ઘણો અગત્યનો ભાગ લીધો હતો અને તેમની નોંધપોથીમાં તે વિષે નીચેની ટીકા થએલી જોવામાં આવે છે: "અમૃતસરની આર્યસમાજનો વાર્ષિકોત્સવ નિકટ આવતો જાય છે. તે વખતે સમાજના પ્રતિનિધિત્વનો સવાલ ચર્ચવાનું તેઓએ માથે લીધું છે. પ્રતિનિધિત્વમાં મુખ્ય પદ બુદ્ધિને આપવું, ધનને આપવું કે સંખ્યાને આપવું? * * * ની ચોકડી (ચાર જણાઓની જોડી) મારા અભિપ્રાયોને રદ કરી નાંખે છે. મને પ્રતિનિધિ તરીકે અમૃતસર મોકલવામાં આવે છે. ત્યાં તે યોજના રજુ કરવાની છે. અમારે વાજબી કામ જ ઉપાડવું જોઇએ. લાહોરમાં કે બીજે કોઇ સ્થળે સેનદાસ સિવાય બીજું કોઇ અમારા મતને પુષ્ટિ આપનાર નથી."

આ પછી તરત જ મીરત ખાતે વાયવ્ય પ્રાંતોની આર્ય પ્રતિનિધિસભાની બેઠક વખતે તેમણે હાજરી આપી હતી. ત્યાં પ્રમુખ મુનશી લછમન સરૂપની મહેરબાનીથી પંડિત ગુરૂદત્ત અને બીજા પંજાબી ગૃહસ્થોને ચર્ચામાં ભાગ લેવા દેવામાં આવ્યો હતો. આ ચર્ચાનું તે ધારા ધોરણ ઉપર કાંઇક પરિણામ નીપજ્યું હતું અને પંજાબનાં ધારા ધોરણો કરતાં ઘણી અગત્યની બાબતોમાં તે ચર્ચા જૂદી પડતી હતી.

આ વર્ષે લાહોર આર્યસમાજની કાર્યભારી મંડળીએ "આર્યપત્રિકા" શરૂ કરવાનો ઠરાવ કર્યો હતો. સને ૧૮૮૫ ના જુન માસમાં તે પત્ર પહેલવહેલું બહાર પડ્યું એ સર્વને વિદિત છે. પંડિત ગુરૂદત્ત તેમાં લખાણો કરતા હતા.

દયાનંદ એંગ્લો વૈદિક કૉલેજની હીલચાલને એક એવા વિદ્વાન્

અને છટાદાર ભાષણકર્તાની સેવાની જરૂર હતી કે જે પાશ્ચાત્ય વિદ્યાઓમાં સંપૂર્ણ રીતે પ્રવીણ હોય અને વળી સંસ્કૃત ભાષાના વિશાળ ક્ષેત્રમાં એકસરખી રીતે પારંગત હોય. આ હીલચાલને માટે એક એવા વક્તાની જ જરૂર હતી કે જેની વિદ્વત્તા અને સદ્દવર્તનથી લોકોમાં વિશ્વાસ બેસે અને જેનું વક્તૃત્વ શ્રોતાઓના હૃદય ઉપર અસર કરીને તેમને આત્મભોગ આપવાને માટે તૈયાર કરે. આવા આત્મભોગ વિના સફળતા અસંભવિત જ થઈ પડે. આર્યસમાજોને અથવા કહો કે હિંદુ કોમને એક એવા નેતાની જરૂર હતી કે જે તેઓની કલ્પનાઓને પ્રજ્વલિત કરીને તેઓનાં અંતઃકરણોને જીતી લઇ શકે. પતંજલિ, ગૌતમ અને આ ક્ષણિક જગત્ના બીજા ઉજ્જવલ દીપકોના દેશબંધુઓને આ સમયે એક એવા માણસની અગત્ય હતી કે જેનામાં પૂરેપૂરો ઉત્સાહ જાગૃત હોય અને જે આપણા પિતૃઓએ સંપાદિત કરેલી કીર્તિ સુધી જનસમાજને ઉચ્ચ પદાધીન કરે અને ત્યાંથી તેમને બતાવી આપે કે તેઓ અંધકાર, અજ્ઞાન અને વહેમની કેવી ઉંડી ખાઇમાં ગબડી પડ્યા હતા. આવા ભાષણકર્ત્તા, આવા વક્તા અને આવા નેતા તરીકે તેમને એક નિશાળીયો-સ્થાનિક સરકારી કૉલેજનો માત્ર એક વિદ્યાર્થી-જ જડી આવ્યો કે જેણે પોતાના પરિચયીઓ કરતાં વધારે પ્રબળ બુદ્ધિ-શક્તિ સંપાદિત કરી હતી અને જે કૉલેજના તથા પોતાના જ્ઞાતિ-વર્ગના અભિમાનરૂપ હતો આટલી નાની વયે તેમનાં ભાષણો, તેમના શબ્દો તરફ લોકો આતુરતા ધરાવતા હતા અને તેમનાં ભાષણ સાંભળનારાઓની સંખ્યા વધવા લાગી હતી.

દરેક આર્યસમાજને પોતાના વાર્ષિકોત્સવ પ્રસંગે પંડિતજીને ભાષણ કરવા માટે બોલાવવાની અગત્ય જણાઈ. ડી. એ. વી. કૉલે-

જની હીલચાલ ચલાવનાર દરેક જણ તે હીલચાલની સફળતાનો સંબંધ પંડિતજીનાં ભાષણોની સફળતા સાથે રહેલો માનવા લાગ્યો. ઉંચ અને નીચ, ગરીબ અને તવંગર-સર્વ કોઇ કૉલેજની મદદ માટેના ફંડને લગતી પંડિતજીની જુસ્સાદાર 'અપીલ' નો અનુકૂળ ઉત્તર વાળવાની પોતાની ફરજ વિચારવા લાગ્યા.

સને ૧૮૮૫ માં પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ ડી. એ. વી. કૉલેજને લગતાં ભાષણો આપવા માટે ઘણાં સ્થળોની મુલાકાત લીધી હતી અને દરેક સ્થળે તેમને ચોક્કસ સફળતા મળી હતી. તેમણે અમૃતસર આર્યસમાજના વાર્ષિકોત્સવની સભામાં ભાગ લીધો હતો અને એક ભાષણ આપ્યું હતું કે જેના વિષે તા. ૩૧-૧૦-૧૮૮૫ ના 'આર્યપત્રિકા' ના અંકમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું હતુંઃ-

> લાલા ગુરૂદત્ત વિદ્યાર્થી બી. એ. લાહોર સમાજના એક બુદ્ધિમાન્ અંગભૂત ત્યારપછી બોલ્યા હતા. તેમણે એક અતિ અસરકારક અને વિદ્વત્તાપૂર્ણ ભાષણ આપ્યું હતું અને ઋગ્વેદનો એક મંત્ર ટાંકી બતાવીને તથા સમજાવીને સિદ્ધ કરી આપ્યું હતુ કે મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીએ કહ્યું હતું કે વેદોમાં સર્વ પ્રકારના જ્ઞાનનાં બીજ ભરેલાં છે એ સર્વાંશે સત્ય છે. તેમણે બતાવી આપ્યું હતું કે એ એક જ મંત્રમાં હવાના સર્વ ગુણોનું વર્ણન કરવામાં આવ્યું હતું. તેમણે એમ પણ કહ્યું હતું કે અનેક દષ્ટિબિંદુઓથી જોતાં વેદોનો અભ્યાસ અતિ આવશ્યક ઠરે છે.
>
> તેમણે કહ્યું હતું કે જેઓ વેદોને માલ વિનાનાં પુસ્તકો માને છે તેઓને પણ વેદોનું જ્ઞાન ફેલાવવામાં ઘણો ઉત્સાહ ઉત્પન્ન થવો જોઇએ; કારણકે જો વેદોમાં બાલીશ વાતો જ ભરેલી હોય

તોપણ તેમના પ્રતિ લોકોને અશ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે પણ તેમનો અભ્યાસ કરવા સિવાય બીજો કાંઈ માર્ગ નથી. છેવટે તેમણે કહ્યું હતું કે દેશના દરેક હિતચિંતકની પહેલી ફરજ એ છે તેમણે એંગ્લો–વૈદિક કૉલેજના ફંડમાં મદદ કરવી. (આગળ જતાં તે જ લેખમાં એવું લખેલું છે કે) અનુમાને રૂ. ૧૦૦૦૦ તે ને તે જ સ્થળે નવા ભરાયા હતા.

તે જ વર્ષના અંતીમ ભાગમાં રાવળપીંડી આર્યસમાજના વાર્ષિકોત્સવ પ્રસંગે પંડિતજીએ ઉત્તર પંજાબના નિવાસીઓનાં ભોળાં પણ બહાદુર હૃદયોમાં પોતાના ઉચ્ચ ભાવયુક્ત વિચારોનું સિંચન કર્યું હતું અને ત્યાં તે ને તે જ સ્થળે ૧૬૦૦ રૂપિયા ભરાયા હતા.

અહીં આપણે તેમની કૉલેજમાંની જીંદગી લગભગ પૂરી કરી શકીશું. બીજા વર્ષનું આગમન થતાં તો પંડિત ગુરૂદત્ત પંજાબ યુનિવર્સિટીની વિદ્યાવિષયક પદવીમાં એક પગલું આગળ વધ્યા અને "ફીઝીક્સ" માં એમ. એ. ની ઉપાધિ પ્રાપ્ત કરી–તે વર્ષે પસાર થએલા સઘળા વિદ્યાર્થીઓમાં પહેલે નંબરે રહીને પ્રાપ્ત કરી.



# પ્રકરણ ૪ થું.

## ડી. એ. વી. કૉલેજ અને પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી.



તે જ વર્ષના એપ્રિલ માસમાં "પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ." એ પેશાવર આર્યસમાજના વાર્ષિકોત્સવમાં હાજરી આપી હતી અને ત્યાં તેમણે ૨૬૦૦ રૂપિયા કૉલેજના ફંડમાં ભરાવ્યા હતા.

પુનઃ તા. ૩૧ મી મેએ પંડિત ગુરૂદત્તે લાહોર આર્યસમાજના મંદિરમાં ડી. એ. વી. સ્કૂલના હેતુઓ અને ઉદ્દેશો સમજાવવા માટે મળેલી જાહેર સભામાં એક અતિસુભાષિત ભાષણ આપ્યું હતું. તેને બીજે દિવસે ડી. એ. વી સ્કૂલ ખુલ્લી મેલવામાં આવી હતી. ભગવાનપુરા, ફીરોઝપુર અને બીજાં કેટલાંક સ્થળોએ બીજાં ભાષણો પણ તેમણે આપ્યાં હતાં અને તે સઘળાંને પણ અપવાદ વિના સારી ફત્તેહ મળી હતી તથા ડી. એ. વી. કૉલેજને માટે નાણાંની મોટી રકમો ભરાઇ હતી.

મોટી અગત્ય ધરાવતું જે બીજું ભાષણ તેમણે આપ્યું હતું તે તા. ૭–૧૦–૧૮૮૬ ને દિવસે અમૃતસર આર્યસમાજના ૯ મા વાર્ષિકોત્સવના પ્રસંગને લગતું હતું. આ ભાષણનો અહેવાલ "આર્યપત્રિકા"માં આવ્યો હતો જેમાંથી નીચેનો ઉતારો કરવામાં આવે છેઃ—

"ત્યારપછી પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ. નું ડી. એ. વી. કૉલેજની હીલચાલને લગતું ઘણું અસરકારક ભાષણ થયું હતું.

તેમનાં ભાષણોએ શ્રોતાઓનાં અંતઃકરણમાં લાગણી ઉત્પન્ન કરીને આશ્ચર્યજનક અસર નીપજાવી હતી. તેમણે એવો સિદ્ધાંત સિદ્ધ કરી બતાવ્યો હતો કે આર્યસમાજના સ્મરણમાં સ્થાપવામાં આવતી સંસ્કૃત, પાશ્ચાત્ય વિદ્યાઓ અને પારિભાષિક શિક્ષણને લગતી આ મોટી પાઠશાળાની સ્થાપનામાં મદદ કરવી તે સઘળા આર્યસમાજીઓની મુખ્યમાં મુખ્ય ફરજ છે. તેમણે ફંડને માટે કરેલી અરજની ઘણી સારી અસર થઈ હતી અને તેમનું ભાષણ પુરૂં થતાં રૂા. ૯૦૮–૪–૦ રોકડા એકઠા થયા હતા. ૬ ચાંદીના આનન્ત, ૨ સોનાની વીંટીઓ અને ૧ ચાંદીનો ચાંદ પણ કૉલેજના ફંડમાં મદદ તરીકે આપવામાં આવ્યાં હતાં અને તે ઉપરાંત રૂા. ૨૫૦ આપવાનાં વચન મળ્યાં હતાં."

જે ભાષણોથી તેમને 'પંડિત' ગણાવાનું માન મળ્યું હતું તે ભાષણોમાંનું એક આ ભાષણ પણ હતું; અને ત્યારપછી તેમને એક નિયમ તરીકે 'પંડિતજી' કહીને બોલાવવામાં આવતા. આ પ્રમાણે તેમની નિશદિન વૃદ્ધિંગત થતી જતી કીર્તિ લાહોર આર્યસમાજના ૯ મા વાર્ષિકોત્સવ પ્રસંગે છેલ્લી ટોચે પહોંચી. તે વખતે પંડિતજીએ ઘણાં જ વિદ્વત્તાભરેલાં, મનોમુગ્ધકર અને સુભાષિત ભાષણો આપ્યાં હતાં, જેમાંનું એક ઉર્દૂમાં "ડી. એ. વી. કૉલેજ" વિષે હતું અને બીજું "આર્યસમાજ" વિષે અંગ્રેજીમાં હતું. તે ભાષણથી તે ને તે જ સ્થળે લગભગ ૬૦૦૦ રૂપિયા રોકડા અને ૪૦૦ રૂપિયાનું ઘરેણું કૉલેજ માટેના ફંડમાં મળ્યું હતું અને રૂા. ૧૦૦૦ નાં વચનો મળ્યાં હતાં.

ફરી તા. ૨૭ મી ડીસેમ્બરે તેમણે જાલંધરના કેળવાયલા વર્ગની એક મોટી સભા સમક્ષ તે જ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. શ્રોતાઓને

સંતોષ ઉત્પન્ન થાય તેવી રીતે તેમણે તે વખતે સિદ્ધ કરી આપ્યું હતું કે નીતિવિષયક, શારીરિક અને બુદ્ધિવિષયક શિક્ષણ ઉપરાંત વેદોનો અભ્યાસ કરાવનારી એક વૈદિક કૉલેજની આ દેશને અનિવાર્ય અગત્ય હતી. જાલંધરના ઉદાર જનસમાજને કરવામાં આવેલી આ અરજને પરિણામે ૧૦૦૦ રૂપિયા તે વખતે ભરાયા હતા.

ત્યારથી પંડિત ગુરૂદત્ત અમૂર્તિપૂજક આર્યસમાજીઓમાં એક ખરા નમૂનારૂપ થઈ પડ્યા હતા. આર્યસમાજીઓ પંડિત ગુરૂદત્તની વિદ્વત્તાને જે માન આપતા તે માન ઇંગ્લાંડના એક મહાન્ ગદ્યલેખકે કહેલી "વીરપૂજા" ને અનુરૂપ જ હતું. આ સમજવામાં આપણે ભૂલ કરવી જોઇએ નહિ. આર્યસમાજના ધાર્મિક મત સાથે "વીરપૂજા" કોઈ પણ રીતે અસંગત નથી. રામચંદ્ર કે કૃષ્ણની જે પૂજા સામાન્ય હિંદુઓ કરે છે તે કરતાં આ "વીરપૂજા" કેવળ જૂદી જ છે અને તે તફાવતનો મુખ્ય મુદ્દો રામચંદ્ર તથા કૃષ્ણના અવતાર મનાય છે તેમાં જ રહેલો છે. જે સમાજમાં વીર પુરૂષો હોતા નથી અને જે સમાજ પોતાના ધર્મયોધાઓના વીરત્વનું પૂજન કરતી નથી, તે સમાજ સમાજ ગણાવાને યોગ્ય જ નથી એટલું જ નહિ પણ તે સમાજ જેમ બને તેમ વધારે વહેલી અસ્તિત્વમાંથી અળગી થાય તેમાં જ તેનું પોતાનું તેમ જ સામાન્ય મનુષ્યજાતિનું કલ્યાણ સમાએલું છે. આ વર્ષમાં પંડિત ગુરૂદત્તે એમ. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી તેમને લાહોરની સરકારી કૉલેજમાં 'સાયન્સ' ના મદદનીશ પ્રોફેસર નીમવામાં આવ્યા હતા. આ હોદ્દાની ભારે ફરજો તેમણે મોટા માન સાથે બજાવી હતી.

આ વર્ષમાં તેમણે આયુર્વેદ શાસ્ત્ર વાંચ્યું અને ઔષધોપચારની

પ્રાચીન આર્યપદ્ધતિનું સાધારણ જ્ઞાન પ્રાપ્ત કર્યું. આ પદ્ધતિના તે એક મોટા વખાણનાર થઈ પડયા હતા, કારણકે એક સ્થળે તેમણે એવી નોંધ કરી જણાય છે કે "યુરોપીય ઔષધો હિંદુસ્તાનને માટે ચાલી શકશે નહિ."

આ વર્ષના જુન માસમાં પેશાવરની આર્યસમાજે ડી. એ. વી. કૉલેજ સોસાયટીની વ્યવસ્થાપક મંડળીમાં પોતા તરફના એક પ્રતિનિધિ તરીકે પંડિતજીને મોકલ્યા; અને તેજ મહિનામાં સ્કૂલ સબ-કમિટીમાં પણ એક અંગભૂત તરીકે તેમને નીમવામાં આવ્યા હતા.

આ આખું વર્ષ તેમની તબીયત ખરાબ રહી હતી. તા. ૨૮ મી જાન્યુઆરીએ તેમણે અસંખ્ય દસ્ત થતા હોવાની ફરિયાદ કરી હતી અને પોતાની નોંધપોથીમાં તેમણે આ રોગની ખબર અવારનવાર લખ્યાં કરી હતી. આ રોગ તેમના મરણમાં, શી ખબર, કેટલો એ કારણીભૂત થયો હશે?! ત્યારપછી બીજા મહીનામાં તેમને કાળજામાં વારંવાર દર્દ થઈ આવવા લાગ્યું. ઑગસ્ટ મહિનામાં તેમનો ડાબો હાથ ભાગી ગયો અને ત્યારપછી તેમને એવાં દર્દો સહન કરવાં પડયાં હતાં કે જે વિષે તેમણે ખુલ્લા દિલથી કાંઈ નોંધ કરી નથી.

આ વર્ષમાં તેમના વલણમાં એક ખાસ પ્રગતિ થએલી જોવામાં આવી હતી. કેટલાક આર્યસમાજીઓના અવ્યવહારૂ વર્તન વિષે તે બહુ વિચારગ્રસ્ત રહેતા હતા. તા. ૧૯ મી જાન્યુઆરીએ એક વાર ફરવા જતાં તેમને એવો વિચાર સૂઝી આવ્યો કે "જે કાંઇ હું કહું છું તે હું અંતરથી માનું છું ખરો કે નહિ?" આ વિષે પંડિતજીએ નોંધ કરી છે કે "માનીનતાનું પરિણામ માત્ર એક જ હોય છે: શું? કાર્ય. જે સમાજીઓ માત્ર વાતો જ કર્યા કરે છે અને કાંઈ કાર્ય ક-

રતા નથી-અથવા પોતાની વાતો પ્રમાણે પોતે વર્તતા નથી તેઓ ખરી રીતે કાંઈ માનતા જ નથી. સ્વામીજીએ પણ તેમ જ કહ્યું છે કે મને જય મળ્યો તેનું કારણ એ છે કે હું જે કાંઇ કહેતો તે જ પ્રમાણે અંતરથી પણ માનતો. જેમ તમે કાંઈ માનતા નથી, તેમ જ તમે કાંઇ કાર્ય કરતાએ નથી; પણ તમે જે કાંઇ કહો છો, તે માનતા હોવાનો માત્ર દેખાવ-ઢોંગ જ કરો છો."

જ્યારે પંડિતજીની કીર્તિ ચોમેર પ્રસરતી જતી હતી અને એક વક્તા તથા વિદ્વાન્ તરીકે તેમનું માન ત્વરા સાથે આગળ વધતું જતું હતું, ત્યારે દિવસે દિવસે પોતાની શારીરિક નિર્બળતાનું વધારે ને વધારે ભાન તેમને થતું જતું હતું. જે વખતે દુનિયા તેમને એક ઇશ્વરપ્રેરિત સુધારક તરીકે વધાવી લેતી હતી, તે વખતે તે પોતાની જાતને સુધારવાના વિચારમાં નિમગ્ન બની ગયા હતા. તેમની નોંધપોથીમાં ઘણીએ નોંધોમાં આ ચિંતા દર્શાવવામાં આવેલી જણાય છે. તેમાંની માત્ર એક નોંધ આ નીચે આપી છે:-

"તા. ૨ જી જુલાઈ-મારી જાતને સુધારવાનું કાર્ય શું મારે માટે સંભવિત છે? અને જો તે સંભવિત હોય તો કઇ શરતોએ હું "પ્રવેશ કરવાની મનાઇ"નો હુકમ બહાર પાડું?"

આ વાક્ય જ પંડિત ગુરૂદત્તના મનની સાદાઇનો આપણને કિંચિત્ ખ્યાલ આપે છે. તે જાણતા હતા કે પોતાના શરીરને સુધારવાનું કાર્ય વખતની નિયમિતતા રાખવાથી અને પોતાની પાસે આવતા માણસોને આવવા નહિ દેવાથી બની શકે તેમ હતું. કેટલાક તેમની ઓળખાણ કરવાને, કેટલાક ધર્મને લગતા અઘરા સવાલો સમજવાને, કેટલાક તેમની શક્તિની પરીક્ષા કરવાને તથા કેટલાક કાંઈ શીખવાને,

વાંચવાને કે બીજો કાંઇ લાભ મેળવવાને, એ પ્રમાણે તેમની પાસે ટોળાબંધ માણસો આવ્યે જતા અને તેમાંના કોઇનો સત્કાર કરવામાં તે આનાકાની કરતા નહિ. જે માંદગી તેમના મરણના કારણરૂપ થઇ પડી તે વિષે લખતાં આ બાબત ઉપર અમે ફરી વિવેચન કરીશું.

આ વર્ષના નાતાલના દિવસોમાં પંડિતજીએ લાલા સેનદાસ, લાલા મદનસિંઘ બી. એ., અમૃતસરવાળા પંડિત શિવદત્તરામ અને આ લેખક (લાલા લજપતરાય) ની સાથે દિલ્હીની મુલાકાત લીધી હતી. અમે કાંઇ આનંદને માટે સહેલગાહે નીકળ્યા નહોતા, પણ ડી. એ. વી. કૉલેજને માટે જ નીકળ્યા હતા. લાલા ગીરધારીલાલ જે એક વકીલ હતા અને વળી દિલ્હીની શહેર સુધરાઇના એક સભાસદ હતા તેમના મકાને પંડિતજીએ બે ભાષણો આપ્યાં હતાં, અને તે સાથે અમારા પણ થોડા પ્રયત્નથી એકંદરે ઠીક સફળતા મળી. એક દિવસે અમે સુપ્રસિદ્ધ કુતુબમિનારના દેખાવો જોવાને ગયા હતા અને પૃથુરાજના કિલ્લાનાં ખંડેરો જોતાં મોટી સંભાળપૂર્વક તેની બાંધણી તપાસીને પંડિતજીએ એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો હતો. તેમની નિરીક્ષણશક્તિના એક દાખલા તરીકે હું અહીં નોંધ કરવાની જરૂર જોઉં છું કે હુમાયુનના રોજામાં જતાં પંડિતજીએ રસ્તાપરથી કેટલાક કાંકરા ઉપાડી લીધા હતા અને કહ્યું હતું કે તે કાંકરા એક ચોક્કસ જાતના ગુણવાળા હતા તથા તે રાસાયનિક પ્રયોગોમાં ઉપયોગી થાય તેવા હતા.

* * * * *

૧૮૮૯ નું આખું વર્ષ તેમની તબીયત બહુ ખરાબ રહી હતી અને મન તથા શરીરપરના ચાલુ બોજાપરથી માંદગી વિના બીજું

કશું સંભવિત નહોતું. તેમની નોંધપોથામાં જૂદાં જૂદાં દર્દોની સંખ્યાબંધ ફરિયાદો લખેલી છે જેમાંની એક ગળાના કાકડા વારંવાર સૂજી આવવાને લગતી છે. એક વાર તો લાહોર આર્યસમાજના વાર્ષિકોત્સવની સભામાં ભાષણ આપ્યાને બીજે દિવસે જ કાકડા સૂજી આવ્યા હતા; પરન્તુ તેમનો ઉત્સાહી સ્વભાવ, જ્યાંસુધી તેમના શરીરને ક્ષયની પ્રાણઘાતક અસર થઈ નહિ ત્યાંસુધી, પોતાની માતૃભૂમિને માટે સારાં કાર્યો કરવામાં આ ફરિયાદોને ગણકારતો નહિ.

બીજે વર્ષે તેમની નૈતિક અને આધ્યાત્મિક સુધારણામાં વધારે વિકાસ થયેલો જણાયો અને તેમનું ખીલેલું મગજ તથા ઉચ્ચ અધ્યાત્મવિદ્યા તરફનું વલન સ્પષ્ટ થવા લાગ્યાં. પંડિતજીનો સ્વભાવ આગ્રહી અને દૃઢ હતો, અને તે સ્વભાવ વધતી જતી વય સાથે, વૈદિક ધર્મના ઉંડા અભ્યાસવડે, સત્ય ઈશ્વરવાદના જ્ઞાનવડે અને સત્ય બ્રહ્મરૂપ આત્માને ઓળખવાની આંતર્ દૃષ્ટિ (જો કે તે હજી ઘણી ઝાંખી હતી) વડે, અદ્ભુત સત્ય નીતિના રૂપમાં સુધરતો જતો હતો. તેમના નીતિવિષયક વિચારો એટલા ઉચ્ચ અને સ્પષ્ટ હતા કે (તેમના દૃષ્ટિબિંદુથી) અનીતિના એક નજીવા કાર્યથી પણ તે એકદમ ગુસ્સે થઈ જતા અથવાતો તેમને તેથી શોક ઉત્પન્ન થતો. પ્રસંગ પ્રમાણે વર્તવું, દાવપેચ રમવા કે પોતાની ગુપ્ત રીતિથી કામ લેવું એવું કાંઈ તેમના નીતિના નિયમોમાં હતું જ નહિ. એક વાર મારૂં ચોક્કસ કાર્ય નીતિયુક્ત હતું કે અનીતિયુક્ત હતું તે વિષે તકરાર ઉઠી હતી. પંડિતજીએ તે કાર્યને સખ્તમાં સખ્ત શબ્દોમાં વખોડી કાઢ્યું હતું. મારા પોતાના કાર્યનો બચાવ કરતાં મેં કેટલાક મિત્રોની સાક્ષી આપી જેમાંનો એક એક વાર એક સમાજનો મંત્રી થયો હતો, અને

તે સાથે પંડિતજીએ પોતે તે કાર્ય માટે આગળથી મંજુરી આપેલી તે એક દલીલ પણ રજુ કરી; (મારા આ કાર્યની વિગત હું અહીં આપી શકતો નથી, કારણકે તે પ્રસિદ્ધ કરવાથી કોઇને કાંઈજ લાભ થાય તેમ નથી તેમ જ વળી મારે કેટલા ગૃહસ્થોને માટે અંગત લખવું પડે તેમ છે, જેમ કરવા હું ખુશ નથી); પરંતુ મારી દલીલોના જવાબમાં પંડિતજીએ આઠ નોટપેપરો ખીચોખીચ ભરીને એક લાંબો કાગળ તા. ૧૩ મી એપ્રિલ સને ૧૮૮૭ એ મને લખ્યો.

પંડિતજી તે કાર્યથી મારા પર કેટલા નાખુશ થયા હશે, તે એટલા ઉપરથી જ જાણી શકાશે કે તે પત્રમાં તેમનો નિત્યનો પ્રેમ દર્શાવનાર કાંઈ સંબોધન નહિ કરતાં તેમણે ઠંડા મીજાજથી "લાલા લજપતરાય" એવું માત્ર નામનું જ સંબોધન કર્યું હતું. તે આખા પત્રની નકલ હું અહીં ઉતારી લેવા માંગતો નથી પરન્તુ તેમાંના છૂટક છૂટક ફકરા હું અહીં આપીશ જેપરથી પંડિત ગુરૂદત્તની ઉત્તમ નીતિનું દર્શન આપવાનો મારો હેતુ છે તે પરિપૂર્ણ થશે.

ઉપર સૂચવવામાં આવેલા કેટલાક મિત્રોમાંના એકને વિષે તેમણે લખ્યું હતુ કે—

મેં તેના સમાગમમાં મારો ઘણો સુખી સમય ગાળ્યો છે અને તેથી હું તેને બહુ ચાહું છું અને એક મિત્ર તરીકે પસંદ કરૂં છું; પરન્તુ તેને જરા પણ અપમાન પહોંચાડયા વિના હું કહીશ કે ધર્મ અને નીતિનું તે ઉપરચોટિયું જ્ઞાન જ ધરાવે છે તથા એ વિષયોમાં તે ઉંડો ઉતર્યો નથી; છતાં હું એટલું તો કહીશ કે તે સાદો અને મનનો ભોળો છે. તેથી તેણે આપેલા ફેંસલાને હું ધર્મ અને નીતિની દૃષ્ટિથી કાંઈ બહુ મૂલ્યવાન્

ગણતો નથી. પરન્તુ * * * તમારા કાર્યને મંજુર રાખે છે તે જાણીને મને માત્ર દુઃખ થયું છે. મેં કદી ધાર્યું નહોતું કે વેદ-ધર્મનો એક ચુસ્ત માનનાર, પુનર્જન્મના સત્યનો ઉપદેશક અને જૂના મતનો ઉત્સાહી અને નિષ્કપટી આર્ય, કે જે આપ્તજનોની માનીનતામાં જ વયોવૃદ્ધ થયો છે, જે ઇશ્વરને વિશ્વના એક નીતિ-સુધારક તરીકે અંતઃકરણપૂર્વક માને છે અને જે એક ઢોંગી નિરીશ્વરવાદી નથી પણ ઇશ્વરની ખાતર તેમ જ પોતાના આત્માની ખાતર ઇશ્વરને સત્ય માને છે, તે આવો અભિપ્રાય આપશે. ખરેખર, તે તમારા કાર્યને પસંદ કરશે એમ મેં બિલકુલ ધાર્યું નહોતું. હાલની મનુષ્યજાતિની પ્રકૃતિ કેટલી સાંકડી, સંસારી ભાવનાયુક્ત અને અનાધ્યાત્મિક–સ્થૂળ છે તેનું મને આ બીનાથી દુઃખપૂર્ણ જ્ઞાન થયું છે.

હાલની વસ્તુસ્થિતિને અને ભ્રષ્ટ જનસમાજને સુધારવાને, સુંદર કરવાને, સંપૂર્ણ બનાવવાને અને તેને ફરી નિર્માણ કરવાને સર્વ શક્તિમાન્ ઇશ્વરની આ મનોહર સૃષ્ટિ, અતિ અનુકૂળ સંયોગોમાં પણ, રોગો અને સંકટોના હુમલાઓનો ભોગ થઈ પડવી જોઇએ એમ મને તે ઉપરથી જણાયું છે.

હે સર્વશક્તિમાન્ ઇશ્વર ! તારૂં આધ્યાત્મિક સુધારણાનું કાર્ય હવે શરૂ થયું છે અને તારી સૃષ્ટિના કલ્યાણરૂપે તે સમાપ્ત થશે ! (આગળ જતાં પંડિતજીએ પોતે કઇ બાબતમાં મંજુરી આપી હતી તે બાબત સમજાવી હતી અને તે સંબંધે તેમણે લખ્યું હતું કેઃ–) મને બરાબર સાંભરે છે કે મેં અણમાનતે મને જવાબ આપ્યો હતો, છતાં મારો તે જવાબ એટલો આનાકાની-

વાળો નહોતો કે જેથી મારી નાખુશી ખુલ્લી જણાઈ આવે. મેં જે જવાબ આપ્યો હતો તે મને બરાબર સાંભરે છે. મેં કહ્યું હતું કે તમારા તે એક જ કાર્યથી તમારા માટેનો મારો ચાહ ઓછો થશે નહિ તેમ જ હું તમારે માટે હલકો મત બાંધીશ નહિ. ખરેખર, તે એક જ કાર્યને માટે મેં કહ્યું હતું. હવે હું મારા વિચારો સમજાવું છું. હું એમ માનું છું કે અનીતિનું એક કાર્ય તેવા જ બીજા કાર્યને માટે પગથિયારૂપ છે. જે માણસ અત્યારે અનીતિનું એક કાર્ય કરે છે તે કોઇ બીજે પ્રસંગે અનીતિનું બીજું કાર્ય કરવાને સહેલાઈથી દોરવાઇ જાય છે. આ બાબત મારા ધ્યાનમાં હતી અને મેં ધાર્યું હતું કે એક વાર આ કાર્ય કર્યા પછી તમે ભવિષ્યમાં ફરીથી એવું કામ કરવાને દોરવાશો નહિ એવા મજબૂત મનવાળા તમે હશો. જે અણુધારી અગત્ય જોઇને તમે તે કાર્ય કરવાને દોરવાઇ ગયા હતા તે અગત્ય જોઇ નહિ શકવા જેટલો હું નિર્બળ હતો અને તેટલા માટે તમારા તરફનો મારો પ્રેમ ઘટાડવાની મને કાંઈ જ જરૂર નહોતી. મેં ધાર્યું હતું કે તે અનીતિનું કાર્ય—તે દુષ્ટ કૃત્ય કરવાથી તમને એટલો વધુ લાભ થશે કે ભવિષ્યમાં તમે વધારે ચળકતી, પ્રામાણિક અને ઉપયોગી જાહેર જીંદગી ગુજારી શકશો. પરન્તુ મારી તે બધી ધારણા ખોટી નીવડી છે. તે કાર્ય કર્યા પછી પણ તમે પ્રામાણિક રીતે વર્ત્યા નથી. તે પિશાચે તમને અનેક વાર લલચાવ્યા છે અને તેમાં તમારા પર તે પિશાચે જય મેળવ્યો છે. તે પિશાચે કેટલીક વાર મગરૂરીની ધારણાઓના રૂપમાં તમને સંમોહ પમાડયો છે અને તમે તે સબ-ળાની દરકાર કરવા જેવા નબળા મનના નીવડયા છો. જ્યારે

એક વાર તમને અનીતિના કાર્યથી લાભ થયો અને તે સાથે જગતમાં તમને માન મળ્યું, ત્યારે તમે તમારી જાતે નીતિમાં, ધર્મમાં કે બુદ્ધિમાં સુધરવાની જરા પણ દરકાર કરી નહિ. ત્યારપછી પણ તેવાં જ હલકાં કાર્યોથી તમે દોરાયલા રહ્યા. તમે રૂઢી અને લોકપ્રિયતારૂપ પિશાચની પૂજા કરવામાં આગળ વધ્યા. વાયવ્ય પ્રાંતોના લોકોની શિષ્ટતામાંની નિર્માલ્ય વિનયશીલતા, નીતિ તરફનું ઠંડું વલન, કપડાં પહેરવામાં દેખાવ કરવો અને સાદી, ગ્રામ્ય, સ્વાભાવિક, ભક્તિમય તથા માનુષીય રીતભાતોને બદલે દમામવાળી ઢબછબ દેખાડીને પોતાની મહત્તાનો દેખાવ કરવો, એ સઘળી પૂર્વ દિશાના વતનીઓની રીતભાતો તમે શીખ્યા છો. ઇશ્વરે તમારામાં પવિત્ર વિશ્વાસ રાખીને તમને મોકલ્યા, પરન્તુ તમે ઇશ્વરના ડહાપણની વ્યવસ્થાને અનુરૂપ સિદ્ધ થઈ શકયા નથી. ઇશ્વરે * * * જેવા એક સારી આશા આપનાર યુવકને તમારી પાસે તેના આત્મિક સુધારા અને સંપૂર્ણ સુસ્થતા માટે મોકલ્યો પરન્તુ તમે તેને સર્વ પ્રકારની સંસારની ઠગાઇઓ, હલકાઇઓ અને દુષ્ટ કાર્યોમાં ગુપ્ત રીતે આનંદ લેતાં અટકાવ્યો નહિ. (જે ખબર ઉપરથી પંડિતજીએ આ શબ્દો લખ્યા હતા તે ખબર તદ્દન ખોટી હતી.) મેં તમને જે કાંઈ લખ્યું છે તે, હું તમને જણાવું છું કે, મારા પોતાના અનુભવપૂર્વક લખ્યું નથી, કારણકે એક પાપીના અનુભવોનું વજન શું હોઇ શકે? પરન્તુ મેં તે સઘળું અંતઃપ્રેરણાથી જ લખ્યું છે. (અહીં તે થોડીએક વિગતો લખીને પુનઃ ઉપદેશ આપવાનું શરૂ કરે છે.) પણ મારૂં કામ કાંઇ તમને ઠપકો આપવાનું, તમને ધમકાવવાનું, તમને ગાળો દેવાનું, તમારી નિંદા કરવાનું કે તમને માઠું લગા-

ડવાનું નથી; કિન્તુ ઉચ્ચતર પ્રેરણાઓને વશ રહી વર્તવાનું, પારલૌકિક કાયદાને તમારી પાસે ખુલ્લો કરી બતાવીને તે તમારા હૃદયમાં લખાવવાનું અને પછી જો તમે તે કાયદાને હમેશાં વશવર્તી ન રહો તો છેવટે તમારે મ્હોંએથી તે કાયદો બરાબર છે એવું કબૂલ કરાવવાનું મારૂં કામ છે. જો તમે છૂટા વિચારના અને સદ્‌ગુણી હો, તો હું તમને શુદ્ધ અને ખુલ્લા હૃદયવાળા થવાની સૂચના કરૂં છું. હું એક મહાપાપી છું પણ લુચ્ચો નથી અને હું તમને શીખામણ આપતાં શરમાઉં છું. પરન્તુ હું જે અત્યારે કરૂં છું તેમ કરવાને મને દૈવી પ્રેરણા ઉશ્કેરે છે. હે શુદ્ધ ભાવનાના દૂતો! મને તમારી પાંખો ઉપર ધારણ કરો!

હું * * * (એક મોટા ફ્રેંચ લેખક) ની કાંઇ દરકાર કરતો નથી. તેનાં પુસ્તકો તમારી ઇચ્છા હોય તો મોકલજો અને ન મોકલો તોપણ તમારી મરજી; તે બાબત સાથે તમારે સંબંધ છે; હું તેને કાંઈ જ અગત્ય આપતો નથી. હું તમને ખાત્રીપૂર્વક જણાવું છું કે મારી જીંદગીને માટે તો ખરા આંતર્ જ્ઞાનનો ફુવારો જ યોગ્ય છે ...... તેની સાથે સરખામણીમાં મેલતાં બીજી હજારો બાબતો નિર્જીવ છે. હું શુદ્ધ અંતઃકરણવાળો છું અને હું ખરૂં જ કહું છું કે મારી સમક્ષ, મારી અંદર કે મારી સાથે અત્યારે એક તણખલા જેટલી પણ સંસારને યોગ્ય પ્રપંચનિષ્ઠા નથી. ઇશ્વર તેમાંથી મારૂં સંરક્ષણ કરે!

સંસારી ભાવનાઓવાળા યુવક! જો * * * (તે જ ફ્રેંચ લેખકનું નામ) તમારી દેવમૂર્તિ હોય, તો ભલે તમે તેને જ ભેટજો, તમારા મગજમાં તેને જ મજબૂત રીતે પકડી રાખજો અને

કદિ પણ તેનાથી છૂટા પડશો નહિ. પરન્તુ સ્મરણમાં રાખજો કે મનુષ્યમાં એક ઉચ્ચતર સ્વભાવ રહેલો છે. તે સ્વભાવ તમે કદાપિ પણ વિચાર્યું હોય તે કરતાં વધારે ઉચ્ચ, વધારે ઉમદા, સર્વોત્કૃષ્ટ અને પરમ સુખમય છે. ખરેખર, મનુષ્યમાં દિવ્યતા–ઇશ્વરનો અંશ રહેલો છે. તમારામાં તે મેળવવાની જેટલી યોગ્યતા હોય–તત્પરતા હોય તેના પ્રમાણમાં તે દૈવી અંશનો ભાગ મેળવવાને તમે તત્પર રહો. હું તમને ખાત્રીથી કહું છું કે મનુષ્યમાં જે આંતર્ શક્તિઓ રહેલી છે અને ઉત્કૃષ્ટ યોગ્યતાઓ ભરેલી છે તેનું જો તેને એક વાર ભાન થાય, તો આ દુનિયામાં એવાં કાંઈ કારાગૃહો, પાપો કે દુઃખો ભરેલાં નથી કે જે મનુષ્યને પ્રભુતામય રીતિથી વર્તતાં અટકાવી શકે.

આ પત્રના છેલ્લા પૂર્ણ વિરામના ચિહ્નને તમે–જો તમારી ઇચ્છા હોય તો–એક સો વાર વાંચી જજો (અર્થાત્ આખા પત્રને સો વાર વાંચી જજો) અને જ્યાંસુધી તમારા અંતર્ના ઉંડામાં ઉંડા ભાગને અસર થાય, ત્યાંસુધી તેના અર્થનું મનન કર્યા કરજો. તમારા મનનું તે જ સમાધાન છે અને મારા મનનું તે જ આશ્વાસન છે. ઇશ્વર તમારૂં સંરક્ષણ કરો અને ઉચ્ચતર તથા ઉત્કૃષ્ટ માર્ગો તરફ તમને દોરો, એજ ઇચ્છા.

પરમેશ્વરની પરમ કૃપાથી,
તમારૂં અંતઃકરણપૂર્વક શુભ ઇચ્છનાર અને પ્રાર્થનાપૂર્વક આતુરતાથી સલાહ આપનાર છતાં પોતે તો મહાપાપી એવો,
" ગુરૂદત્ત વિદ્યાર્થી."

ખરેખર, જોકે સો વાર તો નહિ, તોપણ ઘણી વાર તે પત્ર હું

ફરી ફરીને વાંચી ગયો છું અને અત્યારે જ્યારે તેના લેખકને કાળની પાંખો ઉપાડી ગઇ છે ત્યારે પણ તે વાંચતાં "મારા અંતરૂના ઉંડામાં ઉંડા ભાગમાંથી" માત્ર એટલી જ પ્રાર્થના કરૂં છું કે "હે પરમાત્મન્! જેણે મારા આત્માને શાંતિનો ઉપદેશ કર્યો છે તેને તું અખંડ શાંતિ અર્પજે!" અહો પરલોકના પ્રવાસી! જ્યાં તું તારા પવિત્રાત્માની આંતર્ પ્રેરણાઓને સંસ્કૃત કરતો હોય ત્યાં તું મને લઇ ચાલ!

હું જાણું છું કે આ પત્ર પ્રસિદ્ધ કરવાથી મારા વર્તન ઉપર ભયંકર પ્રકાશ પડશે, પરન્તુ હું તેની કાંઇ દરકાર કરતો નથી. જે કાર્યથી મને આ શિક્ષા થઇ હતી તે કાર્ય ખરેખર એક પાપ હતું અને સખ્તમાં સખ્ત નિંદાને પાત્ર હતું, કારણકે નીતિના નિયમો સમયને અનુસરીને ફેરવી શકાય છે એવી માનીનતારૂપ અસત્ય વિધાન તેમાં રહેલું હતું. ખરેખર, તે તે કરતાં પણ એક વધારે મોટું પાપ હતું, કારણકે તે કાર્યમાં સમાએલી નીતિનો આધુનિક પ્રચલિત નીતિનિયમોના ધોરણવડે બચાવ કરવામાં આવ્યો હતો અથવા બચાવ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો; અને બીજા કાંઈ કારણસર નહિ તો છેવટ મારા વર્તન ઉપર તેમાં જે કાંઇ ટીકા કરેલી છે તથા પ્રકાશ પાડવામાં આવ્યો છે તે કારણસર તો મારે તે પત્રને પ્રસિદ્ધ કરવો જ જોઇએ, કારણકે જો તેમ કરવામાં આવે તો જ મને મારા કાર્યની યોગ્ય શિક્ષા થયાનો હેતુ પાર પડે. તે સાથે મારે વાચકને એ પણ જણાવવું જોઇએ કે આ લાંબી શિક્ષા મને કરવામાં આવી તેનું કારણ મુખ્યત્વે કરીને પ્રજાપ્રતિના ધર્મો તરફની મારી થોડી બેદરકારી અને આપેલાં વચનોનો ભંગ કરવાની રીતિ એ જ

હતું, જે બાબત પંડિતજીના પત્ર ઉપરથી જ સ્પષ્ટ થાય છે. મારે હાથે બીજાં પણ એવાં કેટલાંક કાર્યો થએલાં કે જે તરફ આંખ આડા કાન કરવામાં આવ્યા હતા. પરન્તુ પ્રજાવર્ગપ્રતિના ધર્મો બજાવવામાં થએલી ગફલતના સંબંધમાં તે પત્ર પંડિતજીના નીતિસંબંધી વિચારોનું એટલું સ્પષ્ટ અને ખરૂં વર્ણન આપે છે કે જો તે પ્રસિદ્ધ કરવામાં ન આવે તો તે એક મહાપાપ લેખાય. જેઓને પંડિતજીનાં ધાર્મિક અને આત્મા સંબંધી શિક્ષણોની સત્યતા વિષે શંકા ઉત્પન્ન થતી હોય તેઓને પણ તે પત્રના ઉપલકીયા વાચનથી ખાત્રી થશે કે તે સંબંધી તેઓની શંકા ખોટી હતી. પંડિતજી કાંઇ કેવળ નિષ્પાપી જીવ નહોતા, તેમજ તેવા ગણાવાનો તેમણે કદિ દાવો પણ કર્યો નથી અને જેઓ તેમની પાસે જાય તેઓને પોતાનાં ભાષણોથી પોતે એકદમ નરમ બનાવી દઈ શકશે એમ નહિ માનવા જેવી સામાન્ય બુદ્ધિ તેમનામાં નહોતી એમ કોઇ કહેતું એ નહિ, પણ ખરેખર તેમનામાં-તેમના નીતિસૂત્રમાં એક ફેરફાર–એક ઘણો ઉચ્ચ પ્રકારનો ફેરફાર એવો થવા પામ્યો હતો કે જેથી તે જણાવે છે તે પ્રમાણે આંતર્ પ્રેરણાને વશવર્તી રહ્યા સિવાય તેમને ચાલતું નહોતું. મારે કહેવું જોઇએ કે તે પત્રથી એકદમ મને ખાત્રી થઈ હતી કે મારાં કૃત્યો અનીતિથી યુક્ત હતાં અને તેથી મેં તેમની માફી માંગી હતી તથા તેમણે ઉદારતાપૂર્વક મને માફી આપવાની મહેરબાની કરી હતી.

આ વિષયની સંકલના પૂરી કરવાને હુ આ નીચે એક પોસ્ટ કાર્ડની નકલ ઉતારૂં છું. તે કાર્ડ મને ઉપર ઉતારેલા લાંબા પત્રની એક કે બે દિવસ અગાઉ મળ્યો હતો. તે કાર્ડમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

લાલા લજપતરાય! મેં તમારો કાર્ડ વાંચ્યો. * * * જે મગજ પોતે સદ્‌ગુણ અને સત્યતાથી અલગ થએલું છે તે બીજાઓની નૈતિક અને આત્મિક એકવાક્યતાને ખલેલ પહોંચાડવાને યત્ન કરે છે, તે જોઇને મને ખરેખર તેની દયા આવે છે. તમે મને પાપ તરફ અને વસ્તુતઃ કોઇ ભૂલ તરફ દોરો તેવું ઇચ્છવા કરતાં તો હું એવું જ ઇચ્છું કે તમે મારા તરફ ઘાતકી, માઠું લગાડનારા અને કૃતઘ્ની થાઓ તો વધારે સારૂં. મારૂં મન અત્યારે પ્રેમથી પરિપૂર્ણ છે; પરન્તુ અત્યારે હું એક કાર્ડ જ માત્ર લખું છું (તેથી વિશેષ કાંઇ લખી શકતો નથી). આ પત્રથી જો એક ખોવાએલું મેંઢું ટોળામાં પાછું આવશે, તો તે ઈશ્વરનો એક મહત્ આશીર્વાદ લેખાશે.

તમને માઠું લગાડનારો
ગુરૂદત્ત વિદ્યાર્થી.

મને બરાબર સાંભરે છે કે આ પત્ર પછી મને પંડિતજી તરફથી બીજા કેટલાક પત્રો મળ્યા હતા અને તેમાં તેમને મારા જે કાર્યથી માઠું લાગ્યું હતું તે કાર્ય કરવા માટે મને તેમણે ક્ષમા આપી હતી. ૧૮૮૮ માં મને મળેલા પત્રોના ઉતારા હું હવે પછી આપવાનો છું તે સઘળા મારા આ કથનને પુષ્ટિ આપે છે.



# પ્રકરણ ૫ મું.

## પંડિતજીનાં ભાષણો.




ને ૧૮૮૭ માં પંડિતજી નોકરીમાં એક ડગલું આગળ વધ્યા. "ફીઝીકલ સાયન્સ" (પ્રાકૃતિક-ભૌતિક શાસ્ત્ર) ના ઓહ્દેદાર મદદનીશ પ્રોફેસરને રજાપર ગએલા મી. ઓમનની જગ્યાએ "સાયન્સ" ના પ્રોફેસર તરીકે હવે ઉપર ચડાવવામાં આવ્યા. આ ઉચ્ચ પદવીને લગતી ફરજો તેમણે એટલી સરલતા અને સફળતા સાથે બજાવી કે જેઓને તેમનું કામ નિરીક્ષવાની તક મળી હતી તેઓ સઘળા તેમનાં વખાણ કરતા હતા. ૧૮૮૭-૮૮ ની પરીક્ષામાં જે વિદ્યાર્થીઓ સાયન્સની પરીક્ષામાં બેઠા હતા તેઓ સઘળા-એક અપવાદને બાદ કરતાં-તે વિષયમાં પસાર થયા હતા અને નિષ્ફળ જનાર એક વિદ્યાર્થીને માટે પંડિતજીએ એમ જણાવ્યું હતું કે તે વિદ્યાર્થી પસાર થવાને લાયક જ નહોતો.

સામાજિક પદવીમાં એક પગલું ઉપર ચડવાની સાથે આપણે પંડિતજીને આધ્યાત્મિક અને સ્વદેશાભિમાની જીવનના સ્વરૂપમાં અ-સાધારણ ઉત્સાહ બતાવતા જોઇએ છીએ. તેમની નોંધપોથી (જેમાંના ફકરા અન્ય સ્થળે આપવામાં આવ્યા છે) જોતાં જ જણાઈ આવશે કે તેમના આધ્યાત્મક જીવનમાં શું નવું તત્ત્વ દાખલ થયું હતું તથા સ્વદેશાભિમાની જીવનના સંબંધમાં તેમના ડી. એ. વી. કૉલેજ માટેના પ્રયત્નો વિષેનો નીચેનો ઉતારો બસ છે.

તા. ૩૧ મી જાન્યુઆરીએ તેમણે ગુજરાનવાલા ખાતે એક ભાષણ આપ્યું હતું, જે વિષે તા. ૧-૩-૧૮૮૭ ના "આર્યપત્રિકા"ના અંકમાં નીચે પ્રમાણે લખ્યું હતુઃ—

"પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ. લાહોરની સરકારી કૉલેજના સાયન્સના મદદનીશ પ્રોફેસરે ડી. એ. વી. કૉલેજની હીલચાલ વિષે સુભાષિત ભાષણ આપ્યું હતું. તેમણે યજુર્વેદના એક મંત્રોચ્ચાર સાથે પોતાના ભાષણની શરૂઆત કરી હતી. તેમણે સચોટ રીતે કહી સંભળાવ્યું હતુ કે જેઓ શાસ્ત્રવચનોનું પરિપાલન કરતા નથી, તથા જેઓ બ્રહ્મચર્યના નિયમોને અનુસરીને વર્તતા નથી, તેઓ જ આત્માના વિઘાતકો છે. તેમણે કહ્યું હતુ કે બાળલગ્ન કરીને બ્રહ્મચર્યનો ભંગ કરવાથી જ હાલના અનેક અનર્થો જન્મ પામ્યા છે. અજ્ઞાન, નિર્બળતા અને ક્રૂરતા તેમાંથી જ જન્મેલાં છે. તેમણે પોતાના કથનની પુષ્ટિમાં શાસ્ત્રીય ખુલાસા કરી બતાવ્યા હતા અને આપણા માનવંતા મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીની અતુલ બુદ્ધિ-શક્તિનું વર્ણન કરીને તથા પોતાની જુવાન આંખોની શક્તિને મહર્ષિઓની અસાધારણ નેત્રશક્તિની સાથે સરખાવીને પોતાની નેત્રશક્તિની નિર્બળતા વ્યક્ત કરતાં તેમણે આપણી જીંદગી પૂરી થતાં સુધી આપણી સઘળી શક્તિઓ ઉપર બ્રહ્મચર્યની જે આરોગ્યપ્રદ અસરો થાય છે તેનું વર્ણન કરી બતાવ્યું હતું. ઘણા બોધદાયક દૃષ્ટાંતોવડે તેમણે પૂરી રીતે લોકોના મગજમાં ઠસાવ્યું હતુ કે આપણે શાસ્ત્રોનાં વચનોની દરકાર નહિ કરવાથી આપણા આત્માઓનો ઘાત કરનારાઓ થઈ પડીએ છીએ. મનુષ્યોને જગતમાં પોતાના જીવનનો ઉમદા હેતુ પરિપૂર્ણ કરવામાં ઉપયોગી અને લાભદાયક થઈ પડે તેવા નિયમો શીખવનારી ડી.

એ. વી. કૉલેજ જેવી સંસ્થા સમસ્ત દેશને જે લાભો કરી આપશે તે બતાવી આપીને પંડિતજીએ શ્રોતાઓની ઉત્સાહી વૃત્તિને જાગ્રત કરતાં પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું. તેમની વિનતિના ઉદાર જવાબમાં લગભગ ૧૦૦૦ રૂપિયા રોકડા એકઠા થયા હતા તથા તેથી બમણી રકમ આપવાનાં વચનો મળ્યાં હતાં."

આ લાંબા લાંબા ઉતારા હું એમ સિદ્ધ કરવા માટે આપું છું કે દરેક વખત જ્યારે પંડિતજી પોતાના આ માનીતા વિષય ઉપર ભાષણ આપતા ત્યારે તેઓ જૂદા જૂદા દૃષ્ટિબિંદુઓથી તેનું દિગ્દર્શન કરતા—વિવેચન કરતા. એક ભાષણમાં જે દલીલો અને વિચારો દર્શાવવામાં આવ્યા હોય, તે દલીલો અને તે વિચારો તે ભાગ્યે જ બીજા ભાષણમાં દર્શાવતા. આ બીના તેમની સર્વવિષયક નિપુણતાનું સૂચન કરે છે.

ફરી માર્ચ માસની ૨૭ મી તારીખે તેમણે ઝેલમખાતે તે જ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. અહીં પણ તેમણે એક નવા જ દૃષ્ટિબિંદુથી તે વિષયની વિવેચના કરી હતી અને વૈદિક અભ્યાસના પુનરૂદ્ધારની આવશ્યકતા દર્શાવી હતી. તે વખતે રૂ. ૨૦૦૦ ની રકમો ફંડમાં ભરાઇ હતી અને તેમાંથી રૂ. ૧૦૦૦ તો તે જ સ્થળે રોકડા એકઠા થયા હતા. આ ભાષણનું અવલોકન કરતાં " આર્યપત્રિકા "એ પંડિતજીને " ડી. એ. વી. કૉલેજની હીલચાલ વિષે વાર્ષિકોત્સવ પ્રસંગે ભાષણ આપનાર આપણા જાણીતા વક્તા " નું ઉપનામ આપ્યું હતું.

તે વર્ષની અધવચમાં પંડિતજીને વાયવ્ય પ્રાંતો અને અયોધ્યામાં ડી. એ. વી. કૉલેજની મદદ માટેનું ફંડ ભરાવવા માટે

જનાર મંડળના એક અંગભૂત તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા. દેશના જૂદા જૂદા ભાગોમાં આવાં મંડળો ફંડ ભરાવવા માટે મોકલવાનું ઠર્યું હતું, પરન્તુ તેવું એક જ મંડળ માત્ર બની શક્યું હતું અને તે વાયવ્ય પ્રાંતો તથા અયોધ્યા તરફ ગયું હતું. આ પ્રતિનિધિમંડળ પણ ધાર્યું હતું તેટલું મજબૂત થઈ શક્યું નહોતું; તોપણ પંડિત ગુરૂદત્ત તે મંડળમાં એક અંગભૂત હતા અને લગભગ સઘળું જોખમ તેમને માથે હતું.

સને ૧૮૮૬ ના ઉનાળામાં આવાં મંડળોને જૂદા જૂદા ભાગોમાં મોકલવાનો વિચાર ઉદ્ભવ્યો હતો અને ત્યારપછી તે વિચારમાં દરેક રીતે બળ આવતું જતું હતું. ૧૮૮૬ માં પંડિતજી તે મંડળની સાથે જવાને હા પાડી શક્યા નહિ, કારણકે તે વખતે તેમના પિતા માંદા રહેતા હતા અને તેથી પંડિતજીને તેમની પાસે હાજર રહેવાની આવશ્યકતા હતી. મંડળની સાથે જવાની અશક્તિને લીધે આ વખતે પંડિતજીને જે લાગણી થઈ હતી, તે તેમના તા. ૧૦–૭–૧૮૮૬ ના પત્રમાંથી ઉતારી લીધેલાં નીચેનાં વાક્યોપરથી જણાશે. તે પત્ર પંડિતજીએ મારા કેટલા સવાલોના જવાબરૂપે મને લખ્યો હતો.

"મારા પિતાજી મુઝફ્ફરગઢ ખાતે અશક્ત અને નાદુરસ્ત છે. તેમની ઇચ્છા એવી છે કે મારે તેમની સાથે રહેવું. અત્યારે હું લાહોરમાં નોકરીપર છું. મારા પિતાજી જો અહીં આવે તો નકામું કેટલુંક ખર્ચ થાય તેમ છે. વળી જો તે અહીં હોય તો હું લાહોરમાંથી આઘો પાછો ખસી શકું નહિ. સમાજનાં કે બીજાં કાંઈ સત્કાર્યોને માટે જવાનાં મારાં વચનો તેથી નિષ્ફળ જાય. પિતા તરફનો ધર્મ અને દેશ તરફનો ધર્મ એ બન્ને ધર્મોનું અત્યારે સંઘર્ષણ થાય છે.

મન તો મોકુફ રાખવા તરફ દોરાય છે. દર તહેવારને દિવસે હું મુલતાન જઉં છું અને પાછો આવું છું."

ત્યારપછી ૧૨ દિવસે લખેલો એક પત્ર કે જેમાં તારીખ નથી અને જેનાપર લાહોરની તા. ૨૨-૭-૧૮૮૬ ની છાપ છે તેમાં પંડિતજીએ લખ્યું છે કે: "ગુરૂદત્ત વિદ્યાર્થી દિલગીર છે કે તે મુઝફ્ફરગઢ છોડી શકે તેમ નથી. કૉલેજની રજાઓનો સઘળો વખત કદાચ તેને મુઝફ્ફરગઢમાં જ ગાળવો પડશે. ઉપદેશ આપવાને સ્થળે સ્થળે ફરવાને તે અશક્ત છે. પિતાજી બહુ જ માંદા છે અને તે ઉતાવળે મને પોતાની પાસે બધો વખત રહેવા માટે કહે છે. પિતાજીને ખુશ કરવાને મારે શું શું ભોગ આપવા જોઈએ તે હું જાણું છું. હવે તમે શી સલાહ આપો છો તે કહો." એ લાંબો પત્ર અત્રે ઉતારવા કરતાં તે પત્રનો છેવટનો ભાગ આપ્યા વિના મારાથી રહી શકાતું નથી, કારણકે તેમાં સુધારાના કામ વિષેના ઘણા મનોરમ વિચારો ભરેલા છે અને છેવટે આ નમ્ર સેવકને પણ તેમણે ખરેખરો બોધ આપ્યો છે.

"લજપતરાય! તમારા દેશનો ઉદય કરવાને માટે કોઈ વધારે કાયમની યોજના તમે વિચારી શકો નહિ? તમે હીસાર અથવા રોહતકમાં રહીને શું કરો છો? જે રીતે તમે જીંદગી ગાળતા દેખાઓ છો તે રીતે જીંદગી ગાળવી વાજબી નથી. ત્યાં તમારે કોઇ અંતરના મિત્રો છે? (જો હોય તો તમે હમેશાં સુખી રહેજો!) તમારા દેશનું ભલું કરવાને ત્યાં તમે કાંઇ કરી શકો તેમ છે? તમારા પ્રાકૃતિક આવેશને માર્ગ આપવાનો અને તમારી કુદરતી શક્તિ જેવી કે તમારી મનમોહક વક્તૃતા કે જે અત્યારે ગબડી પડી છે અને તેને બદલે નિર્માલ્ય સ્વર તમારામાં આવ્યો છે, તેનું ખેડાણ કરવાનો

તમારે ત્યાં કાંઇ યોગ છે કે? હું ધારૂં છું કે અત્યારે તમારી આસપાસના સંયોગો સારા છે, અને જો તેમ હોય તો તમારા દેશનું ભલું કરવાને કાંઇક કરો." એ જ રીતે તે આગળ લખે છે કે "કીર્તિ એ એક આશ્ચર્યકારક ટેકો છે. પરન્તુ, મારા વ્હાલા મિત્ર! કીર્તિને માટે બહુ મહેનત ન કરો. તમે જેટલી કીર્તિને યોગ્ય હો તે કરતાં વધારે કીર્તિ મેળવ્યા વિના તમારા દેશનું કાંઇ તાત્ત્વિક કલ્યાણ કરો. ગુપચુપ કામ કર્યે જાઓ, અને પછી વંશપરંપરાની કીર્તિના રૂપમાં તમને તેનો બદલો મળશે. હાલની પ્રજા એવી નથી કે જેની પાસેથી કીર્તિમંદિરમાં દાખલ થવા માટેની પ્રસાદી મેળવવા માટે તમારે યત્ન કરવો ઉચિત હોય. કીર્તિનો અભિલાષી જે પુરૂષ અસદ્ વસ્તુ સરખી ભેટો લેઇને કીર્તિદેવીની પાછળ નકામો મચી રહે છે તેને ધિક્કાર છે!" આ ઉમદા શબ્દો સોનેરી અક્ષરે કોતરી રાખવાયોગ્ય છે. ડી એ. વી. કૉલેજને માટે ઉપદેશપ્રચાર કરવાને પહેલાં વ્યવસ્થાપક મંડળીએ ઠરાવ કર્યો હતો અને પછી તે કાર્ય માટેનાં મંડળોની યોજના કરી હતી. પરન્તુ દુર્ભાગ્યે જે કારણને લીધે પંડિતજી ૧૮૮૬ માં આ મંડળની સાથે રહી શકયા નહિ, તે જ કારણ પુનઃ ૧૮૮૭ માં પણ આડું આવીને ઊભું. પંડિતજીના પિતા તે વખતે ગંભીર અને અનિવાર્ય માંદગીનો ભોગ થઇ પડ્યા હતા અને દરેક પળે પંડિતજીને તે પુણ્યાત્મા પિતાને ખોઈ બેસવાની ચિંતા થતી હતી. પરન્તુ આ સમયે "દેશ પ્રતિના ધર્મ"ની ગ્રંથી વધારે દૃઢ સિદ્ધ થઇ અને તે ઉચ્ચાશયી પિતાએ પોતાના વ્હાલા, આજ્ઞાંકિત તથા એકના એક પુત્રને તે ધર્મ બજાવવા માટે ખુશીથી રજા આપી. આવા પિતાના પુત્ર થવાના લાભને માટે તે પુત્ર ખરેખર ભાગ્યશાળી હતો અને તે કરતાં વધારે ભાગ્યશાળી તે પિતા હતો કે જેને આવો સ્વદેશાભિમાની અને

નામાંકિત પુત્ર હતો. જુલાઈ અને ઑગસ્ટ મહિનામાં તે હમેશાં પોતાના પિતા પાસે મુલતાન જતા અને ત્યાંથી પાછા ફરતા. પિતાનાં સુખ–સગવડને માટે પંડિતજીએ શક્ય હતી તેટલી સઘળી ગોઠવણો કરી અને પછી તા. ૨ જી સપ્ટેમ્બરે તે પ્રતિનિધિમંડળની સાથે મુસાફરીએ નીકળ્યા. પહેલાં તો તે નાના મંડળમાં લાલા લાલચંદ એમ. એ., લાલા મદનસિંહ બી. એ., લાલા જવાલાસહાય અને પંડિતજી એટલા જણા જ માત્ર હતા.

દિલ્હી જતાં લાલા દ્વારકાદાસ તેમની સાથે જોડાયા અને દિલ્હી ખાતે હું જોડાયો. મને સાંભરે છે કે જ્યારે અમે દિલ્હી ખાતે હતા ત્યારે પંડિતજીને દરેક ક્ષણે પોતાના પિતાના મરણની ભ્રાંતિ લાગતી હતી અને તત્સંબંધી ચિન્તા એટલી મોટી થઇ પડી હતી કે લગભગ હમેશાં તે તેમની તબીયતના ખબર મેળવવાને માટે તાર કરતા. અહીં મંડળનું કામ, ખાનગી ગૃહસ્થોને ઘેર જઇને તેમની સમક્ષ રહી, ડી. એ. વી. કૉલેજના ફંડમાં મદદ માંગવાથી જ, કરી શકાતું હતું. અલબત્ત, ભાષણો તો લગભગ સઘળે સ્થળે આપવામાં આવ્યાં હતાં, પરન્તુ ફંડ મેળવવાને માટે જાહેર સભાઓમાં કાંઇ જ અરજ કરવામાં આવી નહોતી. ઓળખીતો હોય કે ન હોય તેવા દરેકે દરેક માણસ પાસેથી ફંડને માટે ભીખ માંગવાનું મુશ્કેલ, હલકું લગાડનારૂં, થકવી નાંખે તેવું અને નાજુક કામ કેવું કંટાળાભરેલું હોય છે તે એવા કામના અનુભવીઓ વિનાના બીજાઓ કલ્પી પણ શકે નહિ. ફક્ત એકલા દિલ્હીનો જ જે થોડો અનુભવ મને મળ્યો હતો, તે પરથી હું કહું છું કે જો તે એક પ્રજાકીય લાભનું કામ ન હોય તો ખરેખર તે એક અત્યંત કંટાળાભરેલું કામ હતું.

સઘળી જાતની ગાળો, ઠપકા, હૃદય બળી જાય તેવા અને નીચું જોવડાવે તેવાં વિશેષણો એ સઘળો આ પ્રજાકીય લાભને માટે ભીખ માંગનારાઓને બદલો મળતો હતો! જગતમાં ઉચ્ચ પદવી મેળવવાનાં સાધનો પ્રાપ્ત કરવાના યત્નોમાં તેઓએ પોતાની અંગત સામાજિક પદવીને ડુબાવી દીધી હતી–છોડી દીધી હતી. આવાં અપમાનોને લીધે માઠું લાગવાથી મને તે મંડળ દુર્ભાગ્યે છોડી જવું પડ્યું હતું અને તેથી આ મંડળે કેટલા ઉચ્ચ આત્મબળવડે આ કામ કર્યું હશે તેનો કાંઇ ખ્યાલ હું આપી શકતો નથી; પરન્તુ "આર્યપત્રિકા"માં લાલ મદનસિંહ બી. એ. એ તેનો જે અહેવાલ લખ્યો હતો, તે પરથી કહી શકું છું કે તે મંડળને પંજાબની આર્યસમાજો તરફથી જે માન આપવામાં આવ્યું હતું તે તેણે ખરૂં કરી બતાવ્યું હતું તથા પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ. અને લાલા દ્વારકાદાસ એમ. એ. નાં ભાષણો સાંભળવાને જેઓ ભાગ્યશાળી થયા હતા તેઓ સઘળાએ તેમનાં ઉચિતજ વખાણ કર્યાં હતાં.

અલીગઢ, બરેલી, મુરાદાબાદ, લખનૌ, બનારસ, અલાહાબાદ, કાનપુર અને ફરૂકાબાદની મુલાકાત આ મંડળે લગભગ દોઢ માસમાં લીધી અને તેનું પરિણામ એ આવ્યું કે ફંડમાં ૫૦૦૦ ઉપરાંત થોડા રૂપિયાનો વધારો થયો. ફરૂકાબાદ ખાતેથી મંડળે કાંઈ પણ રકમનો સ્વીકાર કર્યો નહિ, કારણકે જે રકમ આપવામાં આવતી હતી તે તે આપનારના માન-મર્તબાના પ્રમાણમાં બહુ જ થોડી હતી તેમ જ વળી ત્યાં આ મંડળ ખાસ ફંડ ઉઘરાવવા માટે જ ગયું નહોતું પરન્તુ ફરૂકાબાદના આર્યસમાજીઓમાં જે બે વિભાગો પડી ગયા હતા તેમને એકઠા કરવાના હેતુથી તે ત્યાં ગયું હતું. ખરેખર, વાયવ્ય

પ્રાંતોના ઘણા જાહેર હૉલોમાં પંજાબીઓના સ્પષ્ટ, દૃઢતાભર્યાં અને મર્મયુક્ત ભાષણોના ભણકારા વાગી રહ્યા છે. વળી એ પણ એક નોંધી રાખવા જોગ બીના છે કે વ્યવસ્થાપક મંડળે આ મંડળના અંગભૂતોને મુસાફરી વગેરેને લગતુ ખર્ચ આપવા માંડ્યું હતું, પરન્તુ તેમાંના કોઇએ તે લીધું નહોતું. એટલે આ કાર્ય તેમણે પોતાને જ ખર્ચે કર્યું હતું. તા. ૨૯મી ઓકટોબરે એટલે આ મુસાફરીએથી પાછા ફર્યા પછી થોડે દિવસે અશાન્ત જુસ્સાવાળા પંડિતજી રાવળપીંડી ખાતે ત્યાંની સમાજના વાર્ષિકોત્સવની સભામાં હાજરી આપવા ગયા હતા અને ત્યાં તેમણે "સૂક્ષ્મ શરીર" અને "ઋગ્વેદના પહેલા બે મન્ત્રો" વિષે બે વિદ્વત્તાપૂર્ણ ભાષણો આપ્યાં હતાં. બીજા ભાષણમાં તેમણે શ્રોતાઓને પોતાના આત્માની ઉન્નતિને માટે ખાસ કાળજી રાખવાની મજબૂત અરજ કરી હતી. તે સભાના કામકાજમાં ભાગ લેનાર રાવળપીંડીની આર્યસમાજના મદદનીશ સેક્રેટરીએ જણાવ્યા પ્રમાણે અમે કહીએ છીએ કે પંડિતજીએ પોતાનું તે ભાષણ નીચેનું વાક્ય બોલીને સમાપ્ત કર્યું હતું: " જો તમારી ખાત્રી થઇ હોય કે તમારા દેહમાં આત્મા રહેલો છે, જો તમારી ખાત્રી થઇ હોય કે માત્ર બાહ્ય શરીરનો અંત આવતાંની સાથે તમારા આત્મજીવનનો પણ અંત આવશે નહિ પરન્તુ તમારી અંદર એવું કાંઇક રહેલું છે કે જે તમારા શરીરનો અન્ત આવ્યા પછી પણ અસ્તિત્વ ધરાવશે, અને જો તમે એવું ઇચ્છતા હો કે તમારો આ આત્મા શનૈઃ શનૈઃ ઉન્નત થવો જોઇએ તથા તે આત્મોન્નતિનો હેતુ પાર પાડવા માટે વેદાભ્યાસ અથવા કેળવણીની જરૂર છે, તો તમારે ડી એ. વી. કૉલેજ સ્થાપવામાં મદદ કરવા તૈયાર થવું જોઇએ. આત્મોન્નતિનું કાર્ય કરવામાં આખી મનુષ્યજાતિનું હિત સમાએલું છે અને તેથી હિંદુઓ, મુસલમાનો અને ખ્રિસ્તીઓ

સર્વેએ આ ઉમદા કાર્યમાં જોડાવું જોઇએ." તે જ સ્થળે શ્રા. ૧૨૫૩-૪-૬ એકઠા થઈ ગયા હતા. તે તુરત જ લાહોર ખાતે પાછા ફર્યા હતા અને એક રાત પણ પૂરો વિરામ લેઈ શક્યા નહોતા, એવામાં તેમને પોતાના પિતાના મરણના અશુભ સમાચાર આપનારો તાર મળ્યો. તેમણે તુરત જ મુલતાન ખાતે પોતાના નોકરને અને સગાંવહાલાંને તાર કર્યો કે "તમે પિતાજીના મૃતદેહને જાળવી રાખજો." સવાર થતાં જ તે વહેલા મુલતાન જવાને નીકળ્યા. આ ઉપરથી જણાય છે કે પંડિતજીની ઇચ્છા પિતાજીની અંતક્રિયા વૈદિક નિયમો પ્રમાણે કરવાની હોવી જોઇએ અને ખરેખર તે પ્રમાણે જ સઘળી ક્રિયા કરવામાં આવી હતી. આમ કરવામાં પોતાની માતાના વ્હેમો અને વિરૂદ્ધતાને લીધે પોતાને અડચણ નડશે એમ પંડિતજીએ ધાર્યું હતું; પરન્તુ માતા પણ પુત્રને યોગ્ય જ હતાં અને તે પંડિતજીના મતને અનુકૂળ થઈ ગયાં એટલે પછી પંડિતજીએ પોતાનાં સગાં સંબંધીઓની વિરૂદ્ધતાની એક તલભાર પણ દરકાર કરી નહિ. આ પ્રસંગે પંડિતજીએ બતાવેલા એક વીર પુરૂષને છાજે તેવા જુસ્સા અને નીતિબળના સંબંધમાં કાંઇ પણ ટીકા કરવાને બદલે તા. ૧૫-૧૧-૧૮૮૭ ના "આર્ય-પત્રિકા" ના અંકની અધિપતિની નોંધમાંથી જ હું ઉતારો કરવાનું વાજબી માનું છું. પંડિતજીને જે મોટી ખોટ ખમવી પડી હતી તેને માટે પંડિતજી તરફ દિલસોજી બતાવ્યા પછી તેનો તંત્રી લખે છે કેઃ—

આપણા બંધુએ તે પ્રસંગે ઉમદા વર્તન ચલાવ્યું હતું. તેમણે પોતાના પિતાના મૃતક સંસ્કાર બરાબર વૈદિક નિયમોમાં કહ્યા પ્રમાણે જ કર્યા હતા. તેમનાં સગાં-સંબંધીઓ કે જેમાં મુલતાનના કેટલાક ઘણી સારી લાગવગવાળા નાગરિકો સમાએલા છે, તે-

મણે પંડિતજીને હંમેશને માટે નાતજાતમાંથી દૂર કરવાની ભીતિ દર્શાવી હતી, પરન્તુ પંડિતજીએ તેમના નિર્માલ્ય પોકાર તરફ જરા પણ લક્ષ આપ્યું નહોતું. પંડિતજીએ તેઓને કહ્યું હતું કે "જાઓ, તમારાથી બની શકે એટલું મારૂં અપ્રિય કરજો; પરન્તુ મારા પિતાની અંતક્રિયા વૈદિક નિયમો પ્રમાણે કરવાના મારા નિશ્ચયમાં મને કોઈ પણ ડગાવી શકશો નહિ." તેમની જાતવાળાઓએ તોફાન મચાવ્યું અને ઉપરાસાપરી બીક બતાવવા માંડી પરન્તુ તેની કાંઇ જ અસર નીવડી નહિ. પંડિતજી પોતાના નિશ્ચયમાં જરા પણ ડગ્યા નહિ અને તેમને ભય બતાવીને બ્હીવડાવવા ઇચ્છતા ન્યાતીલાઓની ભયંકર સેના તરફ વિરૂદ્ધતા અને તિરસ્કાર બતાવતાં તેમણે એક આર્ય તરીકે પોતાથી બનતું સઘળું કર્યું હતું. મૃતક સંસ્કારના નિયમો પ્રમાણે મૃતદેહ બાળવાનો હતો અને તેથી સ્ત્રીઓ તથા પુરૂષોને મન તે દેખાવ નવો અને કુતૂહલજનક હોવાથી હજારો સ્ત્રી–પુરૂષો તે સઘળું કેમ થાય છે તે જોવાને શ્મશાનભૂમિસુધી સરઘસની સાથે સાથે ગયાં હતાં. ટોળાનો મોટો ભાગ ન્યાતીલાનાં સગાં સંબંધીઓનો હતો અને જોકે તેઓને સરઘસની સાથે શ્મશાનભૂમિમાં જતા તથા નનામી તરફ નજર પણ કરતાં અટકાવવાને કાંઇ પણ યત્ન કરવાનું બાકી રાખ્યું નહોતું—સ્ત્રીઓને તો તેમના વડીલોએ મારી મારીને પણ અટકાવવા માંડી હતી—છતાં તેઓ તેમના વડીલોના પ્રતિબંધનની અવગણના કરીને સૌ નનામીની પાછળ પાછળ શ્મશાનભૂમિસુધી ગયાં અને જ્યારે મૃતક સંસ્કારની ક્રિયા પૂરી થઇ ત્યારે જ તેઓ ત્યાંથી પાછાં ફર્યાં. આપણા બંધુએ જે ધૈર્ય બતાવ્યું હતું અને એક આર્યને છાજે તેવી

વર્તણુક ચલાવી હતી તેની નૈતિક અસર અતિ અનુકૂળ નીવડી હતી–સમાજીઓ અને બીજાઓ ઉપર પણ તેની સારી અસર નીવડી હતી. તે પ્રસંગે પંડિતજીએ જે માનુષીય વર્તન ચલાવ્યું હતું અને સામા પક્ષની શરતો કબૂલ રાખી નહોતી તે બનાવે એક નામધારી આર્યને બતાવી આપ્યું હતું કે 'આર્ય' નામમાં કાંઇક અર્થસૂચકતા રહેલી છે, તે નામ ધારણ કરવાથી એક માણસને માથે ચોક્કસ ફરજો આવી પડે છે, અને જાહેર તેમજ ખાનગી બાબતોમાં તેને માટે ચોક્કસ પ્રકારનું વર્તન જ નક્કી થાય છે કે જેને તેણે ગમે તેટલી મુસ્કેલી છતાં અનુસરવું જ જોઈએ. અને આર્ય સિવાયનાઓને તે બનાવે એમ સિદ્ધ કરી આપ્યું હતું કે એક આર્યમાં સદ્‌વર્તનનું બળ રહેલું છે અને જ્યારે સત્યનો જય કરવાનો હોય છે ત્યારે તે સત્યને કેવી રીતે ટકાવી રાખવું તે એ સારી પેઠે સમજે છે.

આર્ય શાસ્ત્રોના નિયમો પ્રમાણે પોતાના પિતાની અંતીમ ક્રિયા કરવામાં આપણા બંધુને લગભગ ૨૦૦ રૂપિયાનું ખર્ચ થયું હતું. હાલની ચાલુ પદ્ધતિ પ્રમાણે જો મૃત દેહને બાળી નાંખવામાં આવ્યો હોત તો રૂ. ૨૦ કે ૩૦ થી વધારે ખર્ચ ન જ થાત.

પિતાના મૃતક સંસ્કાર પૂરા કર્યા પછી તુરત જ પંડિતજી લાહોર પાછા ફર્યા, જ્યાં તે જ માસની તા. ૨૬ મી અને ૨૭ મીએ લાહોર આર્યસમાજની ૧૦ મી વર્ષગાંઠ ઉજવવાની તૈયારીઓ ઉતાવળે ચાલી રહી હતી. આ પ્રસંગે પણ પંડિતજીએ બે ભાષણો આપ્યાં હતાં જેમાંનું એક ડી. એ. વી. કૉલેજ વિષે ઉર્દૂમાં આપ્યું હતું અને બીજું અંગ્રેજીમાં "Solid Trinity" અથવા "શાશ્વત ત્રિપુટી"–

ત્રણ શાશ્વત વસ્તુઓ—એ વિષય ઉપર આપ્યું હતું. આ ભાષણોમાં હું હાજર નહોતો અને તેથી "આર્યપત્રિકા" માં તે ભાષણોના છપાએલા અહેવાલમાંથી નીચેનો ઉતારો કરીને મારે વાચકોને સંતોષ આપવો જોઈએ:—

તે પ્રસંગે પંડિતજી જે આતુરતા સાથે અને હૃદયની ઉંડી લાગણીઓ સાથે બોલ્યા હતા, તેનો ઝાંખો ખ્યાલ આપવાનો યત્ન કરવો તે પણ અમોને એક અસંભવિત યત્ન કરવા જેવું લાગે છે. જ્યારે તે બોલતા હતા ત્યારે આખા હોલમાં કેવળ નીરવતા ફેલાઈ રહી હતી અને લગભગ ૩૦૦૦ માણસોનું આખું મંડળ મૌનની સાક્ષાત્ મૂર્તિરૂપે જ બેસી રહ્યું હતું. જે જે બાબતો તેમણે કહી હતી તે દરેકમાં સત્યનિષ્ઠા અને આતુરતા પ્રતિધ્વનિત થતાં હતાં. તેમનું કથન એક લાગણીવાળા હૃદયનું જ કથન હતું અને તેમનો ધ્વનિ તથા તેમની ભાષા એવી પ્રતીતિ આપતાં હતાં કે જે તે બોલતા હતા તે જ તેમને ખરેખર લાગી આવતું હતું. તેના કરતાં વધારે વિજળીક અસર કરે તેવું ભાષણ અમે કોઇ કોઇ વાર જ સાંભળ્યું હશે. ખરા ભાવ વિનાનાં અને અંતર્ની આતુરતા વિનાનાં વાક્ચાતુર્યવાળાં ભાષણો કરતાં સાદી પણ ખરા અંતઃકરણમાંથી બોલાતી ભાષા ઘણી જ ચડીયાતી છે. પંડિતજીએ સ્વામી દયાનંદના જીવનના જુદા જુદા પ્રસંગોવડે પોતાના ભાષણને દૃષ્ટાંતોવાળું બનાવ્યું હતું. અમે સત્યનિષ્ઠાપૂર્વક એ વાતની નોંધ લેઇએ છીએ કે તે વખતે ઘણા શ્રોતાઓનાં નેત્રોમાંથી અશ્રુની ધારાઓ તેમના વદનપર ચાલી રહી હતી.

પંડિતજીના ભાષણુની સઘળી રૂપરેષાઓ આપવા માટે અમારી પાસે જગ્યા નથી. ખરેખર તે એક ચમત્કારિક ભાષણુ હતું. ભાષણુનો મુખ્ય મુદ્દો ડી. એ. વી. કૉલેજનો હતો કે જે કૉલેજ સ્વામી દયાનંદે ઉપદેશેલાં અબાધિત સત્યોના જ–બીજી કોઇ પણુ બાબતના નહિ–સ્મરણુમાં સ્થાપવાની ધારણા રાખવામાં આવી હતી. જે ધર્મ અને નીતિનાં તત્ત્વો તથા જે અડગ સત્યો સ્વામી દયાનંદના જીવનના–તે સુવિખ્યાત સુધારકની જાતના એકલાના જ મુખ્ય સૂત્રરૂપ અને એકના એક હેતુરૂપ હતાં, તેના સ્મારકરૂપે તે કૉલેજ સ્થાપવામાં આવનાર હતી. જેઓને મન આ અખંડ સત્યો અને અડગ તથા અમર ધર્મસૂત્રો અતિમૂલ્યવાન હતાં, તેઓ ડી. એ. વી. કૉલેજના ફંડમાં કાંઇક પણ ભરવાને બંધાયલા હતા; પરન્તુ જેઓ ભાષણુકર્ત્તાના વિચારોને સર્વાંશે મળતા થતા ન હોય તેઓની પાસેથી એક પાઇ પણ ભરાવવાનો એક ભાષણુકર્તા તરીકે પંડિતજીનો જરા પણ ઇરાદો નહોતો; કારણુકે પંડિતજી કોઈ પણ તરેહના દંભ તરફ અંતઃકરણુપૂર્વક તિરસ્કાર ધરાવતા હતા. કાન ફાડી નાંખે તેવા હર્ષના અવાજો વચ્ચે–તાળીઓ વચ્ચે ભાષણુકર્તાએ પોતાની બેઠક લીધી હતી. લગભગ ૫૦૦૦ રૂપિયા તે પ્રસંગે ભરાયા હતા જેમાંના ૪૧૨૮ રૂપિયા તો તે જ સ્થળે વસુલ થયા હતા અને બાકીના ૮૦૦–૯૦૦ રૂપિયા પાછળથી આપવાનાં વચનો મળ્યાં હતાં. સહવારે થએલી સભાની શરૂઆત બપોરનો એક વાગતાં પરિપૂર્ણ થઈ હતી.

અંગ્રેજી ભાષણુના સંબંધમાં "આર્યપત્રિકા" માત્ર એટલું જ કહે છે કે "તે એક સંપૂર્ણ સફળતાવાળું ભાષણુ હતું અને ભાષ-

ણનું પ્રતિપાદન એ હતું કે કોઇ પણ આત્મજ્ઞાન અર્થાત્ તત્ત્વજ્ઞાન ત્રણ પૃથક્ પૃથક્ તત્ત્વોનું અસ્તિત્વ માન્ય રાખ્યા વિના સંગીન અથવા સંપૂર્ણ હોઇ શકે નહિ. આ ત્રણ તત્ત્વો તે જડ વસ્તુ, ચેતન આત્મા અને પરમાત્મા છે."

ત્યાર પછીના બીજા મહિનામાં તેમણે એકંદર ચાર ભાષણો આપ્યાં જેમાંનું એક ઉર્દૂમાં અને ત્રણ અંગ્રેજીમાં હતાં. તેમાંનાં બે લાહોર ખાતે અંગ્રેજીમાં "આંતર્ જીવનની વાસ્તવિકતા" (જે ચોપાનિયાના આકારમાં બહાર પાડવામાં આવ્યું છે અને જેના વિષે આ પુસ્તકમાં અન્ય સ્થળે ઉલ્લેખ કરવામાં આવ્યો છે) અને "જીવનનો ઉદ્દેશ" એ વિષયોપર તથા બીજાં અજમેર ખાતે "સત્ય" અને "આર્યસમાજ" એ વિષયોપર આપવામાં આવ્યાં હતાં.

તે ભાષણોમાંનાં છેલ્લાં બે ભાષણો વખતે હું હાજર હતો અને હું વિશ્વાસપૂર્વક કહી શકું છું કે તેમાંનું પહેલું ભાષણ તો તેમની વક્તૃતાનો નમૂનો જ હતું. વિષય તેમની ખાસ પસંદગીનો મન ગમતો હતો અને તે વિષે બોલતાં તેમણે સર્વ પ્રકારની યુક્તિ-પ્રયુક્તિઓનો તિરસ્કાર કરીને આપણા જીવનની પવિત્રતા ઉપર ખાસ ભાર મેલીને કહ્યું હતું. તે એક એવું ભાષણ હતું કે જે શ્રોતાઓના અંતઃકરણમાં ઉંડી અસર નીપજાવી શક્યું હતું અને ઘણાએ આર્ય બંધુઓને દાંભિકતાની ખાઇમાં ગબડી પડતા અટકાવીને ઉન્નત કરી શક્યું હતું. બીજું ભાષણ પૂરૂં થતાં પહેલાં પંડિતજીને એકદમ તાવ ચડી આવવાથી તે ભાષણ અધવચથી અટકી પડયું હતું, તોપણ તે ભાષણ એક કલાક સુધી ચાલ્યું હતું અને ખરે વખતે જ તે આપવામાં આવ્યું હતું.

આ ભાષણો વિષે બોલતાંની સાથે સાથે મારે જણાવવું જોઇ-

એ કે અમે (લાલા સેનદાસ, લાલા હુંસરાજ અને લાલા જવાલા-સહાયની સાથે) નાતાલના તહેવારોમાં ભરાએલા "પરોપકારી સભા"ના મેલાવડામાં હાજરી આપવાને ગયા હતા જે વખતે "દયાનંદ આ-શ્રમ"નું ખાત મુહૂર્ત કરવામાં આવ્યું હતું. પુષ્કરથી પાછા ફરતાં આ સ્થળે જ, જૂદા જૂદા પ્રાંતોના લગભગ ૨૦૦ આર્યસમાજીઓ જેઓ આ પ્રસંગે એકઠા થયા હતા, તેઓને પંજાબની આર્યસમાજોના રમ્ય પુષ્પની સાદાઇ જોવાની તક પ્રાપ્ત થઇ હતી.

વાયવ્ય પ્રાંતોના બંધુઓ પંજાબના સભાસદો (જેઓ સઘળા મોટી પદવીવાળા ગૃહસ્થો હતા) ને અનાજ અને તેની સાથે દેશી નીપજનો ગોળ ખાતા જોઇને આશ્ચર્ય પામ્યા હતા. હકીકત એવી બની હતી કે જ્યારે અમે ટેકરીઓપરથી ઉતરતા હતા ત્યારે અમને ચડ ઉતરની કસરતને લીધે બહુ ભૂખ લાગી અને તેથી પાસેની એક દુકાન કે જ્યાં ગોળ અને ચણા વેચાતા હતા, તેનો લાભ લેવાનું વાજબી માન્યું. તે ચણા ચોખ્ખા અને સારા હતા.

અજમેર છોડીને અમે જયપુર ખાતે થોભ્યા. ત્યાં પંડિતજી અને બીજાઓ મહારાજાની ખગોળ–વેધશાળા જોવા ગયા હતા. એક વખતે જે એક વૈજ્ઞાનિક સ્થાન હતું તેનાં ખંડિયેરો સિવાય બીજું કાંઈ તે વેધશાળામાં જોવામાં આવ્યું નહિ; અને ત્યાં આપણાં પૂર્વ-જોની મહતી બુદ્ધિના તથા કેવળ ભુલાઇ ગએલી વૈજ્ઞાનિક શોધખો-ળોના નમૂનાઓ પુષ્કળ નજરે પડતા હતા.



# પ્રકરણ ૬ ઠું.

## પંડિતજીનાં ભાષણો (ચાલુ).

What hidden wealth to be unveiled. What treasures of literature, of history, of science and philosophy to be made known to the world—*M. L. Jacolliot.*

**અર્થ**—કયું ગુપ્ત ધન ખુલ્લું કરવું: ભાષા, ઈતિહાસ, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના કયા ખજાનાઓ જગત્‌ને જાહેર કરવા ?

**એમ. એલ. જેકોલીઅટ.**



સને ૧૮૮૮ નું વર્ષ પણ પંડિતજીએ અશ્રાન્ત રીતે કાર્ય કરવામાં જ ગાળ્યું હતું. તા. ૧૮ મી જાન્યુઆરીએ તેમણે "શ્રી કૃષ્ણનો ઉપદેશ" એ વિષયપર **લાહોર** આર્યમાજના મંદિરમાં ભાષણ આપ્યું હતું. ભાષણ અનેક દૃષ્ટિબિંદુએથી જોતાં મોટી અગત્યનું હતું. તે ભાષણમાં તેમણે એમ નિર્દિષ્ટ કર્યું હતું કે કૃષ્ણ એ કોઈ ખરેખરો માણસ નહોતો, પરન્તુ માત્ર એક દૃષ્ટાંતરૂપી શબ્દ હતો. તા. ૩૧ મી જાન્યુઆરી ૧૮૮૮ ના "આર્યપત્રિકા" ના અંકમાંથી અમે આ ભાષણનો સાર તારવી લઇએ છીએઃ—

તે ભાષણનું તત્ત્વ કાંઇક નૂતન જ હતું. હિંદુઓ માને છે કે તેણે તત્ત્વજ્ઞાનની એક રીતિનું સ્થાપન કર્યું છે; તે સર્વ માનીનતાઓને પંડિતજીએ એક પછી એક પાયા વિનાની સિદ્ધ કરી બતાવી હતી. બીજી એક સામાન્ય માનીનતા એવી છે કે કૃષ્ણે

અર્જુન ( મહાભારતના જગદ્વિખ્યાત નાયક )ને મહાભારતનું યુદ્ધ કરવાને પ્રેર્યો હતો અને તેથી તે કૃષ્ણ આર્યોની મહત્તાના પતનના તથા હિંદુસ્તાનની હાલની અધમાવસ્થાના મુખ્ય કારણરૂપ થઇ પડયો હતો. ભાષણકર્તાએ જણાવ્યું હતું કે આવી માનીનતા શ્રી કૃષ્ણના ઉપદેશોનું ખરૂં રહસ્ય ખોટી રીતે સમજવામાંથી જ જન્મ પામી છે.

'દ્વિજનન' અથવા મનુષ્યાત્માનું પુનર્જન્મ તે જ દેવના સાક્ષાત્કારરૂપ છે. માણસને, જગત્ અને તેની સત્યતા વિષે એકાગ્ર વિચાર કરતાં, ચોક્કસ પરિસ્થિતિઓમાં થઇને પસાર થવું પડે છે. આ દરેક પરિસ્થિતિ તે તેના બુદ્ધિ અનુસારી અને આધ્યાત્મિક વિચારોનું પરસ્પર એક ખરેખરૂં યુદ્ધ જ છે અને બુદ્ધિના પક્ષ ઉપર જય મેળવતાં તેને કાંઈ ઓછી મુસ્કેલી વેઠવી પડતી નથી; અને પછી ઈશ્વરસંબંધી મનુષ્યની બુદ્ધિની માનીનતા ઈશ્વરના આધ્યાત્મિક સાક્ષાત્કારનું રૂપ પામે છે.

ભાષણકર્તાએ કહ્યું હતું કે શ્રી કૃષ્ણના ઉપદેશોમાંનો મુખ્ય જે ગીતા છે તે આપણને આ જ શીખવે છે; અને તેથી ઉપર જણાવેલી ચારે માનીનતાઓ પાયા વિનાની છે. વળી તેમણે એમ પણ કહ્યું હતું કે ગીતાના અધ્યાયોમાં આનુક્રમિક પરિસ્થિતિઓનું નિદર્શન કરવામાં આવ્યું છે કે જે પરિસ્થિતિઓમાં થઇને દ્વિજ અથવા આત્મિક પુનર્જન્મની ઉચ્ચ પદવી પ્રાપ્ત કર્યા અગાઉ મનુષ્યને પસાર થવાનું હોય છે.

વળી ભાષણકર્તાએ કૃષ્ણ અને તેની આસપાસની વસ્તુસ્થિતિમાં તથા ક્રાઈસ્ટ અને તેની આસપાસની વસ્તુસ્થિતિમાં સમાનતા સિદ્ધ

કરવાનો પણ યત્ન કર્યો હતો, અને કહ્યું હતું કે "મૂળ એક ટોળામાંથી લાંબા વખત સુધી જૂદા રહેવાને લીધે યુરોપીય દેશોમાં જઇ વસેલા પ્રજાજનો 'ઈશ્વર'ના તે કહેવાતા શબ્દ (ક્રાઇસ્ટ)માં કૃષ્ણના ઉપદેશોની ઝાંખી નિશાનીઓ જ માત્ર મૂકી શક્યા." ઘણાઓ પંડિતજીના આ સિદ્ધાન્તોની સાથે મળતા થયા નહોતા અને તેઓમાંના એક 'આર્ય-પત્રિકા'ના તંત્રી પણ હતા. પ્રાચીન સમયથી કૃષ્ણ, અર્જુન અને મહાભારતની મહાકથાનાં બીજાં પાત્રોને ખરેખરી વ્યક્તિઓ તરીકે માનવાની ટેવવાળા હિંદુ જનસમાજને આ સિદ્ધાન્તો ગમે તેટલા વિચિત્ર લાગે, તોપણ એમ તો કહી શકાશે કે આપણા બંધુનું આ કથન વિચારણીય તો છે જ અને મહાભારતનાં સત્યોની શોધખોળ કરનારાઓને ભવિષ્યમાં એક સારી મદદરૂપ તથા માર્ગદર્શક થઈ પડે તેવા તે સિદ્ધાંતો છે. તે જ માસની ૨૯ મી તારીખે અમૃતસર આર્યસમાજની ૧૦ મી વર્ષગાંઠ ઉજવવાને એકઠા થએલા મેળાવડામાં તેમણે એક ભાષણ આપ્યું હતું. "વેદશિક્ષણની ઉત્તમતા" એ તે દિવસનો વિષય હતો. શરૂઆતમાં પોતાના નિત્યના નિયમ પ્રમાણે તેમણે સમાજના મંદિરની દિવાલોપર જાડા પુંઠા ઉપર લખીને ટાંગેલા એકાદ બે મન્ત્રોનું વિવેચન કરી સમજાવ્યું હતું અને "આર્ય-પત્રિકા" કહે છે કે તે મન્ત્રોનું વિવરણ એટલું તો કૌશલ્યભરેલું, વિદ્વત્તાપૂર્ણ અને ઉત્કંઠાવાળું હતું કે તેમણે કહેલો એકે એક શબ્દ દરેકના અંતઃકરણમાં કોતરાઈ રહ્યો હતો.

તા. ૭ મી ફેબ્રુઆરી ૧૮૮૮ ના 'આર્યપત્રિકા'ના અંકમાં આ ભાષણનો જે અહેવાલ આપ્યો છે તેમાંથી આ નીચે થોડો ઉતારો કરવામાં આવે છે અને જેઓ આગ્રહપૂર્વક જણાવે છે કે જનસમાજને

સુધાર્યા પહેલાં સુધારકોએ પોતે જ સુધરવું જોઇએ, તેઓને તેટલો ઉતારો રસદાયક થઇ પડશે. પંડિતજીએ જણાવ્યું હતું કેઃ—

"જે માણસ વેદોને અંતઃકરણપૂર્વક ખરા માનતો હોય તેણે 'વેદ' શબ્દના ખરા અર્થને સાર્થક કરનારા થવું જ જોઇએ. એક તૃષાતુર માણસ પોતાની તૃષાને તૃપ્ત કરવાને જ્યાં પાણી મળી શકતું હોય તે જગ્યા તરફ દોડી જતો હોય, તે વખતે તમે તેને પાણી પીવાના કામમાંથી ચુકાવવા માટે ગમે તેમ કહો અને ગમે તેવી દલીલો આપીને પુરવાર કરો કે પાણી પીવાથી તારી તૃષા તૃપ્ત થશે નહિ, તોપણ તે તમારી દલીલો સાંભળશે નહિ અને પાણીવાળી જગ્યાએ દોડી જશે તથા પાણી પીશે. * * * તેવી જ રીતે લોકો ખરેખર જાણતા હોય કે વેદોમાં અથથી ઇતિ સુધી સત્ય સિવાય બીજું કાંઈ નથી અને જો તે વાત તેઓ પૂરી રીતે અંતર્માં ઉતારતા હોય, તો તેઓ સત્યના માર્ગથી કદી વેગળા જાય નહિ અને વેદોની આજ્ઞાઓની વિરૂદ્ધ કદી વર્તે નહિ. આર્યસમાજે હજી જેટલી કરવી જોઇએ તેટલી પ્રગતિ કરી નથી, તેનું કારણ સામાન્ય રીતે એ જ છે કે તેના અનુયાયીઓનો મોટો ભાગ વેદોને માનતો હોવાનું ખુલ્લું જાહેર કરે છે છતાં પોતાની માનીનતાનો અર્થ શું અને તેમાં શું સામર્થ્ય રહેલું છે તે તેઓ જાણતા નથી; જો એ વાત તેઓ બરાબર સમજ્યા હોય, તો તેઓ પહેલાં કરતાં ઘણા સારા માણસો થયા વિના રહે નહિ. વેદોના ખરેખરા માનનાર તરીકે તમારે સ્વામી દયાનંદ સરસ્વતીને ધ્યેયરૂપ લેખવા જોઇએ."

પોતાના ભાષણને અંતે પંડિતજીએ ડી. એ. વી. કૉલેજના ફંડને માટે મજબૂત અને અસરકારક વિનતિ કરી હતી અને તેના

પરિણામમાં રૂ. ૨૫૦૦ તે જ સ્થળે એકઠા થઇ ગયા હતા. તેમાં ખાસ ધ્યાન આપવાજોગ બાબત એ હતી કે ખ્રિસ્તી મીશન સ્કૂલમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓએ એ ફંડમાં લગભગ રૂ. ૧૨ ભર્યા હતા અને તેથી અર્ધી રકમ ઇસલામી સ્કૂલના વિદ્યાર્થીઓએ ભરી હતી.

આ વર્ષે ડી. એ. વી. સ્કૂલે પંજાબ યુનિવર્સિટીની પરીક્ષાઓમાં સૌથી પહેલી પદવી લીધી હોવાથી તેની સાથે પહેલા વર્ષનો કૉલેજનો વર્ગ ઉઘાડવાની ઇચ્છા દર્શાવવામાં આવી હતી. આ આગળ વધવાનું પગલું ભરવાને લગતો મત ધરાવનારાઓમાં પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી પણ હતા અને તેમને લાલા સેનદાસના અતિ પ્રબળ મતનો ટેકો હતો. લાલા લાલચંદના પ્રમુખપણા નીચે વ્યવસ્થાપક મંડળીનો એક અગત્યનો ભાગ આ કાર્યને કાચા પાયાવાળું લેખવા લાગ્યો અને તેથી તેણે તે કાર્ય મુલતવી રાખવાનું ધાર્યું. વ્યવસ્થાપક મંડળીની તે બેઠક કે જેમાં આ સવાલ આગળ કરવામાં આવ્યો હતો અને તે વિષે ચર્ચા ચલાવવામાં આવી હતી, તેનો દેખાવ ખરેખર જોવા જેવો હતો. તેનો દરેકે દરેક અંગભૂત ડી. એ. વી. કૉલેજ તરફની ચાહનાને લીધે તે તરફ વલણ દર્શાવતો હતો છતાં પણ તેમાં બે પક્ષો તો રહેતા જ હતા. આ લેખક કૉલેજનો પહેલા વર્ષનો વર્ગ તુરતમાં ઉઘાડવાની તરફેણમાં મત ધરાવતો હતો, પરન્તુ સામા પક્ષમાં તે હીલચાલના કેટલાક અગ્રગણ્ય નેતાઓ હતા. છેવટે એક વધુ મતે લાલા સેનદાસ અને તેમના પક્ષનો વિજય થયો. ભાગ્યજોગે મળેલો આ એક ઈશ્વરપ્રેરિત વિજય જ હતો, કારણકે જ્યારે મતો લેવામાં આવ્યા હતા ત્યારે સામા પક્ષમાંનો એક મતદાર સભામાંથી ચાલ્યો ગયો હતો અને એક જ વધુ મતે આ

પક્ષનો વિજય થયો હતો. આમાં પ્રમુખનો 'કાસ્ટીંગ વોટ' આપવામાં આવ્યો હોત તો બન્ને પક્ષોમાં સરખા મત થાત—દરેકમાં ૧૩–૧૩ મત થાત અને તેથી એ કામ પડતું મેલવાની જરૂર પડત, પરન્તુ એ જ એક ભાગ્યનો યોગ હતો કે પ્રમુખ જ તે સભામાં ગેરહાજર હતા.

તુરત જ એક સબકમિટીની રચના કરવામાં આવી અને પંડિત ગુરૂદત્ત તે કમિટીમાં એક અંગભૂત નીમાયા. લાલા લાલચંદને મોટું માન ઘટે છે કે તે ઉક્ત વર્ગ નહિ ઉઘાડવાના પક્ષમાં દૃઢ મત ધ-રાવતા હતા, છતાં બહુમતે થએલા નિર્ણય આગળ તે નમી ગયા હતા, અને તે પસાર થએલા ઠરાવનો અમલ કરવા માટે નીમાએલી સબકમિટીમાં અંગભૂત તરીકે રહેવાની તેમણે હા કહી હતી. કૉલે-જના કલાસની મદદને માટે માસિક મદદ આપનારાઓનો એક ખરડો તુરત જ ઉઘાડવામાં આવ્યો અને લાલા જવાલાસહાયની માસિક રૂા. ૫૫ જેવી નાદર રકમ સાથે તેની શરૂઆત કરવામાં આવી. પં-ડિત ગુરૂદત્ત પણ એક વર્ષ સુધી માસિક રૂ. ૧૦ આપવાના વચન સાથે આગળ આવ્યા.

છેવટે કૉલેજનો વર્ગ ઉઘાડવામાં આવ્યો અને પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ સાયન્સ અને ગણિત વિષય શિખવવાનું માથે લીધું. ગ-ણિતના પ્રોફેસરની જગ્યાને માટે કોઈ સારો માણસ મળી આવે ત્યાં સુધી જ માત્ર ગણિત વિષય શિખવવાનું પંડિતજીએ પોતાને માથે રાખ્યું હતું. સાયન્સનો વિષય તો તેમણે કેટલાક મહિના સુધી શિ-ખવવાનું ચાલુ રાખ્યું અને વિદ્યાર્થીઓ પોતાના પ્રોફેસર (પંજાબમાં સાયન્સના સૌથી પહેલા નંબરના વિદ્યાર્થી) ને માટે મગરૂર થવામાં વાજબી હતા, કે જે પ્રોફેસર એક વાર સરકારી કૉલેજમાં પણ સાય-

ન્સના પ્રોફેસરનો હોદ્દો ભોગવતા હતા. આ વર્ષના ઉનાળામાં તેમણે લાહોર આર્યસમાજ મંદિરમાં "મોનીયર વિલિયમ અને હિંદુસ્તાનનું જ્ઞાન" એ વિષય ઉપર કેટલાંક ભાષણ આપ્યાં હતાં. લાહોરના કેળવાયલા માણુસોની એક મોટી સંખ્યા આ ભાષણો સાંભળવાને એકઠી થતી. તે ભાષણોનો હેતુ યુરોપના કહેવાતા પૌર્વાત્ય વિદ્વાનોને તેમના ખરેખરા રંગમાં દર્શાવી આપવાનો જ હતો. લાહોરથી ૨૦૦ માઇલ જેટલે છેટે હોવાથી હું આ ભાષણોનો લાભ લેવાને ભાગ્યશાળી થયો નહોતો; પરન્તુ કેટલાક કેળવાયલા મોટા માણસો પાસેથી આ ભાષણોના સંબંધમાં મેં જે કાંઈ સાંભળ્યું છે તે ઉપરથી હું કહી શકું છું કે તે ભાષણો પંડિતજીની વિદ્વત્તાના નમૂના રૂપ હતા. તા. ૨૪-૭-૧૮૮૮ નો "આર્યપત્રિકા" નો અંક તે ભાષણ વિષે નીચે પ્રમાણે લખે છે:—

આપણા વિદ્વાન્ બંધુ પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ. "મોનીયર વિલિયમ અને હિંદુસ્તાનનું જ્ઞાન" એ વિષયપરનાં પોતાનાં ભાષણોવડે ખાસ કરીને લાહોરની પ્રજા ઉપર અને સામાન્ય રીતે આખી દુનિયાના વિદ્વાનો ઉપર એક ખરેખરો ઉપકાર કરે છે. તેમણે તે વિષયપરની પોતાની ભાષણમાળાનાં ત્રણ ભાષણો પૂરાં કર્યા છે અને તે વિષય બીજાં વીસ-ત્રીસ કે તેથી પણ વધારે ભાષણો સુધી ચાલે તેમ છે. આ ત્રણ ભાષણોમાં તો હજી તેમણે પ્રસ્તાવના પણ પૂરી કરી નથી. ભાષણના વિષય ઉપર જે સ્પષ્ટ અને ઉજ્જવલ પ્રકાશ પાડવામાં આવે છે-વિવેચન કરવામાં આવે છે, તે માટે તેમનાં ભાષણો ખરેખર અનુપમ જણાય છે. ભાષા કેવળ સાદી છે અને સાધારણ

બુદ્ધિવાળા શ્રોતાઓને પણ બંધ બેસી જાય તેવી છે. ભાષણો લોકોને મનગમતાં થઈ પડે છે અને તે સાંભળવા તેઓ વધારે આતુર રહે છે તેનું કારણ ભાષણ આપવાની પદ્ધતિ જ છે. 'હિંદુસ્તાનનું જ્ઞાન' માંથી ઉતારેલો દરેક ફકરો ધીમે ધીમે અને બે વાર વાંચવામાં આવે છે અને પછી તેમાં આવેલી વિગતોનું પૃથક્કરણ કરી સમજાવવામાં આવે છે. તેમાંની દરેક બાબતનું સંગીન દલીલોવડે ખંડન કરવામાં આવે છે અને વેદો, ઉપનિષદો, તથા બીજાં આર્યશાસ્ત્રોના આધારે તેમાંના શબ્દો ટાંકીને તે દલીલોનું પુષ્ટીકરણ કરવામાં આવે છે. જેઓ આ ભાષણો સાંભળે તેઓ આપણા વિદ્વાન્ પૌર્વાત્ય પંડિતના આ પુસ્તકોમાં આર્યસાહિત્ય, વિજ્ઞાન અને કળાઓ વિષે જે આડે માર્ગે દોરનારા અભિપ્રાયો ભરેલા છે તે જોઈને આશ્ચર્યચકિત થયા વિના રહે નહિ. આવાં આખે આખાં ખોટારાં—પછી તે ઇચ્છાપૂર્વક કરેલાં હોય કે અનિચ્છાપૂર્વક થએલાં હોય—આ પશ્ચિમના દેશોના પ્રકાશને માટે કેવળ અયોગ્ય છે. અમે ધારીએ છીએ કે આ ભાષણો પુસ્તકરૂપે પ્રસિદ્ધ થશે અને તેની પ્રસિદ્ધિથી હિંદુસ્તાનની પ્રજાને પુષ્કળ લાભ થશે. તે ભાષણો જગતને બતાવી આપશે કે આપણા પૌર્વાત્ય વિદ્વાનો જેઓ હિંદુસ્તાનને લગતા વિષયોનું સારૂં જ્ઞાન ધરાવવાનો ડોળ કરે છે તેઓ વસ્તુતઃ કેટલું થોડું જ્ઞાન ધરાવે છે.

લગભગ એકાદ ડઝન ભાષણો આ વિષય ઉપર આપવામાં આવ્યાં હતાં અને તે સઘળાં પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવાનો પંડિતજીનો ઇરાદો હતો. ત્યારપછી "Pandit Gurudatt's Works"

(પંડિત ગુરૂદત્તના ગ્રંથો ) એ નામના અંગ્રેજી પુસ્તકમાં આ ભાષણો એકત્ર કરીને પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.

આ વર્ષમાં તેમણે "સામવેદ સંહિતા"નો અભ્યાસ કર્યો અને તેમાં રહેલું સંગીતશાસ્ત્ર વાંચ્યું. તા. ૧૨ મી ઓકટોબરે પેશાવરખાતે ત્યાંની આર્યસમાજના સાતમા વાર્ષિકોત્સવ પ્રસંગે એકઠા થએલા શ્રોતાઓને તે પવિત્ર વેદના થોડા મંત્રો અતિમધુરતાથી ગાઇ સંભળાવીને તેમણે આનંદ ઉપજાવ્યો હતો. જે શ્રોતાઓ એમ સમજતા હતા કે વૈદિક મંત્રોનું ખુલ્લી રીતે અનિયમિત દેખાતું પદ્ય વાદ્યના મધુર સરોદને બંધબેસતું થઇ શકે જ નહિ, તેઓ વૈદિક મંત્ર ગાવાની આ નવીન (માત્ર અજાણ્યાઓને જ નવીન જણાતી ) રીતિથી આશ્ચર્યચકિત થયા હતા. શ્રોતાઓને વધારે આનંદ આપવાને વાસ્તે વળી પંડિતજીએ એ ગાવામાં આવેલા મંત્રોના અર્થ પણ સમજાવ્યા હતા. માસ્તર દુર્ગાપ્રસાદ લખે છે ( જુઓ "આર્યપત્રિકા"નો તા. ૧૩ મી નવેમ્બર ૧૮૮૮ નો અંક) કે: "ત્યાં એકઠા થએલા લોકોના આત્માને તેથી જે આનંદ થયો હતો તે અપરિમિત હતો. જેવી રીતે એક ખાણ ખોદનાર માત્ર માટી ખોદી કાઢવાના જ કામમાં લાગ્યો હોય અને એવામાં ખાણના ઉંડા અંધારાવાળા ભાગમાં તે અચાનક ઘણા વર્ષના પરિશ્રમ પછી સોનાનો દોરો–રેષા જુએ તેથી તેને તે સમયે જેવો આનંદ થાય, તેવો જ આનંદ તે સમયે શ્રોતાઓને થયો હતો." બીજે દિવસે પંડિતજીએ ઉર્દૂમાં એક ભાષણ આપ્યું હતું. શરૂઆતમાં નીચેનો મંત્ર ઉચ્ચારવામાં આવ્યો હતો:—

**अर्थकामेषु वक्तानां धर्मज्ञानं विधीयते ॥**
**धर्मजिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ मनुः ॥**

માસ્તર દુર્ગાપ્રસાદે કરેલી નીચેની નોંધ પણ "આર્યપત્રિકા"ના તે જ અંકમાંથી ઉતારી લેવામાં આવી છે:—

"જનસમાજને વમળવાળા એક દરિયાની સાથે સરખાવવામાં આવ્યો હતો, અને જુદા જુદા પ્રકારના આનંદોને–ખાસ કરીને કાંચન અને કામિનીપરના રાગને મનુષ્ય પ્રાણીઓને તેમની જીંદગીના અંતથી દૂર રાખનારી અનેક શક્તિઓ લેખવામાં આવી હતી. તૃષ્ણા અને કામવાસના મનુષ્યોને સદ્‌ગુણના આનંદનો અનુભોગ કરવાને નાલાયક બનાવે છે, તથા જ્યાંસુધી મનુષ્યો સંસારવાસનાનો ત્યાગ ન કરે, ત્યાંસુધી 'ધર્મ' ગ્રહણ કરવાને લાયક થવાનું તેમને માટે નિરાશાભરેલું જ છે, એમ તેમણે પ્રતિપાદન કર્યું હતું. પછી તેમણે 'ધર્મ' વિષે વિવેચન કર્યું હતું અને જીવનના ગુપ્ત તત્ત્વથી યુક્ત એવા વેદો તરફ શ્રોતાઓનું ધ્યાન ખેંચ્યું હતું. જીવનના ગુપ્ત તત્ત્વની શોધમાં શાસ્ત્રીય સિદ્ધાંતોની વાટિકામાં પરિક્રમણ કરવાનું તેમણે શ્રોતૃવર્ગને કહ્યું, તે તો ન્યાયબુદ્ધિને અનુકૂળ આવે એવું, વક્તૃત્વને અસરકારક બનાવનારૂં અને લોકોને ઉપદેશાત્મક થઈ પડે તેવું જ હતું. તેમણે સમજાવ્યું હતું કે એક ચીજ જે સ્થળે તે ચીજ ન હોય તે સ્થળેથી મળવાની આશા રાખવાથી તેને માટે કરેલી શોધ નિષ્ફળ નીવડે છે અને પરિણામે નિરાશા જ પ્રાપ્ત થાય છે. પછી તેમણે વેદોના થોડા મન્ત્રો ટાંકી બતાવીને તે ઉપર વિવેચન કરીને જીવનના ગુપ્ત તત્ત્વ ઉપર પ્રકાશ પાડતાં જણાવ્યું હતું કે જો ધીરજથી અને નિષ્પક્ષપાતી બુદ્ધિથી વેદમન્ત્રોનો અભ્યાસ કરવામાં આવે તો જીવનના ગુપ્ત તત્ત્વ સંબંધી–આત્મજ્ઞાન સંબંધી બુદ્ધિના તરંગો શાન્ત થયા વિના રહે નહિ. આ અસાધારણ બાબતોનું વર્ણન સાંભળીને આખો

શ્રોતૃવર્ગ તો સ્તબ્ધ અને મૌન બની ગયો હતો. તે ભાષણની અસર મન ઉપર નીતિબોધક અને શાન્તિકારક થઇ હતી. પવિત્ર વેદોના અનુભવાતીત તત્ત્વજ્ઞાનમાં ઉપદેશેલા સદ્‌ગુણ અથવા ધર્મની અગત્ય અને ઉપયોગિતાનો સ્પષ્ટ, વિવિધ અને સુખજનક ખ્યાલ તે ભાષણે શ્રોતાઓના ચિત્તમાં મૂક્યો હતો, સાથે સાથે તે ભાષણ ઉતારી લેવાજોગું કે તેનો સાર આપવા જેટલું શાસ્ત્રજ્ઞાન મારામાં નથી તેથી મને દિલગીરી થાય છે. ટુંકામાં એટલું કહેવું જ બસ છે કે ચિત્તને વધારે સમાધાનકારક અને વધારે અનુકૂળ તે કરતાં બીજું કાંઇ પણ હોઈ શકે નહિ. ”

ત્યારપછીનાં બીજાં અગત્યનાં ભાષણો લાહોર આર્યસમાજના વાર્ષિકોત્સવ પ્રસંગે આપવામાં આવ્યાં હતાં, જેમાંનું એક ડી. એ. વી. કૉલેજ વિષે ઉર્દૂમાં હતું અને બીજું “ વેદવિદ્યા ” વિષે અંગ્રેજીમાં હતું. તા. ૪ થી ડીસેમ્બર ૧૮૮૮ ના “ આર્યપત્રિકા ” ના અંકમાંથી આ ભાષણોનો નીચેનો અહેવાલ હું ઉતારી લઉં છું:-

> પ્રાસ્તાવિક કથન પૂર્ણ થયા પછી ડી. એ. વી. વિદ્યાર્થીગૃહના વિદ્યાર્થીઓ એકદમ સંધ્યાવંદન કરવાને બેસી ગયા અને સંધ્યાના મંત્રોનો જાપ કર્યો. આવી ક્રિયા સંસારવાસનાવાળાં મનો ઉપર પણ પથ્ય અને પૂજ્યભાવયુક્ત અસર નીપજાવ્યા વિના રહેતી નથી. વળી વિદ્યાર્થીઓએ ઇશ્વરના સ્વભાવ અને લક્ષણનું તથા મનુષ્યની જગન્નિયન્તા ઇશ્વર તરફની તથા પોતાના મનુષ્યબંધુઓ તરફની ફરજોનું ભાન કરાવનારા થોડા વેદમન્ત્રોનો પણ ઉચ્ચાર કર્યો. પછી પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી ભાષણ આપવાને ઊભા થયા. તેમણે કહ્યું કે આધુનિક વિદ્યામાં ગમે તેવા ગુ-

ણો હોય, તોપણ તે જીંદગીના ગૂઢ પ્રશ્ન ઉપર જરા પણ પ્રકાશ પાડી શકતી નથી. મોટામાં મોટા અને મનુષ્યના મગજને ખળભળાવી મૂકે તેવો સૌથી વધારે આકરો પ્રશ્ન એ છે કે મનુષ્યજાતિનું મૂળ શું અને તેનું અંતીમ નિર્માણ શું ? પરન્તુ આ પ્રશ્નનો જરાએ પત્તો આધુનિક વિદ્યા આપી શકતી નથી. આધુનિક વિજ્ઞાનવેત્તા માણસનો તંતુએ તંતુ અને હાડકે હાડકું ચીરી ચીરીને જુએ અને લોહીનું એકે એક બિંદુ મળી શકે તેવા ઉંચામાં ઉંચા સૂક્ષ્મદર્શક યંત્રથી નિરીક્ષે, તોપણ આ સવાલનો નિવેડો લાવવામાં તો હમેશની પેઠે તે નિરાશ જ થવાનો. તે જીવનના ગુપ્ત તત્ત્વને અન્યથા કરી શકે નહિ. તે જમાનાના જમાનાસુધી માણસના શરીરનું પૃથક્કરણ કર્યે જ જાય અને પ્રયોગો પણ કર્યે જાય, પરન્તુ જીંદગીના સવાલને માટે તેમ કરવામાં તેણે ડહાપણ બતાવ્યું લેખાશે નહિ. તે પ્રશ્નનું નિરાકરણ વેદોની સાહાય્ય વિના બીજી કોઇ પણ રીતે થઈ શકે નહિ. એકલા વેદો જ તે અતિગહન પ્રશ્નની ગુંચ ઉકેલી શકે તેમ છે અને તેથી વિજ્ઞાનવેત્તાએ પણ છેવટે તે તરફ જ નજર પહોંચાડવી જોઇએ. આ પ્રકારનું વલન કયારનુંએ સૂચવાઇ ગયું છે. પ્રાચીન સમયના ઋષિઓ વેદોને જ સર્વ વિદ્યાઓના મૂળરૂપ–ફુવારારૂપ માનતા અને તે સત્ય જ હતું. તેઓએ પોતાના આત્માને કેવળ વેદોના અભ્યાસ પાછળ જ અર્પણ કર્યો હતો અને તેમાંનાં સત્યો ઉપર તેઓ પ્રકાશ પાડતા તથા દીર્ઘ વિચાર કરતા. તે સમયે આર્યાવર્ત સમૃદ્ધિમાન હતો અને અતુલ સુખો ભોગવતો હતો કે જેવી સ્થિતિને માટે આજે આપણે પ્રયત્ન કરવો જોઇએ. ઐહિક તેમ જ પારલૌકિક સુખ તે વેદોના અભ્યાસનું જ સુફળ છે. આર્યાવર્ત

વેદોની શ્રદ્ધામાંથી ભ્રષ્ટ થયો છે એ અત્યંત શોચનીય છે. તેથી તો અધમમાં અધમ સ્થિતિમાં તે આવી પડયા વિના રહે જ નહિ. આર્યાવર્તે પોતે જ પોતાની પતિતાવસ્થાને આમંત્રણ આપ્યું છે, અને વસ્તુતઃ તે તે અવસ્થાને જ પાત્ર છે. જોકે ગત સમય શોકકારક વ્યતીત થયો છે, તોપણ ભવિષ્યનો સમય આશાજનક-આનંદજનક જણાય છે. પરન્તુ સત્યનો-વેદોનો તે જ અચળ સૂર્ય પુનઃ ઉદય પામ્યો છે. તેણે ખોટી માનીનતાઓનાં વાદળાંને કેવળ વીખેરી નાંખ્યાં છે. જે અશુભ અંધકાર સૃષ્ટિને આવરી રહ્યો હતો તેને દૂર કાઢી મેલવામાં આવ્યો છે, અને તે તેજસ્વી સૂર્ય નિત્યના કરતાં વધારે તેજસ્વિતાથી પ્રકાશી રહ્યા છે. આ અત્યંત સુખજનક વસ્તુસ્થિતિ સ્વામી દયાનંદના પ્રયત્નોથી પ્રાપ્ત થઈ છે. પ્રાચીન સમયના ઋષિઓ જે પ્રકાશમાં આનંદ કરતા હતા, તે પ્રકાશ તરફ આપણને દોરનાર તે જ મહાત્મા છે. જોકે ઘણાઓએ આ પ્રકાશ જોયો છે અને તેના શુભાશીર્વાદની મહત્તા જાણી છે, તોપણ અંધકારમાં રહેવાને ટેવાઇ ગએલો મોટા ભાગનો જનસમાજ હજી પણ તે તરફ શંકા ધરાવે છે, અથવા તો તે તરફ જવાની ના પાડે છે! જેઓના આત્માઓ હવે વધુ વાર વહેમના અંધકારથી આવૃત્ત રહ્યા નથી તેઓની એ એક ફરજ-અગત્યની ફરજ છે કે તેમણે આવા શંકાશીલ માણસોને તેમની શંકાશીલતાથી, જક્કીઓને તેમની જક્કથી અને ધર્માંધોને તેમની ધર્માંધતાથી નિવૃત્ત કરવા. જે સંસ્થાઓમાં ભવિષ્યની પ્રજાને ધીમે ધીમે બેમાલુમ રીતે તે પ્રકાશ તરફ દોરાવા માટે છેવટે તૈયાર કરી શકાય તે સંસ્થાઓને મદદ કરવાથી જ આ કાર્ય થઇ શકે. ભાષણકર્ત્તાએ કોઈ ચોક્કસ સંસ્થાનું નામ આપ્યું નહોતું, પરન્તુ

લોકો સમજ્યા હતા કે કઇ સંસ્થાને મદદ કરવાનું કહેવામાં આવે છે. ભાષણ કાન ફાડી નાંખે તેવા હર્ષનાદો વચ્ચે સમાપ્ત થયું હતું. ડી. એ. વી. કૉલેજના ફંડમાં ઉદાર હાથે રકમો ભરી આપીને શ્રોતાઓએ તે ભાષણની કદર કરી હતી. લગભગ રૂા. ૧૪૦૦૦ તે વખતે ફંડમાં ભરાયા હતા અને તેમાંથી રૂા. ૪૦૦૦ તો ત્યાંજ રોકડા વસુલ થયા હતા. બાકીના રૂા. ૧૦૦૦૦ માંથી રૂા. ૯૦૦૦ ડી. એ. વી. કૉલેજ અને નિશાળને લગતાં ખાતાં-ઓને માટે એક મકાન પૂરૂં પાડવા માટે મળ્યા હતા તથા રૂા. ૧૦૦૦ કૉલેજના ફંડ માટે હતા. નાણાંનાં વચનો મેળવવાનું અને ઉઘરાવવાનું કામ લગભગ બપોરના પોણા વાગ્યાસુધી ચાલ્યું હતું અને તે વખતે લોકો પોતાનું સ્હવારનું ભોજન લેવા માટે વીખરાયા હતા.

પુનઃ રાત્રિના આઠ વાગ્યે લોકો પંડિત ગુરૂદત્તનું અંગ્રેજી ભાષણ સાંભળવાને એકઠા થયા. તેમણે જણાવ્યું કે આધુનિક વિજ્ઞાનમાં ખાસ કરીને રસાયનશાસ્ત્ર–કેમિસ્ટ્રી એક ખરા વિજ્ઞાન-શાસ્ત્રની જૂદી જૂદી કસોટીઓથી કસી જોતાં તદ્દન અપૂર્ણ માલૂમ પડે છે. જે પદ્ધતિએ તેના લખાણની ગોઠવણ કરવામાં આવે છે તે પ્રાચીન સમયની પદ્ધતિથી કેવળ જૂદી પડે છે અને પ્રાચીન સમયના લોકોની તત્સંબંધી પદ્ધતિ જ શાન્ત ચિત્તે વિચાર કરતાં સંગીન જણાય છે કારણકે વિજ્ઞાનવિદ્યાની રચના તેના ઉપર જ વધારે સંગીન રીતે કરી શકાય તેમ છે. પ્રાચીન પદ્ધતિઓ સાદી, ચોક્કસ અને અચૂક હતી અને તેથી પ્રાચીન સમયના લોકોની શોધખોળો અને નિરાકરણો વિષે કાંઈ જ સવાલ રહેતો નથી.

આ વાત સિદ્ધ કરવાને પંડિતજીએ ૨૦ લાખ વર્ષ પહેલાં લખાએલા "સૂર્ય સિદ્ધાંત" ગ્રંથમાંથી ઘણા દાખલા આપ્યા હતા અને બતાવી આપ્યું હતું કે સૃષ્ટિનિર્માણના જેવા જે કૂટ પ્રશ્નો આધુનિક વિજ્ઞાન સંતોષકારક રીતે ઉકેલી શકતું નથી તે પ્રશ્નોનો તે ગ્રંથનાં પૃષ્ઠોમાં સ્પષ્ટ રીતે ખુલાસો કરવામાં આવ્યો છે. તે ગ્રંથનો કર્ત્તા તદ્દન ખુલ્લી ભાષામાં સ્વીકારે છે કે તેણે જે કાંઇ લખ્યું છે તે તે ઋષિમુનિઓ પાસેથી શીખ્યો હતો અને તે ઋષિમુનિઓએ તે જ્ઞાન વેદોમાંથી મેળવ્યું હતું. વેદો સર્વ શાસ્ત્રોના મૂળરૂપ છે તે કાંઇ મારો એકલાનો જ નિશ્ચય નથી કિન્તુ ગત સમયના ઘણા સુવિખ્યાત વિદ્વાનો પણ તે વાતનો સ્વીકાર કરે છે. પરન્તુ કોઇ 'બાયબલ' માં એટલું તત્ત્વ હોવાનું કહી શકશે ખરૂં, કે જે બાયબલમાં વિજ્ઞાનશાસ્ત્રથી વિરૂદ્ધ જતી વાતો સિવાય બીજું કશું જ નથી? વેદો મનુષ્યના મન ઉપર પોતાની ઉચિત સત્તા પુનઃ પ્રાપ્ત કરશે અને જ્ઞાનની દરેક શાખામાં તેનો નેતા અને શિક્ષક થઇ પડશે તથા બાયબલ મનુષ્યોને વધુ વખત અંધ બનાવતું અને વ્હેમમાં નાંખતું અટકશે, એ સમય હવે કાંઈ બહુ દૂર રહ્યો નથી. ભાષણમાં આધુનિક સમયના સુવિખ્યાત અને નિષ્પક્ષપાતી વિજ્ઞાનવેત્તાઓના શબ્દોના ઉતારા આપવામાં આવ્યા હતા, એમ બતાવી આપવાને કે ભાષણકર્ત્તા કાંઇ નકામી મગરૂરીમાં જ આનંદ માનતો નથી. પંડિતજીએ એક ચુનંદા અમેરિકન ગ્રંથકારનો એક ફકરો વાંચીને પોતાની ટીકાઓ સમાપ્ત કરી હતી. તે અમેરિકન ગ્રંથકાર કહે છે કે દરેક વહેમ અને દરેક વહેમનું શિક્ષણ આપનારૂં પુસ્તક સુપ્રસિદ્ધ સુધારક સ્વામી દયાનંદદ્વારા 'વેદવિદ્યા'ના શરૂ થઈ ચૂકેલા અગ્નિમાં ભસ્મીભૂત

થઈ જશે. પંડિતજી ભાષણ પૂરૂં કરીને પોતાની જગ્યાએ પાછા ફરતાં કાન ફાડી નાંખે તેવા હર્ષધ્વનિ થઇ રહ્યા હતા અને ત્યારપછીના ઉત્સવની આશા રાખીને સભા વિસર્જન થઇ હતી.

આમાંના એક ઉર્દૂ ભાષણ વખતે સભામાં હાજર રહેવાને હું ભાગ્યશાળી થયો હતો અને તે પરથી હું એટલું કહી શકું છું કે આધુનિક હિંદના કેટલાક ઉત્તમ વક્તાઓ (બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, બાબુ પી. સી. મઝમુદાર અને બીજાઓ)નાં ભાષણો સાંભળ્યા પછી હું ખાતરીથી અને સાવધાનતાથી નિશ્ચિત કરી શકું છું કે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી સમયવહનની સાથે તે સર્વે કરતાં ઉચ્ચતર વક્તા થવાના ખુલ્લા સંભવ હતા. જે ઉદાહરણો—માત્ર મ્હોંનાં જ ઉદાહરણો નહિ પણ પ્રાચીન સંસ્કૃત ગ્રંથકારોનાં સંખ્યાબંધ ઉદાહરણો પંડિતજીએ પોતાના ભાષણમાં આપ્યાં હતાં, તેની બીજા ગૃહસ્થો તરફનાં ભાષણોમાં ખોડ હોય છે એમ જો કહેવામાં આવે તો તે અતિશયોક્તિ થઇ લેખાશે નહિ. પ્રાચીન પ્રતિષ્ઠિત વિદ્વાનોને નામે તેઓ દલીલો કરે, ઈધર—તીધરથી એકાદ બે ઉતારા પણ પકડી લે અને પ્રાચીન સમયની સિદ્ધાન્તાત્મક (મનઃકલ્પનાનુસારી) મહત્તા ઉપરથી પોતાની વક્તૃતાને દીપાવે પણ ખરા, પરન્તુ વ્યવહારૂ મહત્તા વિષેની સાબીતીઓ અને દૃષ્ટાંતોને અભાવે તેમનાં બીજી રીતે ઉચ્ચ, સંસ્કૃત અને અસરકારક થઇ પડતાં ભાષણો ખરેખર અસરકારક થઈ પડતાં નથી. જે શ્રોતાઓનાં મનપર માત્ર પતંજલિ કે વેદવ્યાસનાં નામો સાંભળવાથી જ લાગણી થાય છે, તેઓનાં મનપર કાયમની અસર નીપજાવવાને તે ભાષણો ખરેખર નિષ્ફળ નીવડે છે. આ લાગણીઓ પંડિત ગુરૂદત્ત જેવા માણસોનાં ભાષણોથી જ પ્રજાનાં અંતઃકરણમાં

વધારે ઉંડી કોતરાય છે, કારણકે તેમનાં ભાષણો સ્માઇલ્સ અને શેક્સપીયરનાં વાકયોથી ભરેલાં બીજાં સાધારણ જગ્યોએ અપાતાં ભાષણોનાં સરખાં હોતાં નથી. આ તે જ ભાષણ હતું કે જેના ઉપર સીખ કોમના આપણા બંધુઓ એટલા બધા ઉશ્કેરાયા હતા અને તે ગેરવાજબી રીતે ઉશ્કેરાયા હતા. હું પ્રામાણિકતાથી કહું છું કે તે બંધુઓની લાગણી દુઃખવવાનો કે તે પવિત્ર અને ઉચ્ચ ભક્તિમાન્ પુરૂષો જેઓ પંજાબની બલ્કે આખા હિંદની મગરૂરીરૂપ છે અને હમેશને માટે રહેશે તેઓના વર્તન ઉપર આળ ચડાવવાનો પંડિતજીનો લેશ માત્ર ઇરાદો નહોતો. જે ઉચ્ચ અને નિર્ભય સત્યવાદિત્વ સ્વામી દયાનંદના જીવનમાં અને તેમનાં કાર્યોમાં પ્રતીત થતું હતું તેની અસરકારક સમજણ આપતાં પંડિતજી જરા પોતાના માર્ગની બહાર ગયા હતા અને આ બાબતમાં કાંઇક એવું કહ્યું હતું કે સ્વામી દયાનંદ પોતે જે વસ્તુ સત્ય માનતા તેનો ઉપદેશ એટલી હિંમતથી અને નિર્ભયતાથી કરતા કે પોતાના ઉપદેશથી કાંઇ નાખુશી પેદા કરે તેવાં પરિણામો આવે તોપણ તેથી તે ડરતા નહિ. તે વિષય ઉપર પંડિતજીએ જે કાંઇ કહ્યું હતું તે વિષે વિચારવામાં હું કદાચ કાંઇ ભૂલ કરતો હોઉં, પરંતુ હું સોગંદપૂર્વક કહું છું કે તે ભાષણ પૂરૂં થયા પછી કેટલાક સીખ ગૃહસ્થોને આર્યસમાજવાળાઓ સામે તે બાબત ઉપર તકરાર કરતા મેં જોયા હતા ત્યારે જ મારા જાણવામાં આવ્યું કે પંડિતજીના ભાષણ ઉપર જ આ તકરાર ચાલી રહી છે. અત્ર એમ જણાવવું પણ અપ્રાસંગિક નહિ લેખાય કે માતૃપક્ષે હું એક સીખ વણિક છું, અને મારાં માતામહી તથા મામા સીખ ગ્રંથો અને સીખ ગુરૂઓ તરફ જે ભક્તિ ધરાવતાં હતાં તે આજ લાંબા વખત પછી પણ મને સારી રીતે સાંભરે છે તથા જે લોહીએ મહારાજા

રણજીતસિંગ અને તેમના પુરોગામી રાજાઓના સમયમાં અજીત્ય સીખ વીર પુરૂષોને ઉત્પન્ન કર્યા હતા તે લોહીનો કાંઇક ભાગ મને વારસામાં મળ્યો હોવાનો હું દાવો કરી શકું છું.

હિંદના ઇતિહાસમાં સૌથી વધારે અંધકારવાળા જમાનામાં અને ખરી અગત્યના સમયમાં જે ઉત્તમ ભક્તિમાન્ સીખ ગુરૂઓ બહાર આવ્યા હતા તેઓ પ્રતિ એક સાધારણ સીખ જે કાંઇ માન અને પૂજ્યબુદ્ધિ ધરાવે તે કરતાં હું જરા પણ ઉતરતું માન કે પૂજ્યબુદ્ધિ ધરાવતો નથી. તેથી જે ટીકાથી સીખ બંધુઓમાં આટલો તિરસ્કાર જાગૃત થયો અથવાતો જેથી મારા હૃદયમાં કાંઇ નહિ તો છેવટે દિલગીરી ઉત્પન્ન થાત, તે જો ખરેખર તેવી જ ટીકા હોત તો હું તે કેવળ ભૂલી જ જઉં એ માનવાજોગ લાગતું નથી. આર્યો અને સીખો વચ્ચેના જે અથડાટને પરિણામે બે ઘણાં જ તિરસ્કારને પાત્ર પુસ્તકો પ્રસિદ્ધ થયાં તથા હિંદુસ્તાનના જ બે મહાન્ પુત્રોની જીંદગીના વિષય ઉપર એવાં પુસ્તકો કદી પ્રસિદ્ધ કરવા દેવામાં આવે નહિ, તે અથડાટ ખરેખર ધિક્કારને પાત્ર જ હતો. હું આશા રાખું છું કે મારા સીખ બંધુઓ જેઓ આર્યસમાજના પક્ષમાં ઉત્સાહ ધરાવવા માટે એક વાર સારી રીતે જાણીતા હતા તેઓ તે મનુષ્યપ્રાણીના મુડદાની સાથે જ એ વાતને દાટી દેશે કે જે મનુષ્યના શબ્દોએ (મારા જ મત પ્રમાણે) અનિષ્ટ ફાટફૂટ ઉત્પન્ન કરી હતી. આર્યો અને સીખો એક જ મન-વારમાં મુસાફરીએ નીકળ્યા છે અને બંનેના સામાન્ય આશ્રયરૂપ પા-ટિયાંની સલામતીને માટે તેઓએ સંયુક્ત ઉત્સાહ અને અંતરથી યત્ન કરવો જોઇએ. આપણે ઉભય એક સામાન્ય સત્યને માટે લડતા એક સામાન્ય પ્રજા વર્ગમાંથી ઉતરી આવેલા છીએ, અને સામાન્ય

નામોમાંથી જ તત્ત્વને ચૂસી લેવા માટે મગરૂરી ધરાવીએ છીએ, તો આપણે પરસ્પરના ઝગડા તથા એક બીજાની ખામીઓ ભૂલી જવી જોઇએ, એક સામાન્ય કાર્યની લડત માટે એકત્ર થઇ જવું જોઇએ તથા એક બીજાની સફળતામાં આપણી કીર્તિ માનવી જોઇએ. સત્યવાદી મહાશય ગીથેના અનુગામીઓ–તેના ઉચ્ચ આશયવાળા અનુયાયીઓ ( કે જે ઉચ્ચ આશયોથી કેટલા ઉચ્ચતમ આધ્યાત્મિક સત્યોનો શૌર્યની તેવી જ ભાવનાઓ સાથે યોગ જામ્યો ) તમારા પોતાના જ એક મેંઢા તરફની આ નમ્ર સેવાનો સ્વીકાર કરે છે; તો આપણે સઘળા કે જેઓ છૂટા પડી ગયા છીએ, ગેરવ્યવસ્થાથી ઘેરાઈ ગયા છીએ, વીંખાઇ ગયા છીએ, આડે માર્ગે ચડી ગયા છીએ, ગુંચવાઇ ગયા છીએ, અવદશામાં આવી ગયા છીએ, આપણા એકત્ર લાભોના જ્ઞાન વિનાના બની ગયા છીએ અને ધર્માંધતા તથા અસહિષ્ણુતાની સાંકળોથી બંધાઇને લાચાર બની ગયા છીએ તેવા, આપણે એક જ ટોળાનાં મેંઢાંઓએ માત્ર એક જ હેતુની સિદ્ધિને માટે–એક જ મહાન્ અને કીર્તિમાન્ શુભ હેતુરૂપ 'સુખ' ને માટે હમેશાં યત્ન કરવાને એકત્ર થવું જ જોઇએ. એ પ્રમાણે જ્યારે આપણે એકત્ર થઇશું ત્યારે જ આપણે વિમાર્ગગમન, દુ:ખો, અજ્ઞાનાવસ્થા, દુર્બુદ્ધિ, મિથ્યાભિમાન અને ધર્મ–મતને લગતી અસહિષ્ણુતા જેવા દોષોમાંથી મુક્ત થઇ શકીશું અને માત્ર ત્યારે જ આપણે अकाल पुरुषના અક્ષય્ય સુખનિવાસના દ્વારે પહોંચી શકીશું. આર્યબંધુઓ અને સીખ બંધુઓ ! આપણે ઉપરના શબ્દો આપણાં અંતઃકરણોમાં કોતરી રાખવા જોઇએ, કારણકે અનૈક્યમય અને અવ્યવસ્થિત અવસ્થામાં તો આપણે મનુષ્યત્વના મહાસાગરમાંના પરપોટાઓ જેવા પણ નથી અને તેથી નિષ્ફળ જીવનવાળા છીએ.

મારી મૂળ વાતમાંથી આટલો આડો ફંટાવા માટે હું વાચકોની ક્ષમા માગું છું અને હવે હું ગુરૂદત્ત વિદ્યાર્થીના સને ૧૮૮૮ ના અન્ય જીવનપ્રસંગો તરફ વળીશ. તે વર્ષમાં પંડિતજીએ બીજાં કેટલાંક ભાષણો પણ આપ્યાં હતાં અને તેમાંનું એક અંગ્રેજીમાં "ભવિષ્યનો ધર્મ" એ વિષે જાલંધર ખાતે આપવામાં આવ્યું હતું. તે ભાષણમાં પંડિતજીએ એવું સિદ્ધ કર્યું કહેવાય છે કે "વૈદિક ધર્મ જ દુનિયાનો ભવિષ્યનો ધર્મ થવાને નિર્માયલો છે." હાલના કેટલાક વિદ્વાન્ સંન્યાસીઓને પંડિત ગુરૂદત્તને હસ્તે આર્યસમાજના ઉપદેશકો બનાવવામાં આવ્યા હતા તે કાર્યને માટે પણ એ વર્ષ સંસ્મરણીય થયું છે. તે સંન્યાસીઓમાંના એકે તો ધર્મ બાબતમાં કેટલાક વાજબી સંશયોને લીધે પોતાનો ઝુંડો પણ છોડી દીધો હતો.

આમાંથી સૌથી વધારે જાણીતો સુમાર્ગસ્વીકાર (ધર્માન્તર) સ્વામી અચ્યુતાનંદ સરસ્વતીનો હતો કે જેઓ તે સમયના વેદાન્તીઓના એક સુવિખ્યાત નેતા હતા. આ ગૃહસ્થ એક વિદ્વાન્ નર છે અને ઉપનિષદોમાં પારંગત છે. વેદાન્તીઓના વર્ગના તે એક જાણીતા ગુરૂ હતા અને મોટા વિદ્વાનો, ઓહ્દેદારો તથા લાગવગવાળા પુરૂષો તેમના અનુયાયીઓ હતા. સ્વામી પ્રકાશાનંદ થોડા સમય પહેલાં જ આર્યમતાનુયાયી થયા હતા અને તેમણે જ સ્વામી અચ્યુતાનંદ તથા પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીનો મેળાપ કરાવ્યો હતો. પંડિતજીએ નવા વેદાંતના મુખ્ય નિર્ઝરરૂપ મનાતા વિભાગોના વિવરણ સાથે ઉપનિષદો (ખરાં ઉપનિષદો) તેમને વાંચી સંભળાવવાનું પોતાને માથે લીધું. છેવટે સત્યનો જય થયો અને સ્વામી અચ્યુતાનંદ સરસ્વતીએ પોતે ધર્માન્તર કર્યાનું તથા આર્યસમાજમાં ભળ્યાનું ખુલ્લી રીતે જાહેર કરીને આર્ય વર્ગને આનંદમાં ગરક કરી દીધો.

ત્યારપછીથી વિદ્વાન્ સ્વામીજી નિયમિત રીતે આર્ય સૂત્રોનો જ ઉપદેશ કરતા રહ્યા હતા. સ્વામી મહાનંદ એક બીજા વિદ્વાન્ સંન્યાસી હતા, જે પંડિત ગુરૂદત્તને મળ્યા હતા અને આર્યસમાજમાં દાખલ થયા હતા. આ પુરૂષ સંસ્કૃતનું વિશાળ જ્ઞાન ધરાવતા હતા અને તેમને મેળવવા માટે આર્યસમાજે ખરેખર મગરૂર થવું જોઇએ.

સ્વામી સ્વાત્માનંદ સરસ્વતી એક બીજા સાચી અને શુદ્ધ ભાવનાઓવાળા સંન્યાસી હતા. તેમને પણ પંડિતજીના જ્ઞાનનો ઘણો સારો લાભ મળ્યો હતો. તે પંડિતજીની સાથે કેટલાક મહિના સુધી રહ્યા હતા અને તેમની પાસેથી કેટલીક પાશ્ચાત્ય વિદ્યાઓ શીખ્યા હતા. તેમણે પંડિતજીની પાસેથી રસાયન વિદ્યાનો અભ્યાસ કર્યો હતો અને પંડિતજીએ કેટલાક પ્રયોગો પણ કરી બતાવ્યા હતા. જેઓ પહેલાં સ્વામીજીને ઓળખતા હતા તેઓ કહે છે કે ગુરૂદત્ત વિદ્યાર્થીના સમાગમથી સ્વામીજીના વિચારોમાં, માનીનતાઓમાં અને શક્તિઓમાં મોટો ફેરફાર થઇ ગયો હતો અને પંડિતજીની સાથે રહેવાથી તેમના સંસ્કૃત જ્ઞાનને પણ ઘણો લાભ થયો હતો. પરિણામે સ્વામીજીએ પંજાબની આર્ય પ્રતિનિધિ સભાની સેવા બજાવવાનું માથે લીધું અને લગભગ એક વર્ષ સુધી આર્યસમાજના એક ચુનંદા ઉપદેશક તરીકે કામ કર્યું. તે સમય પછીનાં તેમનાં ભાષણો જેમણે સાંભળ્યાં હતાં તેઓ કહે છે કે તે ભાષણો વિદ્વત્તાયુક્ત, સયુક્તિક અને વિષયનું સ્પષ્ટ પ્રતિપાદન કરનારાં હતાં. એ એક શોકની વાત છે કે આવા એક સાદા ઉપદેશકે અશ્રદ્ધાના ઢાળથી ફસાઇને આર્યસમાજ સાથેનો પોતાનો સંબંધ તોડી નાંખ્યો. તેમના મગજમાં શંકાઓ તે સમયે ઉઠી કે જે સમયે પંડિતજીની માંદગી બહુ વધી ગઇ હતી તથા તેમના તબીબી સલાહકારોના હુકમથી મ્હોંનો કે

લેખિત વ્યવહાર કેવળ અટકાવી દેવામાં આવ્યો હતો અને તે એક દુર્ભાગ્યની જ વાત છે કે એ સ્વામીજી ગુરૂદત્ત વિદ્યાર્થીના ઉચ્ચ જ્ઞાનવડે પોતાની શંકાઓનું નીરસન કરવાની તક મેળવી શક્યા નહિ. ઘણું કરીને સને ૧૮૮૯ ના જાન્યુઆરી માસમાં સ્વામીજીએ આર્ય-સમાજ સાથેનો પોતાનો સંબંધ રીતસર છૂટો થએલો જાહેર કર્યો હતો.

એક વિશ્વસનીય સ્થળેથી મને એમ કહેવામાં આવ્યું છે કે આ ચારે સ્વામીઓ આ વર્ષના કેટલાક દિવસો સુધી પંડિતજીની પાસે રહ્યા હતા અને તેમણે ધર્મને લગતી જૂદી જૂદી બાબતોપર વિવાદ ચલાવ્યો હતો; એટલે પંડિતજીના ઘરને લોકો એક ‘ આશ્રમ ’ જ લેખતા હશે અને ખરેખર કેટલાકો તેને એક આશ્રમ જ લેખતા. એ આત્માઓ સત્યની શોધમાં તેમને ઘેર જતા અને વૈદિક ધર્મના બોધરૂપી ખજા-નાથી પોતાનાં મગજને ભરીને પાછા ફરતા. શું ગૃહસ્થ કે શું સંન્યાસી સર્વ પ્રકારના લોકો મનુષ્યજીવનના ગૂઢ પ્રશ્નોનું નિરાકરણ કરવાને અને જ્ઞાનના તે તેજસ્વી સૂર્યમાંથી પ્રકાશ ગ્રહણ કરવાને તેમને ત્યાં ટોળા-બંધ જતા. આર્યસમાજના લાભને લગતી અમૂલ્ય સેવાઓ બજાવ-તાંની સાથે પંડિતજી પોતાની બુદ્ધિવિષયક અને આધ્યાત્મિક પ્રગતિ તરફ કાંઇ દુર્લક્ષ કરતા નહોતા. બીજા સંખ્યાબંધ ગ્રંથોની સાથે મુખ્ય ૧૦ ઉપનિષદો, ગોપથ અને ઐત્રેય, નિરૂક્ત, ચરક ( વૈદકનો ગ્રંથ ) અને સૂર્ય સિદ્ધાંત એ પુસ્તકો પણ તેમણે વાંચ્યાં હતાં. પંત-જલિના ‘ મહાભાષ્ય ’ નો તેમણે સ્વામી દયાનંદના ‘વેદાંગ પ્રકાશ’ની સાહાય્યવડે પોતાની મેળે જ અભ્યાસ કર્યો હતો, અને સ્વામીજીનાં પુસ્તકો તો તેમનાં ખાસ માનીતાં પુસ્તકો હતાં. સ્વામીજીનું ‘ સત્યાર્થ-પ્રકાશ ’ અને તેમાંનું ખાસ કરીને ‘ મુક્તિ ’ વિષેનું પ્રકરણ તેમણે

લગભગ ૧૨ વખત વાંચ્યું હતું એમ કહેવાય છે અને જેમ જેમ વધારે વાર પંડિતજી તે વાંચતા ગયા, તેમ તેમ તેના યશસ્વી લેખક તરફની તેમની શ્રદ્ધા વધારે ને વધારે ઉંડી થતી ગઈ. સ્વામીજીની બુદ્ધિ પ્રતિનો પંડિતજીનો પૂજ્ય ભાવ અને માન પ્રતિદિવસ વૃદ્ધિ પામતાં હતાં અને સને ૧૮૮૯ ની મધ્યમાં તો તે પૂજ્ય ભાવ તેની પરાકાષ્ટાએ પહોંચ્યો હતો. જોકે પંડિતજી હમેશાં કાંઇ ને કાંઇ કામમાં મશગુલ જ રહેતા, તોપણ તે કોઇ ને કાંઇ શિખવવાની કે શીખવામાં મદદ કરવાની ના પાડતા નહિ. એક જીવનચરિત્રના લેખક તરીકે મારે જણાવવું જોઇએ કે એક અમેરિકન મહાત્માનાં પુસ્તકોએ તેમને બહુ સહાય કરી હતી અને જે માર્ગ તેમણે પોતાને માટે ધારી રાખ્યો હતો તે માર્ગને માટે તેમને તૈયાર કર્યાં હતા. તેમની જીંદગીનાં છેલ્લાં બે વર્ષમાં તે હમેશાં તે જ મહાત્માનાં પુસ્તકોનો અભ્યાસ કરતા હતા અને સંપૂર્ણ રીતે માનતા હતા કે તેનામાં એક યોગી તરીકેની શક્તિઓ હતી. તે પોતાના મિત્રોને તે પુસ્તકો વાંચવાની સૂચના કરતા, પરન્તુ તે એવા જ મિત્રોને કે જેઓ પંડિતજીના મન પ્રમાણે તેનો ભાવાર્થ યથાર્થ રીતે સમજવાની શક્તિ ધરાવતા હોય તથા જેઓ લેખકને હાસ્યાસ્પદ ઠરાવે તેવા ન હોય.

તેમણે લખેલા નીચેના લેખો જે વિષે અન્ય સ્થળે લખવામાં આવ્યું છે તે આ વર્ષમાં જૂદાં ચોપાનીયાંના રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતાઃ—

( ૧ ) વેદોની પરિભાષા ભાગ ૧ લો.

( ૨ ) ઇશોપનિષદ્ તેના અંગ્રેજી ખુલાસા સાથે.

( ૩ ) વૈદિક વાચનમાળા ભાગ ૧, ૨, ૩.

આ વર્ષના સપ્ટેમ્બર માસની પહેલી તારીખે તે લાહોરથી વઝીરાબાદ ખાતે ધુની સાહેબ અથવા કીલાધર પાસે એક સંસ્કૃત પુસ્તકાલય જોવાને ગયા હતા; પરન્તુ તે કીલાધર પાસે ગયા હતા કે નહિ, અથવા વઝીરાબાદથી પાછા ફર્યા હતા કે નહિ અને જો તે ત્યાં ગયા હોય તો તેમણે પુસ્તકાલય જોયું કે નહિ અને જોયું હોય તો તે તેમને કેવું જણાયું એ વિષે કાંઇ માહિતી મળી શકતી નથી.

આ આખા વર્ષમાં તેમની તબીયતના સંબંધમાં તેમને બહુ સહન કરવું પડ્યું હતું. તે પોતાની નોંધપોથીમાં લખે છે કે:—

તા. ૧૨ મી જાન્યુઆરી-કેટલીક વાર લોહી પડયું: અફસોસ.

તા. ૧૪ મી—આંતરડાંમાંથી લોહી પડવાથી દરદ થાય છે.

તા. ૨૨ મી—બહુ જ માંદો થઇ ગયો.

તા. ૧ લી ફેબ્રુઆરી—હવે મારી માંદગી શરૂ થાય છે (કદાચ આ વાક્ય અંતઃપ્રેરણાથી લખાયું હોય, એમ જણાય છે).

તા. ૧૨ મા—બહુ માંદગી, રૂધિરપતન અને નબળાઇ.

માર્ચ માસ—હજી અપચો ચાલે છે.

તા. ૮ મી મેએ તે પુનઃ માંદગીમાં સપડાયા હોવાનું જણાય છે, પરંતુ તેમની નોંધપોથીમાં ઉપર પ્રમાણે કાંઈ સ્પષ્ટ સૂચન કરેલું જણાતું નથી.

તા. ૧૬ મીએ તેમને "સખ્ત બકારી થઇ આવી" તથા "નસકોરાંમાંથી બે ત્રણ લોહીનાં ટીપાં પડયાં," તે દિવસે તેમણે પોતાની નોંધપોથીમાં લખ્યું છે કે "આજે મારે સમાજમાં 'લોકો શું કહેશે?' એ વિષય ઉપર ભાષણ આપવાનું છે અને તે મોટી અગત્યના વિષય ઉપર હું હજી તૈયાર થયો નથી."

તબીયત તરફની આવી બેદરકારીને લીધે જ તેમના શરીરના બંધારણની સુદૃઢતા નાશ પામી હતી.

તા. ૧ લી ઓકટોબર—આંતરડાંમાંથી રૂધિરનો અત્યંત સ્રાવ.

તા. ૨ જી ઓકટોબર—બકારી.

આ માત્ર પ્રસંગોપાત કરાયલી યાદી છે, કારણકે તેમની નોંધ-પોથી પણ નિયમિત જણાતી નથી; અને સને ૧૮૮૮ ના ઓકટોબર માસની ૩ જી તારીખ પછી સને ૧૮૮૯ ના થોડા દિવસોની નોંધ કરેલી છે. વચ્ચેના દિવસોએ કાંઈ જ નોંધ કરી જણાતી નથી.

આ વર્ષનો વૃત્તાંત પૂરો કરતાં પહેલાં મારે જણાવવું જોઇએ કે આ વર્ષમાં ડી. એ. વી. કૉલેજના ઉપદેશક વર્ગના સવાલને માટે આર્યસમાજના પદવીધારકોમાં ફાટ પડી હતી. ખ્રિસ્તીઓએ બીજી તકરાર ઉપાડી અને સ્વામી દયાનંદ સરસ્વતીએ પોતાના “સત્યાર્થ પ્રકાશ” ના અધ્યાય ૩ જામાં નિર્દિષ્ટ કરેલા “નિયોગ” મત ઉપર હુમલો કર્યો.

આ ત્રણે સવાલો સાથે પંડિતજીના જીવનચરિત્રનો જે કાંઇ સંબંધ રહેલો છે તે પુરતુ વર્ણન હું મારા હવે પછીના પ્રકરણમાં કરીશ.



# પ્રકરણ ૭ મું.

## રોજગારની પસંદગી અને પંડિતજીનાં પત્રો.

"Combine the qualities of a Patriot with a spirit of determination and intrepedity and you have a Sublime Hero. And he, too, is a reformer. He rises superior to time-sanctified customs and trows open the gates to new discoveries. His unconquerable spirit inspires timid minds with power; and his daring courage strengthens their efforts in fresh directions." A. J. DAVIS.

**અર્થ**—એક દેશભક્તના ગુણો અને દૃઢાગ્રહ તથા હિમ્મતના ગુણોનું મિશ્રણ કરો એટલે તમે એક મહાવીર પુરૂષ કેવો હોય તે વિચારી શકશો. વળી તે એક સુધારક પણ થાય છે. વખતને બંધબેસતા થએલા જૂના રીવાજો કરતાં તે વધારે ઉચ્ચાશયગ્રાહી બને છે અને નવી શોધખોળોને માટે દરવાજા ઉઘાડા મેલે છે. તેનો અજીત્ય જુસ્સો ભીરૂ અંતઃકરણોમાં સામર્થ્યનો સંચાર કરે છે; અને તે વીરપુરૂષની હીંમત તેઓના પ્રયત્નોને ખરી દિશાઓમાં બળવાન કરે છે. **એ. જે. ડેવીસ.**




દેશભક્તિના ઘણા ઉમેદવારો ધંધારોજગાર સંબંધી જે અકળામણમાં પડે છે તેને લીધે આ વિષય અગત્યનો હોવા છતાં આ જીવનવૃત્તાંતના સંબંધમાં તો આ વિષય ઘણો નાજુક છે. આપણે જાણીએ છીએ કે એવા ઘણા ઉચ્ચાત્માઓ છે કે જેઓને જો પોતાનું પેટ ભરવાનો તથા પોતા ઉપર આધાર રાખનારાઓનું

પોષણ કરવાનો બોજો ઉપાડવાનો ન હોય તો તેઓ પોતાની જાતને કેવળ સ્વદેશહિતમાં જ અર્પણ કરી શકે. જે પદ્ધતિથી આપણે જીવન ગાળીએ છીએ, જે જીવનપદ્ધતિમાં આપણે ઉછર્યા છીએ અને જે પદ્ધતિને લીધે આપણા કુટુંબનું પોષણ કરવાનો બોજો આપણે માથે મૂકવામાં આવ્યો છે, તે પદ્ધતિ ઘણાં ઉચ્ચાશયી અંતઃકરણોને દુસ્તર વિઘ્નરૂપ થઈ પડી છે. તે વિઘ્ન જો ન નડયું હોત તો તેઓએ ખુશીથી અને ઇચ્છાપૂર્વક પોતાની જીંદગી કેવળ પોતાના દેશ અને ધર્મની સેવામાં અર્પણ કરી હોત. ઘણાએ ઉચ્ચ આશયવાળા, ઉત્સાહી અને તેજસ્વી મનુષ્યો આવા ગૃહવ્યવહારી સંયોગો અને કુટુંબની ચિંતાઓમાં દબાઈ ગયા છે.

તોપણ આવા પતિત સમયમાંએ એવા કેટલાક દાખલા ( લાલા હંસરાજ જેવા ) મળી આવશે કે જેમાં ખરા આર્ય રૂધિરવાળા અને અડગ નિશ્ચયી પુરૂષોએ આવા સંયોગો અને ચિંતાઓની પરવા કર્યા વિના ફરજ બજાવવાનું ઉચિત માન્યું હોય અને કુટુંબ તરફની ફરજ કરતાં દેશ તરફની ફરજના અવાજને વધારે પસંદગી આપી હોય. તોપણ આવા માણસોને તે લક્ષ્યબિંદુ પ્રાપ્ત કરવાને બહુ પ્રયત્નો કરવા પડયા હતા અને તેઓના તે પ્રયત્નો ભવિષ્યમાં આગળ પડતા અનેક નિરાશાવૃત્ત બંધુઓને માટે દીવાદાંડીરૂપ લેખાવાને યોગ્ય છે. મનુષ્યજાતિની સેવા માટેના પ્રયત્નો, જે કોઈ દેશને પોતાના ભવિષ્યનો જરા પણ વિચાર હોય તેવા દરેક દેશમાં, સંભાળપૂર્વક જાળવી રાખવા જેવા ઉમદા લેખરૂપ છે. આ ઉપરથી હું એમ કહેવા માંગતો નથી કે સ્વદેશની અને સ્વકુટુંબની એમ ઉભયની સેવા બજાવનારાઓ થયા જ નથી. દાખલા તરીકે મર્હુમ લાલા સેનદાસ કે જે રોજ પાંચ કલાક પોતાના કુટુંબને માટે કામ

કરતા અને દિવસના બાકીના ભાગમાં પોતાના દેશને માટે કામ કરતા. મારા કહેવાનો આશય એ છે કે આવી કુટુંબસંબંધી ચિન્તાઓ, કેટલાક જન્મેલા દેશભક્તોને, સારી આશા આપતા સુધારકોને અને નિખાલસ ઉપયોગવાદી હૃદયોને, શાપરૂપ, વિઘ્નરૂપ અને મુફલીસી–મિથ્યાભિમાન–તથા પાપના એક દૈત્યરૂપ થઇ પડે છે; અને તેથી તે કસોટીમાંથી સહીસલામત રીતે નીકળી આવેલાઓના પ્રયત્નોની નોંધ તેઓના જાતભાઈઓના કલ્યાણને માટે અમૂલ્ય ખજાનારૂપ છે.

આ શબ્દોનો લેખક કે જે પંડિતજીના બાળ સહાધ્યાયીઓ તથા પ્રાણપ્રિય પ્રશંસકોમાંનો એક છે, તેને પંડિતજી સાથે આ વિષય ઉપર વાતચીત કરવાની ઘણી વાર તક મળી હતી, કારણકે તે વિષયમાં બન્ને અંગત સંબંધ ધરાવતા હતા. આ પ્રશ્ન ઉપર પંડિતજીએ બહુ વર્ષો સુધી વિચાર ચલાવ્યો હતો પરન્તુ તેનો સંતોષકારક નિર્ણય કરવામાં તે નિષ્ફળ નીવડ્યા હતા. તેમનો વિચાર એવું નિરાકરણ લાવવાનો હતો કે જેથી તેમની સદસદ્વિવેક બુદ્ધિને જરા પણ નમ્ર બનવાની જરૂર ન પડે, તેમના સ્વતંત્ર વિચારને એકદમ બંધ પડવાની જરૂર ન પડે, સ્વધર્મ અને સ્વદેશની સેવા બજાવવાની તેમની અભિલાષાઓ હણાઈ ન જાય અને તે સાથે પોતાને તથા પોતાના કુટુંબને સુખી જીવન ગાળવા માટે જોઈતાં સાધનો મેળવવામાં કાંઇ પ્રત્યવાય ન આવે. તેમના ભૂતકાળના ઇતિહાસે બતાવી આપ્યું છે કે તે કાંઇ ધનવાન કુટુંબમાં જન્મ્યા નહોતા. રૂા. ૬૦ કરતાં ઓછા સરકારી પગારવડે પોતાના પુત્રને માટે–પૈસા સંબંધી બાબતોમાં હમેશાં બેદરકાર એવા પુત્રને માટે, પુત્રને જોઇતી સઘળી ચીજો હમેશાં ઉત્તમોત્તમ જ લાવી આપવાની ચિન્તાવાળાં તેમનાં માતાપિતા, કાંઇ દ્રવ્ય એકઠું કરી શક્યાં નહોતાં. એકલું પુસ્તકો ખરીદવાનું જ પંડિ-

તજીનું ખર્ચ એટલું મોટું હતું કે હરકોઇને નવાઇ લાગ્યા વિના ન રહે કે આટલાં મોંઘાં અને કીંમતી પુસ્તકો ખરીદવાને એટલા બધા પૈસા તેમની પાસે ક્યાંથી આવતા હશે ? આ કારણને લીધે પંડિતજી કેટલીક વાર પૈસા સંબંધી સંકડામણ ભોગવતા નજરે પડતા હોય અને બીજી કોઈ વાર પોતાની જરૂરીઆતો પૂરી પડે તથા પોતાના સ્વભાવને અનુકૂળ આવે તથા પોતાની અચળ બુદ્ધિને બંધ બેસે તેવો કોઇ ધંધો શોધી કાઢવાને નિષ્ફળ ફાંફાં મારતા જોવામાં આવતા હોય, તો તે કેવળ સ્વાભાવિક જ છે. વકીલાત, વૈદક, એન્જીનીયરીંગ, ન્યાયખાતામાં કે બીજા કોઇ સરકારી ખાતામાં નોકરી, એ સઘળા ધંધા એક પછી એક તેમના ચિત્તમાં જાગૃત થવા લાગ્યા. તેમાંના એકકેથી તેમની ચિત્તવૃત્તિને સંતોષ થયો નહિ અને તેથી દરેકનો એક નિશ્ચયયુક્ત ' ના ' સાથે જ તેમણે અસ્વીકાર કર્યો હતો. ત્યારપછી સેંકડો વાર આ સવાલ ઊભો થયો હતો અને ભવિષ્યમાં કોઈ સુભાગી અવસરે નિશ્ચય કરવા માટે તે સેંકડો વાર નિર્દય રીતે મૂકી દેવાયો હતો. તેમની નોંધપોથીમાંથી આ નીચે હું થોડા ઉતારા આપું છું જેથી વાચકને કાંઇક ઝાંખો ખ્યાલ આવશે કે આ સવાલે પંડિતજીને કેટલી બધી તસ્દી આપી હતી, અને સ્વધર્મની, સ્વદેશની, સ્વકુટુંબની તથા સ્વદેહની સેવા એકીસામટી રીતે અને પ્રામાણિકતાથી, સાવધાનતાથી તથા એકનિષ્ઠાથી નિત્યમેવ બજાવવા માટે શું કરવું તેનો નિર્ણય કરવાને તેમણે કેટલી બધી વાર યત્ન કર્યો હતો.

## પંડિતજીની નોંધપોથીમાંથી ઉતારા.

" તા. ૨૪ મી એપ્રિલ ૧૮૮૫—એક મોટું પરિવર્તન ! શામાટે સઘળી લાગણી અને પ્રેમને હૃદયમાંથી એકદમ ખાલી કરી નાંખીને

મીલ તથા દયાનંદના ગ્રંથો વાંચવામાં જ નિમગ્ન ન બનવું? અથવા તો શું પ્રેમ પોતે ટકી રહેશે? શું તે આખા જીવન પર્યન્ત ટકી રહે છે? અથવા મૃત્યુસમયે વ્યગ્રતા મૂકી જાય છે?"

"તા. ૧૦ મી ડીસેમ્બર—* * * તે કહે છે કે હિંદુ સાહિત્યમાં અગ્રેસરોની જરૂર છે અને આપણે ચોસરની પદવી પ્રાપ્ત કરી શકીએ."

"તા. ૫ મી જાન્યુઆરી સને ૧૮૮૬—વાતચીત દર્મ્યાન મી. * * * એ કહ્યું કે 'ત્યાં જે શોધખોળો હું કરૂં તે લખી લેવાની ટેવ જો હું રાખું તો હું કીર્તિ મેળવી શકું.' નોંધ ન કરવી તે કેવી નિર્બળતા છે? આવતી કાલથી હું મારા ધંધાને લગતી ફરજ બજાવવાનું પુનઃ શરૂ કરીશ."

"તા. ૮ મી જાન્યુઆરી—ડો. * * * કહે છે કે એક હુશિયાર માણુસ જો યોગ્ય તક મળે ત્યાંસુધી વળગી રહે તો તે હમેશાં ધંધો રોજગાર મેળવી શકે છે. તેમણે એમ પણ કહ્યું કે જીંદગીમાં અનિશ્ચિત રહેવું તે કાંઇ પણ કામનું નથી."

"તા. ૯ મી જાન્યુઆરી—કૉલેજમાં કામચલાઉ ભાષણકાર (લેકચરર) તરીકે રહેવા હું ખુશ છું કે નહિ એમ. મી. ઓમન મને પૂછે છે."

"તા. ૨ જી ફેબ્રુઆરી—પુનઃ તે જૂનો પ્રશ્ન મારા મગજમાં ઉપસ્થિત થાય છે કે-અરે! તારે સઘળા વિકારોને મારી નાંખીને જીવવું જોઇએ."

"તા. ૨૪ મી ફેબ્રુઆરી—મેં નોકરીને માટે 'ડાયરેકટર'ને અરજી મોકલી છે. * * *"

"તા. ૬ ઠી જુન—મુશ્કેલીનો સમય હવે શરૂ થતો લાગે છે. મારા પિતા મને મળવા માંગે છે. મારી નોકરીના સંબંધમાં હજી કાંઈ નક્કી થયું નથી. બી. ડી. કહે છે કે મારે મારા પિતાને મળવું. હું તેમને રૂ. ૧૦૦ ભેટ કરવા ઇચ્છું છું. હવે કેમ કરવું?"

અહીં આ ઉતારાઓ આપવા અટકાવીને હું પંડિતજીએ આ સંબંધે મારા પ્રશ્નના ઉત્તરમાં એ જ સમયના અરસામાં મારાપર લખેલાં પત્રોમાંનો ઉતારો આપું છું.

> લાહોર, તા. ૧૩ જાન્યુઆરી સને ૧૮૮૬—ભવિષ્ય સંબંધી મારી આશાઓ ઘડીકમાં ચળકતી તો ઘડીકમાં અંધકારમય બનતી, આમ તેમ ફફડતા ભડકાની પેઠે ફડફડી રહી છે. કોઈ—હા—કોઈ રાય બહાદુર કે ખાન બહાદુર ભાગ્યનો પડદો ઉંચકવાને સમર્થ નથી. જીવનનું અમૃત મેળવવા માટે એક માણસે રણના કપરા રસ્તાને ઓળંગી જવો જ જોઇએ. હું ખાસ કરીને શોકાતુર નથી કે ખાસ કરીને સુખી નથી પરન્તુ મનના ઝગડાવાળી સ્થિતિમાં છું કે જેમાં દરેક વસ્તુ ઝાંખી અને સુસ્ત જ લાગે છે. તેથી બિચારો ગુરૂદત્ત વિદ્યાર્થી પોતાના મનની સાથે વિગ્રહ માંડી બેઠો હોવાથી બીજા માણસો તરફના પ્રેમને ભૂલી જાય છે તે ઉપરાંત વધારે હું ભૂલી જઉં છું તેવું કાંઇ સમજશો નહિ. હંમેશની પેઠે તમારો જ—ગુરૂદત્ત વિદ્યાર્થી.

ઉપરના પત્રની પછી તુરત જ તા. ૨૪ મી જાન્યુઆરી ૧૮૮૬ નો લખેલો બીજો પત્ર મને પંડિતજી તરફથી મળ્યો હતો જેમાંના ઉતારા જ આ નીચે આપું છું તે બસ છે. તે વિષે કાંઈ વિવેચન કરવાની જરૂર રહેતી નથી.

મારા વ્હાલા લજપતરાય! તમારાં માયાળુ પત્રો વાંચીને હું ખુશ—બહુ ખુશ થયો છું. તમે મને જે ધન્યવાદ આપ્યો છે તે માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું, જો કે હું તે ધન્યવાદને પાત્ર હોઉં એમ ધારતો નથી. પંજાબના લોકમતના વેત્તા થવાનો—તે મહાન્ પદવીને માટે યત્ન કરવાનો અને તે પ્રાપ્ત કરવાનો મેં કદી સ્વપ્નમાં પણ વિચાર કર્યો નથી. * *

મારા વ્હાલા લજપતરાય! હું જાણું છું કે અત્યારસુધીમાં જેઓ ધંધારોજગારની સૃષ્ટિમાં પેઠા છે તેઓમાંના બહુ થોડા જ સહીસલામત નીકળી આવ્યા છે; હું જાણું છું કે જ્યારે તેઓ વિદ્યાર્થી હોય છે, ત્યારે તેઓ પોતાના દેશના પુનરૂદ્ધારને માટે ઘણી ઘણી યોજનાઓ પોતાના મનમાં ઘડી કાઢે છે; પણ જ્યાં ધંધારોજગારની દુનિયાની ખરેખરી વસ્તુસ્થિતિ સાથે તેમને કામ પાડવાનું હોય છે, ત્યારે તેઓને લક્ષ્મી અને લાભાલાભ સજ્જડ રીતે જકડી રાખે છે! તે વખતે તેઓની અભિલાષાઓ તેમનો ત્યાગ કરે છે! તેઓની ધંધાને લગતી ટેવોથી તેઓ દેશની ચડતીપડતીને માટે કઠોર અને લાગણીરહિત બની જાય છે. જેઓ ધારાશાસ્ત્રીનો ધંધો પકડે છે, જેઓ ન્યાયખાતામાં જોડાય છે અને જેઓ તબીબી ધંધો કરે છે, તેઓના સંબંધમાં આવું બહુ બન્યું છે. કેળવણી ખાતામાં જોડાયલા કેટલાકો પણ મજબૂત રીતે બદલાઇ ગયા છે. કાંતો મુસ્કેલીઓની સામે થવાનો જુસ્સો એકસરખો ટકાવી રાખવાનું તેમને મુસ્કેલ થઇ પડે છે અને કાંતો મોજશોખનાં સાધનો પૂરાં પાડનારા ધંધારોજગારની નરમ અસરને લીધે વિદ્યાર્થી તરીકેના બદલાઇ

જતા જીવનનું જ તે લક્ષણ છે. હું જાણું છું કે એક એવો વિદ્યાર્થી હતો કે જે અત્યંત સુધારક મતનો અને અત્યંત ઉત્સાહી હતો, તેણે બુદ્ધિવ્યાપારમાં અને પોતાના દેશના ભલામાં જીવન અર્પવાની પ્રતિજ્ઞા લીધી હતી. પરન્તુ જો કે તે બીજાઓ કરતાં વધારે સારી સ્થિતિમાં છે તોપણ તેનામાંથી તેજદાર તનખો તો અદૃશ્ય થઇ ગયો છે. તેણે એક સ્વદેશી 'યોગી' તરીકે વિશ્રાન્તિ લેવી જોઇએ. મને સાંભરે છે કે એક એવો બી. એ. નો વિદ્યાર્થી હતો કે જેનામાં કાર્લાઇલના ક્રોમવેલે ઉત્સાહ પ્રદીપ્ત કર્યો હતો. તેણે ઇતિહાસના અભ્યાસ પાછળ જ જીંદગી ગાળવાનો નિશ્ચય કર્યો હતો. પરન્તુ દુનિયા કાંઇક જૂદું જ દૃશ્ય રજૂ કરે છે. ગંજીફા તથા શેતરંજે પુસ્તકો અને ઇતિહાસની જગ્યા લીધી છે અને મીજબાનીઓ તથા સલામો ભાષણોની ગરજ સારી રહી છે! એક બીજા ગૃહસ્થને પણ હું ઓળખું છું કે જેણે સ્વર્ગમાંથી પ્રોમીથાયસની પેઠે અગ્નિની ચોરી કરી હોય તેમ જણાતું હતું; પરન્તુ તે અગ્નિ સંસારના સમુદ્રમાં પડયો છે અને તુરત જ બુઝાઇ ગયો છે! * * * * *

આર્યાવર્ત! તારા ઉમદા લોહીની પરંપરા તેં ગુમાવી છે! પ્રિય મિત્ર ! આ આપણી પૂર્વ સ્થિતિ છે! ખરેખર, આ જ ચેતવણી આપનારી દીવાદાંડીઓ છે કે જેઓથી આપણે સાવચેત રહેવાનું છે. આ સંબંધમાં હું * * * ની અથવા તે જ જાતના અન્ય કોઇની સલાહ માંગી શકું ? ના, ના; તેથી તો હું ઉંડા પાપજળમાં–દોષમાં ડૂબી જઉં! 'શેવ' હજી ક્ષેત્રમાં બહાર આવ્યો નથી. તે તો આંખના પાટા જેવો છે. બિચારો

પામર માણસ! તેના તરફથી શું આશાઓ રાખી શકાય? જ્યારે તેને વિધાતાની સાહાય્યની મોટી જરૂર છે, ત્યારે શું તે તેને વિસરી જશે? તમે ત્યાં હરિયાણામાં બેઠા બેઠા ધારાશાસ્ત્રના સંન્નિપાતની અસરથી રેતીના દડા બનાવો છો! હું કાંઇ તમને ધિક્કારતો નથી; હું સમજું છું કે સંયોગોને વશ રહીને તેમ પણ કરવું પડે છે. દરેક માણસ સંયોગોનો દાસ છે. હે આત્મા! તું છૂટો થવાને ફાંફાં મારે છે, પણ હજી સંસારમાં તો ગુંથાતો જ રહે છે! છતાં હજી આશા છે. ગમે તેવા પ્રતિકૂળ સંયોગો સામે એક દૃઢ નિશ્ચય શું નથી કરી શકતો? હજી પણ તે શું ન કરી શકે? કાંઇક લાગ શોધવાને હમેશાં અંધારામાં આથડતો,

તમારી ઉપર સદા પ્રેમ ધારતો
ગુરૂદત્ત વિદ્યાર્થી.

હવે આપણે પંડિતજીની નોંધપોથીના ઉતારા આપવાનું પુનઃ ચાલુ કરીશું.

"તા. ૨૬ મી જાન્યુઆરી ૧૮૮૯—મારે 'યોગ'ને માટે યત્ન કરવો જોઇએ અને એક ઉપદેશક બની રહેવું જોઇએ."

"તા. ૧૮ મી જાન્યુઆરી—* * * હું * * ને લાહોરમાં મળું છું. તે મને મારા ભવિષ્ય વિષે વાત કહે છે. હવે મારે કાંઈ દૃઢ નિશ્ચયપર આવવું જોઇએ."

"તા. ૧ લી ફેબ્રુઆરી—મને ખબર મળી છે કે કૉલેજમાં મારી જગ્યાને માટે મારી ભલામણ કરવામાં આવી છે."

"તા. ૯ મી ફેબ્રુઆરી—હું * * ની પાસે જઉં છું. તે મને કહે છે કે એક માણસને જ્યારે ધર્મને અર્થે અંદર દાખલ કરવામાં

આવે છે ત્યારે તેને કાંઈ કસોટીઓમાં મૂકવામાં આવતો નથી, પણ તે પહેલાં મૂકવામાં આવે છે."

"તા. ૧૨ મી ફેબ્રુઆરી—મને સેનેટે પુછ્યું છે કે ઈ. એ. સી. ( એક્સ્ટ્રા આસિસ્ટંટ કમિશનર ) ની જગ્યામાટેની હરીફાઈની પરીક્ષા માટે હું મારી ભલામણ કરાવવા ઇચ્છું છું કે નહિ. મારે શું ઉત્તર વાળવો ?"

આવા અવસરે ગુરૂદત્ત વિદ્યાર્થી વિના બીજું કોણ ઉત્તર વાળવા માટે વિચાર કરવા બેસે ? સુખચેનમાં જીંદગી ગાળવાનું મળે, પોતાના જ જાતિભાઇઓ ઉપર અધિકાર પ્રાપ્ત થાય અને સરકારને હાથે ઉંચામાં ઉંચું માન મેળવવાનો અવસર હાથ આવે, તેવો વણુ-માંગ્યે મળતો લાભ સ્વીકારવાને કોણ આનાકાની કરે ? પણ પંડિ-તજીનો આત્મા એટલો ઉચ્ચાશયયુક્ત હતો કે તે જ આવા વિચારો હાંકી કાઢે અને પોતાના જીવનનો ખરો ઉદ્દેશ પાર પાડવા માટેનો સુયોગ પ્રાપ્ત કરવામાં આ કાર્ય વિઘ્નકર્તા થશે એમ માને.

"તા. ૨૯ મી માર્ચ ૧૮૮૭—* * * હું હવે કૉલેજમાંથી છૂટો થયો છું."

"તા. ૨૦ મી એપ્રીલ ૧૮૮૭—આ માસની ૧૨ મી તારીખે મી. ઓમનની જગ્યાએ હું કામચલાઉ નીમાયો છું."

તા. ૧૨ મી ઓકટોબર ૧૮૮૭ ને દિવસે પંડિતજીને એક ચિઠ્ઠી લાહોરના તે વખતના ડેપ્યુટી કમિશનર તરફથી મળી હતી. તે ચિઠ્ઠીમાં ડે. કમિશનરે પંડિતજીને તેમની એક્સ્ટ્રા આસિસ્ટંટ કમિ-શનરની જગ્યા માટેની નીમણુકના સંબંધમાં પોતાને મળવા બોલાવ્યા હતા. આ ઉપરથી જણાય છે કે પંજાબ યુનિવર્સિટીની સેનેટે તેમને એક્સ્ટ્રા આસિ. કમિશનર માટેની હરીફાઈની પરીક્ષામાં દાખલ કરવા-

માટે ભલામણુ કરી હોવી જોઇએ. આ ઉપરથી એમ સમજવાનું નથી કે આ પરીક્ષા સૌને માટે ખુલ્લી એક ખરેખરી હરીફાઇની પરીક્ષા હતી. તેમાં હરીફાઈનું તત્ત્વ માત્ર એટલું જ હતું કે થોડાએક વગવસીલા-વાળાઓ કે જેમને માટે અમલદારો અથવા પંજાબ યુનિવર્સિટીની સેનેટ ભલામણુ કરે અને છેવટે જેમને માટે પંજાબની સ્થાનિક સરકાર બહાલી આપે, તેઓને જ તે જગ્યા માટે હરીફાઇની પરીક્ષામાં બેસવા દેવામાં આવતા હતા; અને તે જગ્યાનો પગાર માસિક રૂા. ૨૫૦ ઉપરથી વધીને રૂા. ૮૦૦ સુધી થઇ શકતો હતો. ઉંચા ખાનદાનનાં ફરજંદો અને જેઓએ સરકારની ઉત્તમ રીતે નોકરી બજાવી હોય તેમના સગાઓ ઉપરાંત માત્ર પોતાની અંગત લાયકીવાળા તો બહુ જ થોડા ઉમેદવારોને આ કહેવાતી હરીફાઇની પરીક્ષામાં દાખલ કરવામાં આવતા હતા અને કોઇ વાર તો તેવા અંગત લાયકાતવાળાઓને બિલકુલ દાખલ કરવામાં આવતા જ નહિ. આ પ્રમાણે આ પરીક્ષામાં દાખલ થવામાં પણુ મોટું ભાગ્ય માનવામાં આવતું હતું. પંડિતજીને જે અધિકારીએ બોલાવ્યા હતા તેની પાસે તે જઇ આવ્યા હતા અને તે વિષે તેમણે પોતાની નોંધપોથીમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છેઃ—

"તા. ૧૫ મી જુન સને ૧૮૮૭—હું * * ની પાસે તેમના આમંત્રણપરથી ગયો હતો. પોતાની જાતને અને જગતને નુકસાન કર્યા વિના, ખરેખર, ઈશ્વરે ઘડેલા કાયદાનું ઉલ્લંઘન કોઇ કરી શકતું નથી." હિંદુસ્તાનના દેશીઓને જે સરકારી નોકરીને માટે નાલાયક લેખવામાં આવે છે (કારણકે તેવી ઉંચી જગ્યાઓ દેશીઓને ભાગ્યે જ આપવામાં આવે છે અને તે જગ્યાઓ તેમને માટે રાખેલી નથી એવું માનવામાં આવે છે) અને જે નોકરીથી સરકારી નોક-રીના ઉંચામાં ઉંચા ઓદ્ધાપર પહોંચી શકાય છે, તે નોકરીને માટે

જે વખતે માયાળુ અધિકારીઓ પંડિતજીને પરીક્ષામાં દાખલ કરવાની ભલામણ કરતા હતા, તે વખતે પંડિતજી એમ માનતા કે " સરકારી નોકરીનો સ્વીકાર તે મારે માટે કુદરતે ઘડેલા કાયદાનું ઉલ્લંઘન કરવા બરાબર છે. " શું સઘળા કેળવણી પામેલા દેશીઓ આ તત્ત્વને મનમાં ઉતારશે ? અને આ ઉચ્ચ આશયને ગ્રહણ કરશે ?

વકીલાતના ધંધામાં પડનારાઓને તથા ન્યાયખાતામાં નોકરી કરનારાઓને જો હું ધિક્કારી કાઢું તો તે મેં નકામું મિથ્યાભિમાન તથા વિપરીતતા દર્શાવી કહેવાય, કારણકે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીના શબ્દોમાં કહીએ તો સંયોગોને અધીન રહીને તેમ કરવાની જરૂર પડે છે અને સંયોગોના દાસ થવાની કોને જરૂર પડતી નથી ? જો તેઓ એ ધંધા મૂકી દે તો પરિણામે ઓછી શક્તિવાળા અને ઓછા પ્રામાણિક માણસોના હાથમાં તે ધંધા જઇ પડે અને પછી હાલ કરતાં વધારે નુકસાન દેશને થવા પામે, એ નક્કી સમજવું. જે કાયદાઓને પંડિતજીની સદસદ્વિવેકબુદ્ધિ એક સરખા ન્યાયયુક્ત માનતી નહિ અને જે કાયદાને પંડિતજી લોકકલ્યાણ તથા લોકોપયોગના અથવા વધારેમાં વધારે માણસોના મોટામાં મોટા સુખના પાયાપર રચાયલા હોવાનું માનતા નહિ, તે કાયદાઓ વિષે વિચાર આવતાં જ તેમને ત્રાસ છૂટતો. ત્યારપછી તુરત જ તેમણે નિશ્ચય કર્યો કે, પંજાબ યુનિવર્સિટી અને સરકારી નોકરો તરફથી પોતા ઉપર બતાવવામાં આવતી મહેરબાનીનો લાભ પણ ન લેવો અને ન્યાયખાતાની નોકરી પણ ન લેવી. જો આ તકનો લાભ લેવાનું તેમણે ધાર્યું હોત તો તેમાં નિષ્ફળ થવાનો તેમને માટે જરા પણ સંભવ નહોતો એમ હરકોઇ નિઃસંશય કહી શકશે. પણ હવે આપણે તેમની નોંધપોથીને યાદ કરીશું.

"તા. ૨૪ મી જાન્યુઆરી ૧૮૮૮—કાંઇ નોંધ કરવા જેવું નથી. પૈસા સંબંધી બહુ ભીડ વેઠવી પડે છે."

"તા. ૧૧ મી મે ૧૮૮૮—બરમામાંના કોઈ પંજાબીના પત્ર ઉપરથી તે દેશની સંસ્થાઓ અને રીતરીવાજો આપણાં સરખાં હોવાનું જણાય છે. ત્યાં ઉપદેશ ચલાવવાનું શરૂ કરૂં તો મને અનુકૂળ ન પડે? હે ઈશ્વર! મારા આત્માને અને સમસ્ત જગતને હું ઉપયોગી થઇ પડું એવો કોઇ માર્ગ બતાવ!"

આ શબ્દો પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીના ઉંડામાં ઉંડા અંતઃકરણના છે. જોકે તે સ્વદેશને સારી રીતે ચાહતા હતા, તોપણ મનુષ્યજાતિ તરફનો તેમનો પ્રેમ પોતાના જ દેશની દિવાલોમાં સમાઇ રહેલો નહોતો. ઇટાલીના એક દેશભક્ત નરના શબ્દોનો નીચેનો ઉતારો આ બાબતના સંબંધમાં તેમની પરિસ્થિતિ સમજાવવાને બસ છે: "જેઓ તમને નીતિ શિખવવાનો ડોળ કરતા હોય અને તમારે જેઓ તરફની જે ફરજો બજાવવાની હોય તેને સંકોચી નાંખીને માત્ર તમારા કુટુંબ અને તમારા દેશ તરફની ફરજો તરફ જ તમને વાળતા હોય તેઓ તમને માત્ર વધુ કે ઓછે અંશે વિસ્તૃત અહંત્વનું જ શિક્ષણ આપે છે અને એ રીતે બીજાઓને તથા તમારી જાતને નુકસાન કરે છે." * * * "કુટુંબ અને જન્મભૂમિ એ બે એક મોટા વર્તુલની અંદર દોરેલાં નાનાં વર્તુલનાં સરખાં છે અને મોટા વર્તુલની અંદર તે બન્નેનો સમાવેશ થઇ જાય છે. જે સીઢીએ તમારે ચડવાનું છે તેનાં તે બે પગથિયાં છે, તેના ઉપર ચડયા વિના તમે વધારે ઉંચે ચડી શકો એ સંભવિત નથી; પરન્તુ તેના ઉપર બસી રહેવું તે તો નિષિદ્ધ કાર્ય છે."

ઉપરના શબ્દોની સાથે પંડિતજીની નોંધપોથીના તા. ૧૧ મી મે ના નીચેના શબ્દો વાંચો: "હે ઇશ્વર! તમે આ સેવકને એવી પ્રેરણાઓથી પ્રેરિત કરો કે જેથી અમારી આર્ય મનુષ્યજાતિનું કલ્યાણ થાય અને લોકો વધારે પવિત્ર અને સારી અસરોને ગ્રહણ કરવાને સમર્થ બને."

"તા. ૧૮ મી સપ્ટેમ્બર—આજે આખો દિવસ મેં વૈશેષિક તત્ત્વજ્ઞાનપદ્ધતિનું વાચન કર્યું. હું ધારૂં છું કે સંસ્કૃત તત્ત્વજ્ઞાનની છ શાખાઓ ઉપર હું નાના નાના ગ્રંથો લખી શકું. તે ગ્રન્થો બન્ને રીતે ઉપયોગી થઈ પડે."

આ વિષય ઉપર તેમની નોંધપોથીમાં છેલ્લી નોંધ તા. ૨૧ મી જાન્યુઆરી ૧૮૮૯ ને દિવસે કરવામાં આવી છે, જે નીચે પ્રમાણે છેઃ—

"શું હું 'સત્યાર્થપ્રકાશ' નું ભાષાંતર ન કરી શકું? અથવા તો શું એક સંસ્કૃત ચોપાનિયું ન કાઢી શકું?"

હા, આ જ તેમનો છેલ્લો નિશ્ચય હતો અને તેને અનુસરીને ૧૮૮૯ ના જુન માસમાં "વૈદિક પત્રિકા" નું સૂચીપત્ર બહાર પાડવામાં આવ્યું હતું. આમાંનો એક ઉતારો કે જેમાં પત્રિકા કાઢવાનો હેતુ દર્શાવવામાં આવ્યો છે તે "વેદોની પરિભાષા" વિષેના પ્રકરણમાં વાચક જોઈ શકશે. પોતાના નિશ્ચય મુજબ ખરેખરી રીતે લોકસેવા બજાવવા માટે આ આકરા અભ્યાસની તેમણે અગત્ય માની હતી અને તેથી જ તે દૂર ઘસડાઇ ગયા તથા તેથી જ તેમનો પ્રાણઘાતક રોગ આગળ વધ્યો અને પરિણામે તેમના આત્માનું ચેતનસ્વરૂપ દુર્ભાગ્યે અને અકાળે બદલાઇ જવા પામ્યું. અફસોસ! અહા! મરણ કેટલું નિર્દય છે?!



# પ્રકરણ ૮ મું.

## પંડિતજીના જીવનનું અંતીમ વર્ષ.



આપણા નાયકના જીવનના બાકી રહેલા સમયમાં આર્યસમાજના પોતાના તથા સામાન્ય જનસમાજને લગતા મોટી અગત્યના સવાલો વિષે પુષ્કળ નાની મોટી હીલચાલો જન્મ પામી હતી. આર્યસમાજીઓની લગભગ સઘળી અગત્યની સભાઓમાં કાંતો ડી. એ. વી. કૉલેજના સંબંધમાં અને કાંતો સમાજના સામાન્ય લાભના સંબંધમાં અસાધારણ ઉત્સાહ અને જુસ્સો જોવામાં આવતો હતો. ડી. એ. વી. સ્કૂલ અને ડી. એ. વી. કૉલેજના અભ્યાસક્રમમાં શુદ્ધ સંસ્કૃત ભાષાના અભ્યાસને સ્થાન આપવું કે નહિ તે વિષે મોટો મતભેદ ઊભો થયો હતો. સમાજનો એક વિભાગ–અગત્યનો વિભાગ એમ માનતો હતો કે એ ખાતું આડે માર્ગે જાય છે અને તેની સ્થાપના કરવાના હેતુઓ નિષ્ફળ જાય છે. તેઓ એટલે સુધી કહેતા હતા કે તે ખાતાના વ્યવસ્થાપકો અને ટ્રસ્ટીઓ વિશ્વાસઘાતનો ગંભીર ગુન્હો કરનારા હતા અને તેથી તેમને ઠપકો આપવાની જરૂર હતી. આ અત્યંત ઉત્સાહી પક્ષ ( જોકે સંખ્યામાં ઘણો નાનો )ના ગરમ મિજાજના આગેવાનોને માટે એવું મનાયું હતું કે તેઓ હાલનું બંધારણ કાઢી નાંખવાને આતુર છે અને મોટું પરિવર્તન કરી નાંખવા માંગે છે; જોકે તે બંધારણને વધારે સારૂં કરવાનાં કાંઈ સાધનો તેમની

પાસે નહોતાં. બિચારા ગુરૂદત્ત વિદ્યાર્થીને આ પક્ષના આગેવાન માનવામાં આવતા અને બીજા પક્ષના ઓછા પ્રૌઢ વિચારના ગૃહસ્થો તો સઘળો દોષ તેમનાપર જ ઢોળી પાડવાને હમેશાં તૈયાર રહેતા હતા. તેમની સ્વાભાવિક નિષ્કપટતા, ભેદયુક્ત રીતિ સાથે સંબંધ ધરાવતી હરકોઇ વસ્તુ તરફ તેમનો સારી પેઠે જાણીતો થએલો સખ્ત ધિક્કાર, તેમનું નીતિબળ અને સાદી ટેવો તથા અભિપ્રાયોઃ એ સઘળા તેમના ગુણોનો લાભ લેવામાં આવ્યો હતો; અને ઉપર જણાવેલા પક્ષે જોડી કાઢેલી કેટલીક અત્યંત મૂર્ખતાભરી વાતો સાથે તેમનું નામ જોડ્યું હતું. તે બાબત ઉપર પંડિતજી સાથે વાત કરવાની મને કેટલીક તક મળી હતી અને તેમણે મને પોતાનું મન ખુલ્લું કરીને સર્વ વાત કહી હતી. તેમણે કારણો બતાવીને સિદ્ધ કરી આપ્યું હતું કે યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો, વકીલો અને જે માણસોની જીંદગીની આબાદી વ્યવહારૂ રીતે દેશની ખુહારીથી—મનુષ્યોના આત્મબળની અધોગતિથી થવા પામે અને પરિણામે મનુષ્યજાતિમાં હંમેશનો કુસંપ પેસવાથી લાભ પામનારા વર્ગનો વધારો થવા પામે તેવાઓની સંખ્યામાં વધારો કરી મેલવા માટે કાંઇ ડી. એ. વી. કૉલેજની સ્થાપના કરવામાં આવી નથી. તેમણે કહ્યું હતુ કે "ડી. એ. કૉલેજ કાંઇ કારકુનો, ન્યાયખાતાના અમલદારો, એન્જીનીયરો અને સરકારી રાજ્યયંત્રણામાં બીજા હલકી પદવીવાળા માણસો પૂરા પાડવા માટે સ્થાપવામાં આવી નથી." તેમણે એમ જણાવ્યું હતુ કે આ ખાતાની મદદ માટેનું ફંડ મેળવવા માટે બહાર પાડેલાં વિનતિપત્રોમાં વારંવાર જે વિચારો દર્શાવવામાં આવ્યા હતા તેમને વળગી રહેવાને આપણે નીતિપુરઃસર બંધાયલા છીએ; તેમજ તે ખાતાનો ખરેખરો હેતુ ભુલાઈ જવો ન જોઇએ એ પણ ખાસ અગત્યની બાબત હતી; અને વળી મૂળ-

તત્ત્વોનો ભોગ આપીને તથા શુદ્ધ સંસ્કૃતના અભ્યાસની અવગણના કરીને લોકપ્રિયતા સંપાદન કરવામાં આવવી જોઇએ નહિ. તેમણે સીધી રીતે એ જ મુદ્દો આગળ કર્યો હતો કે અંગ્રેજી કેળવણીને ભોગે પણ શુદ્ધ સંસ્કૃતના અભ્યાસને માટે વધારે કાળજી લેવામાટે યોગ્ય વખત હવે આવી પહોંચ્યો છે. પંડિતજી એમ માનતા હતા કે વેદો અને વૈદિક સાહિત્યના યથાર્થ અભ્યાસથી જ હાલનો અવ્યવસ્થિત અને ભ્રષ્ટ થયલો હિંદુ જનસમાજ પુનઃ વ્યવસ્થિત થવા પામશે; અને તેથી વૈદિક મતોનો ઉપદેશ કરે તથા મનુષ્યજાતિનો આ જગત્‌-પરનો ઉચ્ચ આશય એક વાર ફરીથી સિદ્ધ થાય તે રીતે જનસમાજને સાહાય્ય કરે તેવા માણસો તૈયાર કરવાના કાર્યમાં સાહાય્યભુત થવું તે જ ખરેખરૂં સ્વદેશાભિમાન છે. પ્રાચીન ભારતવર્ષના વિચારોનું વેદોમાં સમર્થન કરવામાં આવેલું છે એમ તેઓ માનતા અને તેથી જ કેટલાક માણસો એમ કહેતા કે 'પંડિતજી તો હવાઈ કિલ્લાઓમાં રાજ્ય કરવા લાગ્યા છે!' સામા પક્ષ તરફથી પંડિતજીના શબ્દો તરફ જે બેદરકારી બતાવવામાં આવતી હતી અને અંગ્રેજી ભાષા તથા પાશ્ચાત્ય વિદ્યાઓના જ્ઞાનને જે અગત્ય આપવામાં આવતી હતી, તેથી અંગ્રેજી કેળવણીનો સમૂળગો અનાદર કરવાનો માર્ગ પંડિતજીને માટે ખુલ્લો થવા પામ્યો, પરંતુ તેમની ખરી સ્થિતિ ઉપર દર્શાવવામાં આવ્યું તે પ્રમાણે હતી. અંગ્રેજી કેળવણીએ પંડિતજીને પોતાને જે લાભ કર્યો હતો તેનું પોતાને જ્ઞાન હતું, પછી તે અંગ્રેજી કેળવણીનો સમૂળગો અનાદર કેવી રીતે કરી શકે? પાશ્ચાત્ય વિદ્યાઓમાં પોતે પારંગત થયા હતા, તેથી તેમને સંસ્કૃત ગ્રંથોના વિદ્વત્તાભર્યા ખુલાસા કરવામાં મોટી મદદ મળી હતી, તો પછી તે જ વિદ્યાઓની કેળવણી અપાતી અટકાવવાનું સમર્થન તે કેવી રીતે કરી

શકે ? શુદ્ધ સંસ્કૃત ભાષાના અભ્યાસને અગ્રસ્થાન આપીને કેળવણીની પદ્ધતિની રચના કરવી તે માટે તેમની લડત હતી, અને આ રચના સ્વામી દયાનંદે સૂચવેલી રીતિઓને અનુસરીને કરવાની તેમની માંગણી હતી. સ્વામી દયાનંદે રચેલી શિક્ષણપદ્ધતિ પ્રમાણે કેળવાયલા અને સંસ્કૃત શિક્ષણની આધુનિક પદ્ધતિની હવાથી બિલકુલ અદૂષિત રહેલા વિદ્વાન્ ઉપદેશકોની જરૂરીઆત પૂરી પાડવાને માટે પંડિતજીને એમ કહેવું પડતું કે આવી અગત્ય પૂરી પાડવી એ ડી. એ. વી. કૉલેજનાં કાર્યોમાંનું એક અગત્યનું કાર્ય હતું અને જો કૉલેજ તે અગત્ય પૂરી ન પાડે તો તે ગેરવાજબી લેખાય. ડી. એ. વી. કૉલેજે ગ્રહણ કરવી જોઈતી શિક્ષણપદ્ધતિના મહત્ત્વના સવાલ વિષે ટુંકામાં આ પ્રમાણે પંડિતજીનો અભિપ્રાય હતો. દરેક ખરો આર્ય, તે આ બાબતના સંબંધમાં ગમે તે મત ધરાવતો હોય, પણ સામા પક્ષના કેટલાક ગૃહસ્થો તરફથી પંડિતજીના ઉચ્ચ હેતુઓને ખોટા સ્વરૂપમાં દર્શાવવાની જે મૂર્ખાઈ બતાવવામાં આવી હતી તે તરફ તો અંતઃકરણપૂર્વક ખેદ દર્શાવ્યા વિના નહિ રહે. પંડિતજીનાં આ સંબંધી મતો ગમે તેવાં અપરિપક્વ હોય અને કેટલીક ઝીણી બાબતોમાં અવ્યવહારૂ હોય, તોપણ તેમના શુદ્ધ નિઃસ્વાર્થીપણાને નાકબુલ કરવાની તો કોઈ પણ હિંમત ધરી શકશે નહિ. ખરી રીતે પંડિતજીને લીધે કે પંડિતજીની યોજનાને લીધે આ અથડાઅથડી થવા પામી નહોતી, પરંતુ અવિચારી ખોટી સમજાવટ અને અનુદાર ગેરસમજણને લીધે તેમ બન્યું હતું. જાણીતી થએલી વાતચીતમાં જે શબ્દો બેદરકારીથી અને અવિચારપૂર્વક બોલાયલા હોય તેને આતુરતાપૂર્વક ગણીને ગાંઠી બાંધી લેવામાં આવતા હતા અને પછી તે શબ્દોને એક બીજાની ધર્માસ્થાના નમૂના તરીકે જણાવવામાં આવતા હતા. બંને પક્ષોને માઠું લગાડવાનું જોખમ

ખેડીને પણ મારે જણાવવું જોઇએ કે એક બીજાના આશયોને અતિશયોક્તિપૂર્વક ખોટો રંગ ચડાવવો તે કાર્ય બંને પક્ષોને માટે 'અનાર્ય'ના સરખું જ લાગતું હતું, અને એક વખત તો તે ભય અતિગંભીર થઈ પડયો હતો. જે ગૃહસ્થોએ એક બીજાના આશયોને ખોટા સ્વરૂપમાં સમજાવીને પોતાની તોફાની વર્તણુકથી આ પક્ષો પાડયા હતા, તેઓએ "**सबसे प्रीतिपूर्वक धर्मानुसार यथायोग्य वर्तना चाहिये**" અર્થાત્ સર્વની સાથે પ્રાતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તન રાખવું જોઇએ એવું શિક્ષણ ફેલાવતા એક સમાજમાં રહેવું તે તેમને શરમાવનારૂં હતું. એમ કહેવું ન્યાયપુરઃસર છે કે બીજા પક્ષના આગેવાનો અભ્યાસક્રમમાં એકદમ સમૂળગો ફેરફાર કરી નાંખવાની વિરૂદ્ધ હતા. કૉલેજની સાથે એકલું સંસ્કૃત શીખવનારો વર્ગ ખોલવાની દરખાસ્તને તેઓ કબુલ રાખતા નહોતા અને ડી. એ. વી. કૉલેજ સોસાયટીના નિયમોમાંના ત્રીજા નિયમમાં એ સંસ્થાના જે સંયુક્ત હેતુઓ દર્શાવવામાં આવ્યા છે તે હેતુઓમાંથી જરા પણ આઘા ખસવાના વિચાર તરફ તેઓ સખ્ત નાપસંદગી દર્શાવતા હતા. બંને પક્ષોમાં જે ખરો તફાવત હતો તે વસ્તુતઃ એ હતો કે પંડિતજી જે કાંઈ એકીસામટું દાખલ કરી દેવા માંગતા હતા તે દાખલ કરવા માટે હાલનો સમય યોગ્ય છે કે નહિ અને સાધનો પૂરતાં છે કે નહિ તે વિષેનાં મતોમાં જ માત્ર તફાવત હતો. છેવટે સમજુતી કરવામાં આવી હતી અને પંડિતજીની કેટલીક દરખાસ્તોને કાંઈક ફેરફાર સાથે તુરત જ અમલમાં મેલીને અને બાકીની ભવિષ્યમાં કોઈ અનુકૂળ સમયને માટે મુલ્તવી રાખીને સંપની સાંકળ સાંધવામાં આવી હતી.

બીજાઓ ગમે તેમ માનતા હોય પણ હું તો એ મતનો છું કે

ડી. એ. વી. કૉલેજના માધ્યમિક વર્ગો ( middle classes )માં પાણિનીની અષ્ટાધ્યાયી રૂદ્રીનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું તે જ શુદ્ધ સંસ્કૃત અભ્યાસનો એક મોટો વિજય છે અને તેને માટે આપણે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી તથા બીજાઓના અપ્રતિહત યત્નોને માટે તેમના હંમેશના આભારી રહીશું. આ અપ્રતિમ સંસ્થાના ઇતિહાસમાં આ બનાવ નોંધી રાખવાજોગ છે કારણકે હિંદુસ્તાનના કેળવણી વિષયક ઇતિહાસમાં આ ખાતું ખાસ નજરે ચડી આવે એવું છે. "ધીમે પણ દૃઢતાપૂર્વક આગળ વધવું એ જ ખાતરીવાળું અને સહીસલામત પગલું છે" એ સત્ય કથની ભૂલી જવા જેવી નથી. "એકસંપી સુધારા"ને માટે આપણે આયાસો કરીએ છીએ અને એ જ આપણું લક્ષ્યબિંદુ છે. તે લક્ષ્યબિંદુએ પહોંચવાને જે જમીન આપણે ઓળંગી જવાની છે તે જમીન લપસી જવાય તેવી છે અને જેટલી વધુ સંભાળથી આપણે તેના પર પગલું ભરીશું તેટલી વધુ ખાત્રીપૂર્વક રીતે આપણે છેવટે તે લક્ષ્યબિંદુએ પહોંચી શકીશું. "મહેનત કરીને પછી રાહ જોતાં શીખો" એ સોનેરી કાયદો આપણાં અંતઃકરણોની અંદર કોતરી રાખવા જેવો છે.

બીજો મતભેદનો પ્રશ્ન એ હતો કે માંસાહાર કરવો તે વાજબી છે કે ગેરવાજબી છે? તેના સંબંધમાં કેટલાકો એવું અશુભ ભવિષ્ય ભાખે છે કે કદાચ તે જ સવાલ આર્યસમાજના વહાણને ભાંગી નાંખનારો થઈ પડશે. આ વિષય ઉપર પંડિતજીના વિચારો તો જરા પણ અસ્પષ્ટ નહોતા. તે એમ માનતા કે માંસાહાર કરવાની વેદોમાં પરવાનગી આપેલી નથી, એટલું જ નહિ પણ તેને એક પાંપ ગણીને તેની મનાઈ કરવામાં આવી છે. પંડિતજીની આ માનીનતાને સ્વામી દયાનંદ સરસ્વતીના છેલ્લા શબ્દોવડે પુષ્ટિ મળે છે અને વળી આર્ય-

સમાજના અંગભૂતોમાંનો મોટો ભાગ પણ તેજ મતનો છે. સામા પક્ષવાળાઓ જેઓ શારીરિક કારણો દર્શાવીને માંસાહારનો બચાવ કરે છે તેઓ અત્યારસુધી પોતાના કથનની પુષ્ટિમાં એક પણ વૈદિક મન્ત્ર રજુ કરી શકયા નથી. જે આર્યો માંસાહારનો બચાવ કરે છે (અને તેઓની સંખ્યા ઘણી નાની છે) તેઓના આગેવાન મનાતા એક આર્ય સાથે આ વિષય ઉપર મારે વાતચીત થઈ હતી; પરન્તુ તેમને ન્યાય આપવાની ખાતર મારે જણાવવું જોઇએ કે એમનું મત એવું નથી કે માંસાહાર કરવો તે એક પ્રામાણિક કાર્ય છે અને તેથી તેનો સ્વાદ લેવો જોઇએ; કિન્તુ તે એમ માને છે કે માંસાહાર કરવો તે પાપ નથી. આ વિષય ઉપર મારે તેમની સાથે જે કાંઈ વિવાદ ચાલ્યો હતો તે ઉપરથી હું એટલું સમજ્યો છું કે હિંદુઓના માનનીય વૈદ્યક ગ્રંથોમાં અને સુશ્રુત તથા ચરકમાં પણ માંસાહારનું વિધાન કરવામાં આવેલું છે અને તેથી વેદોમાં તેનો નિષેધ કરવામાં આવ્યો હોય તેમ માની શકાતું નથી. આ કથનની પુષ્ટિમાં વેદોમાંથી જ કાંઈ આધાર રજુ કરવાને તે ગૃહસ્થે પોતાની અશક્તિ જણાવી હતી, કારણકે તેમણે કહ્યું હતું કે "મેં વેદો વાંચ્યા નથી." સને ૧૮૮૯ના સપ્ટેમ્બર માસમાં પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી તે વિષય ઉપર એક લેખ લખવા માટે સાધનો એકત્ર કરતા હતા; પરન્તુ કરાળ કાળે જો પોતાનો બાહુ એ દેશભક્ત નર ઉપર ન લંબાવ્યો હોત તો તે વિષય ઉપર પંડિતજી તરફથી કરવામાં આવેલો એક સત્તાવાર ખુલાસો આપણે મેળવવા પામત. તેમની નોંધપોથીમાં એક સ્થળેથી પંડિતજીએ તે વિષયની પુષ્ટિના આધારો એકઠા કરેલા તેની યાદી મેં શોધી કાઢી છે; અને સામાન્ય જનસમાજના ઉપયોગને માટે તેને વિસ્તૃત કરવા ઈચ્છનારાઓના લાભ સારૂ તે યાદી મેં આ પુસ્તકના પરિશિષ્ટમાં પ્રસિદ્ધ કરી છે.

આગલા પ્રકરણમાં સૂચવેલી જે ત્રીજી વિરૂદ્ધતા સામે પંડિતજીને થવાની જરૂર પડી હતી તે વિરૂદ્ધતા "નિયોગ"ના મતને લગતી હતી. ખ્રિસ્તીઓએ તેના ઉપર સખ્ત હુમલો કર્યો હતો અને સ્વામી દયાનંદ ઉપર સર્વ પ્રકારની ગાળો તથા નિંદાનો વરસાદ વરસાવ્યો હતો. તેનો પ્રત્યુત્તર પણ કાંઇ ઓછો સખ્ત નહોતો. પરન્તુ માનનીય પાદરીઓ તરફની સઘળી દલીલો અને તેઓએ કરેલું સઘળું ખંડન ગુરૂદત્ત વિદ્યાર્થીએ સમજાવેલા "નિયોગ"ના સ્પષ્ટ ઉચ્ચાશયયુક્ત સિદ્ધાન્ત આગળ કાંઇ જ વિસાતમાં નહોતું.

હવે આપણે તે જ વર્ષમાં બનેલા બીજા અગત્યના બનાવો તરફ વળીશું. તે વર્ષમાં "મહામંડળીઓ" અથવા તો જૂના મતના મૂર્તિપૂજક હિંદુઓના એક મંડળ "ભારત ધર્મ મહામંડળ" ની સાથે એક ધર્મયુદ્ધ જાગ્યું હતું. લાહોરની આર્યસમાજે 'મહામંડળને' એક ખરેખરો બાદશાહી આવકાર આપ્યો હતો અને આ બન્ને શત્રુરૂપ પક્ષોમાં ઘણાએ યુદ્ધના પ્રસંગો આવ્યા હતા, છતાં પરિણામ સંતોષજનક–ઘણું જ સંતોષજનક આવ્યું હતું. પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ આ વિવાદોમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો અને કેટલાંક નાનાં મોટાં ભાષણો આપ્યાં હતાં.

તા. ૨૬ મી ફેબ્રુઆરી ૧૮૮૯ ના "આર્યપત્રિકા" ના અંકમાં 'મંડળ' દીર્ઘ કાળ ટકે એવી આશા દર્શાવવામાં આવી છે અને તેના અસ્તિત્વનો સત્કાર કરવામાં આવ્યો છે. તે જ લેખમાં એવું જણાવવામાં આવ્યું છે કે આ ધર્મયુદ્ધથી લગભગ ૨૦ નવા અંગભૂતો લાહોરની આર્યસમાજમાં દાખલ થયા હતા.

તે જ માસની ૨૩ મી તારીખે પંડિતજીએ "બ્રહ્મચર્ય અને

કેળવણી" એ વિષય ઉપર ગુજરાનવાલા આર્યસમાજના વાર્ષિકોત્સવ પ્રસંગે ભાષણ આપ્યું હતું. તે સંબંધે એટલું જ કહેવું બસ છે કે તે ભાષણ પંડિતજીના નિત્યના ભાષણના જેવું જ છટાદાર હતું.

ફરી મે માસમાં "ધર્મમંડળ" વાળા સાધુ કેશવાનંદના હુમલાઓથી લાહોર ચળવળી રહ્યું હતું. સાધુ કેશવાનંદે એમ સિદ્ધ કરવાનો યત્ન કર્યો હતો કે વૈદિક મંત્રો "યૌગિક" નહોતા. આ કથનનું ખંડન પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ એક ભાષણ આપીને કર્યું હતું અને તે ભાષણે લાહોરના જનસમાજ ઉપર ઘણી ઉંડી અસર નીપજાવી હતી. ત્યારપછી થોડે વખતે લાહોર ધર્મસભાએ પંડિતજીને સંસ્કૃતમાં બોલવાનું આહ્‌વાન કર્યું અને પંડિતજીએ સંસ્કૃતમાં એક શીઘ્ર ભાષણ આપીને શ્રોતાઓને ચકિત કરી નાંખ્યા હતા. તે ભાષણ એક કલાક કરતાં વધારે વખત ચાલ્યું હતું અને તેમાં અગાધ વિદ્વત્તા તથા શાસ્ત્રોની પુષ્કળ માહિતી સમાવવામાં આવી હતી.

આ જ દિવસોમાં એક "ઉપદેશક વર્ગ" ઉઘાડવાની હીલચાલ પંડિતજીએ પોતાના અશ્રાન્ત સ્વભાવને અનુસરીને ચાલુ કરી હતી, અને હાલના "ઉપદેશક વર્ગ ફંડ"નું અસ્તિત્વ પણ તે જ પવિત્ર હસ્તોએ કરેલા યત્નોને આભારી છે. એક ખાસ "વૈદિક વર્ગ પરિપોષક મંડળી" રચવામાં આવી હતી અને સાધુ રામાનંદને તે માટે ફંડ એકઠું કરવાને જૂદે જૂદે સ્થળે મોકલવામાં આવ્યા હતા. બીજી એક અત્યન્ત મહેનતવાળી અને ભારે ફરજ પંડિતજીએ 'અષ્ટાધ્યાયી' શિખવવા માટે એક "મહાભાષ્ય વર્ગ" ઉઘાડવાને લગતી માથે લીધી હતી. આ વર્ગમાં આર્યસમાજના ઘણા જ ચંચળ યુવકો દાખલ થયા હતા અને તેની સફળતાને માટે મોટી આશાઓ બાંધવામાં આવી

હતી. મે માસમાં "વૈદિક પત્રિકા"નું સૂચીપત્ર બહાર પાડવામાં આવ્યું હતું અને તા. ૧ લી જુનને દિવસે પત્રિકાનો પહેલો અંક પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. આ પત્રિકા સંબંધે હું હવે પછી બોલવા ધારૂં છું અને તેથી અત્ર તે વિષે કાંઇ જ કહેતો નથી.

સને ૧૮૮૯ ના એપ્રિલ માસમાં મી. ઓમન રજાપરથી પાછા આવતાં પંડિતજી લાહોરની સરકારી કૉલેજના પ્રોફેસરના ઓદ્ધામાંથી છૂટા થયા હતા; અને જેવા તે છૂટા થયા કે તુરત જ તેમણે ખરેખરૂં સાક્ષરજીવન ગાળવાનો જ નિશ્ચય કર્યો. એક મિત્ર જણાવે છે કે તેમણે પ્રવૃત્તિમય જીવનમાંથી નિવૃત્ત થઇને વાનપ્રસ્થ જીવન ગાળવાનો દીર્ઘ વિચાર કરી રાખ્યો હતો, પરંતુ તેમનું કુટુંબ તેમને એમ કરવા દેવામાં વિઘ્નરૂપ થઈ પડયું અને તેથી છેવટે તેમણે પત્રો લખવામાં જીવન ગાળવાનો નિશ્ચય કર્યો. "વૈદિક પત્રિકા" ના વાચકોને માટે તેમણે જે સખ્ત કામ અને ચાલુ મહેનત માથે લીધી હતી તેથી તેમના આરોગ્યનો નાશ થયો અને ક્ષય રોગે ઘર ઘાલ્યું. પોતાની "વૈદિક પત્રિકા"ને માટે પ્રો. મેક્સમુલરના સઘળા ગ્રંથો, ન્યાય, મીમાંસા, આર્ય તત્ત્વવિદ્યામાં વૈશેષિક અને યોગ, નિરૂક્ત, સ્વામી દયાનંદનું વેદોપરનું ભાષ્ય, પતંજલિનું મહાભાષ્ય, મનુસ્મૃતિ, અને બીજા સંખ્યાબંધ પુસ્તકો પંડિતજી વાંચી ગયા હતા. તેમની પત્રિકાના બીજા અંકપરથી તેમણે માથે લીધેલા કાર્યમાં તેમની નિઃસંશય સફળતા જણાઇ આવી હતી. જુલાઇ માસમાં તેમણે એવી ફરિયાદ કરી હતી કે "મારામાંથી કાંઇ વિદ્યુત્ જેવું તેજ ચાલ્યું જાય છે" અને ઑગસ્ટની શરૂઆતમાં તો તેમને શરદી લાગુ પડી. આ શરદીની પાછળ ઉધરસ અને તાવ દાખલ થયો; અને એ પ્રમાણે તે ત્રણે દર્દો સપ્ટેમ્બર માસના પહેલા અડવાડિયા સુધી પંડિતજીને પીડા

ઉપજાવતાં રહ્યાં. તે વખતે તેમણે ટેકરીઓપર હવા ખાવા જવાનો નિશ્ચય કર્યો. ભાગ્યયોગે જે દિવસે હું લાહોર જઈ પહોંચ્યો તે દિવસે તે મરી ખાતે જવાનો વિચાર કરતા હતા. તેમણે મને પણ પોતાની સાથે મરી ખાતે આવવા સમજાવ્યું અને અમે બન્ને ત્યાં જવા નીકળ્યા. બીજે દિવસે મરી જઇ પહોંચ્યા. સરદાર ઉમરાવસિંગની મેમાનગીરીથી અમને મરી જેવા હવા ખાવાને સ્થળે લગભગ સર્વ પ્રકારનાં સુખસાધનો પ્રાપ્ત થયાં. ત્યાં હું એક અઠવાડિયું રહ્યો હતો, જેટલા વખત દર્મિયાન અમે ઘણી વાર લાંબે સુધી પગે ચાલીને ફરવા જતા; પરન્તુ હું કળી ગયો હતો કે પંડિતજીનું બળ હવે જતું રહ્યું હતું. તેમને વારંવાર તાવ ચડી આવતો અને ઉપર જણાવેલી ક્રૂર શરદી તેમને બિલકૂલ છોડી ગઇ નહિ. અહીં તે મનુસ્મૃતિ, ચરક અને સુશ્રુત હમેશાં વાંચતા. મરીથી તે પેશાવર ગયા અને ત્યાંની આર્યસમાજના વાર્ષિકોત્સવમાં ભાગ લેઇ વેદો ઉપર એક ભાષણ આપ્યું. વાર્ષિકોત્સવ પછી પણ તે અહીં પાંચ દિવસ રોકાયા અને "પુનર્જન્મ"ના વિષય ઉપર બે કે ત્રણ વધુ ભાષણ આપ્યાં હતાં. પેશાવરથી સીધા તે લાહોર આવ્યા અને માંદગીને બિછાને પટકાઈ પડયા જેમાંથી તે પુનઃ બેઠા ન જ થયા.

નવેમ્બર માસમાં લાહોર આર્યસમાજના વાર્ષિકોત્સવ પ્રસંગે મેં તેમને જોયા હતા, અને હું જાણીને આનંદ પામ્યો હતો કે તે હજી કેવળ નિરાશા ઉપજાવે તેવી અવસ્થામાં નહોતા. ડી એ. વી. કૉલેજ માટેનો તેમનો પ્રેમ કેટલો બધો હતો તેનું માપ એટલા ઉપરથી જ કાઢી શકાશે કે તે કૉલેજની મેનેજીંગ કમિટીની બેઠક તે પ્રસંગે ભરવામાં આવતાં પંડિતજી પોતાનું માંદગીનું બિછાનું છોડીને તેમાં હાજરી આપવા માટે ગયા હતા; કોણ જાણતું હતું એ હાડ-

પિંજર જેવું શરીર તે બેઠકમાં હાજર થએલાઓના મગજ ઉપર ધર્મ-વીરતા અને આત્મભોગની ઉંડી છાપ બેસાડવાને માટે જ ત્યાં આવ્યું હતું? આ પછી તુરત જ પંડિતજી પોતાના મિત્રોની બહુ વિનતિથી ગુજરાનવાલા ખાતે ગયા હતા અને ત્યાં ડા. ફત્તેહચંદની સારવાર હેઠળ તેમને રાખવામાં આવ્યા હતા. તે વિદ્વાન્ ડાકટરે પંડિતજીની સારવાર ઉપર જે સંભાળભર્યું ધ્યાન આપ્યું હતું તે માટે અહીં હું તેમનો જાહેર રીતે આભાર માનવાની તક લઉં છું અને ડા. ફત્તેહ-ચંદની સારવાર નિષ્ફળ ગયા પછી જ પંડિતજીની તબીયત સુધરવાની આશાઓ ક્ષીણ થવા લાગી હતી. તેમની માંદગીથી સર્વ તરફથી એકસરખી દિલસોજી ખેંચાઈ આવી હતી અને તેમના મિત્રોએ તથા પ્રશંસકોએ તેમને માટે નાણાં ખર્ચવામાં કે ઉપાયો કરવામાં જરા પણ કસર રાખી નહોતી. તે માટે હું તેઓનાં કાંઇ જ વખાણ કરવાની ધારણા રાખતો નથી, કારણકે તેઓએ માત્ર પોતાની ફરજ જ બજાવી હતી. સને ૧૮૯૦ ના જાન્યુઆરી માસમાં તેમને ફરીથી લાહોર લાવવામાં આવ્યા અને એક બંગલો ખાસ ભાડે લેઇને તેમાં તેમને સગવડપૂર્વક રાખવામાં આવ્યા. લાહોરના જાણીતા વૈદ્ય મહૂમ પંડિત નારાયણદાસે તેમની સારવાર કરવાનું શરૂ કર્યું. બીજા કેટલાક જાણીતા વૈદ્યો પણ જૂદે જૂદે સ્થળેથી આવ્યા હતા અને તેઓમાંના કેટલાકે પોતાની દવાઓ અજમાવી, પણ તે દવાઓએ કાંઈ જ અસર કરી નહિ. તેમનું કુટુંબ લાહોર ખાતે આવી પહોંચતાં તેમને પુનઃ શહેરમાંના તેમના જૂના મકાને લેઈ જવામાં આવ્યા હતા અને ત્યાં પણ પંડિત નારાયણદાસની સારવાર કેટલોક વખત ચાલુ રહી. દરેકે દરેક વૈદ્યની સારવાર નિષ્ફળ જવાને લીધે તેમના મિત્રોએ બહાર-ગામ ખાતે કોઇ હુશિયાર વૈદ્યને શોધવા માંડયો અને છેવટે જગ્ન્નંધ-

રનો કોઈ હકીમ શેર અલી જડી આવ્યો. તેની સારવાર તો મોટા ચમત્કારો બતાવવા લાગી અને લગભગ એક અઠવાડિયામાં તો પંડિતજીની સંપૂર્ણ તંદુરસ્તી માત્ર થોડા દિવસોની વાત સરખી જ થઈ પડી. પણ ના! તે માત્ર એક ભ્રમણા હતી. પંડિતજીના દર્દે ફરી ઉથલો ખાધો અને તેમાંથી તે બિલકુલ સાજા થયા નહિ. માંદગી દર્મિયાન પંડિતજીએ દુઃખ ખમવાની અસાધારણ શક્તિ બતાવી હતી અને કદી એક નિસાસો સરખોએ મૂક્યો નહોતો. વારંવાર તે બીજાઓ પાસે ઉપનિષદો વંચાવીને સાંભળતા હતા અને તેમના મરણની રાત્રે પણ તેમના પ્રિય મિત્ર પંડિત રેમલદાસ તેમને ઇશોપનિષદ્ વાંચી સંભળાવતા હતા. તે રાત્રિનો મોટો ભાગ તેમણે ધ્યાનમાં અને પરમાત્મચિંતન કરવામાં ગાળ્યો હતો. તેમના કાકા તેમને ભજનો ગાઈ સંભળાવતા હતા અને જાણીતું "શાન્તિ સરોવર"નું ભજન તે રાત્રે ગવાયું હતું. તે પોતાની મેળે વૈદિક મંત્રનો જાપ કરી રહ્યા હતા અને દેહત્યાગની ક્ષણ સુધી ચિત્તની એકાગ્રતા રાખી રહ્યા હતા. માત્ર એક-બે પળોમાં જ તેમણે દેહત્યાગ કર્યો હતો. આ પ્રમાણે અત્યંત દુઃખ સહન કર્યા પછી તેમણે સને ૧૮૯૦ ના માર્ચ માસની ૧૯ મી તારીખે પ્રભાતમાં ૭ વાગતાં ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો. તેમના મરણના સમાચાર સાંભળતાં લાહોરના નાગરિકોમાં અમીત શોક વ્યાપી રહ્યો હતો અને તેમની ખોટથી આખા જગતમાં દિલગીરીનો પ્રચાર થઇ રહ્યો હતો. પંજાબ પ્રાંતની સર્વ દિશાઓમાં તેમના મરણના દુઃખદાયક સમાચારે ગમગીનીની લાગણી ઉત્પન્ન કરી હરી. અંગ્રેજી અને ઉર્દૂમાં પ્રસિદ્ધ થતાં જૂદાં જૂદાં વર્તમાનપત્રોએ, પંડિતજીના મરણથી દેશ ઉપર જે આફત આવી પડી હતી તેને લગતા ઉદ્દગારો સાથે, તેમના મરણની જે

સંખ્યાબંધ નોંધો પ્રસિદ્ધ કરી હતી તેમાંથી થોડી ચુંટી કાઢીને આ નીચે આપવામાં આવે છે, જે ઉપરથી દેશમાં ફેલાઇ રહેલી ગમગીનીનો ખ્યાલ વાચકને આવી શકશે.

તા. ૨૫ મી માર્ચ ૧૮૯૦ ના "આર્યપત્રિકા"ના અંકમાં શોકદર્શક અગ્રલેખ પ્રસિદ્ધ થયો હતો, તેમાંથી આ નીચે ઉતારો કરવામાં આવે છે:—

## "આપણને પડેલી ખોટ."

"એક માણસ-એક અસાધારણ માણસ-એક અસાધારણ શક્તિઓવાળો અને સંસ્કૃત ભાષાનો ખરેખરો તથા અગાધ વિદ્વાન્, પ્રાચીન ઋષિ-મુનિઓનો એક ખરો વંશજ, પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી જે આર્યસમાજના અને સમસ્ત દેશના ગર્વરૂપ તથા આભૂષણરૂપ હતો તથા સત્ય અને જ્ઞાનનું મૂલ્ય સમજનારાઓના અભિમાનરૂપ હતો તે આપણી વચ્ચેથી જતો રહ્યો છે! હા! તે ઉચ્ચાત્મા હવે કોઈ સ્થૂલ દેહમાં રહ્યો નથી! શું જુવાન કે શું વૃદ્ધ આપણને સઘળાને તેમની ખોટ પડી છે; અરે, પણ તે આપણને છોડી ગયા છે એ ચોક્કસ છે એમ હજી આપણું હૃદય માની શકતું જ નથી! આપણને પડેલી મોટી અને અસાધારણ પ્રકારની ખોટ મગજ ઉપર એવી અસર ટકાવી રાખે છે કે જાણે હજી તે આપણી વચ્ચે જીવતા હોયની! અરે! તેમના જેવો મહાપુરૂષ હવે ફરી આપણે કયારે જોઈશું? એવો વિદ્વાન્ અને બુદ્ધિશાલી, નીતિમાં અને બુદ્ધિમાં એટલો ઉચ્ચ, એવો ધીરજવાન અને ક્ષમાવાન અને તે સાથે પાખંડી મતના દરેકે દરેક સ્વરૂપને બારીકાઈથી પિછાણી લેનાર નર પુનઃ આપણે કયારે જોવાને ભાગ્યશાળી થઈશું? જેના આત્માના

અણુએ અણુએ સત્યના પ્રકાશનો—વૈદિક ધર્મના સનાતન મૂળ તત્ત્વોનો—પ્રચાર કરવાની ઈચ્છા, તથા એક વાર ફરીથી જગતને પરમાત્માની સમક્ષ તેના જ શબ્દો દ્વારા તથા તેના શબ્દને જાણનારાઓ અને સમજનારાઓ દ્વારા દાખલ કરાવવાની જિજ્ઞાસા વ્યાપી રહેલી હતી તેના જેવા એક નરવીર પુરૂષને પુનઃ આપણે ક્યારે જોઇશું ? ઓ ગુરૂદત્ત વિદ્યાર્થી ! આ સમયે તારી ખોટ અનિવાર્ય થઈ પડી છે; અરે ! તું તારી પાછળ એવો એક પણ માણુસ મૂકી જતો નથી કે જે તારે કરવાનું હતું તે કામ ઉપાડી લે અને કરી શકે !

“અરે યુવક ! તારો આત્મા સત્યતઃ ઉચ્ચ આત્મા હતો અને તારૂં ટૂંકું જીવન ઝળહળતા પ્રકાશવાળું હતું, જોકે તું તે કાંઈ જ જાણતો નહોતો ! ખરી રીતે અને વાજબી રીતે તારૂં જીવન પ્રકાશયુક્ત હતું, કારણકે તારા આશયો અતિ ઉચ્ચ હતા. ગૌતમ, પતંજલિ, વ્યાસ, યાજ્ઞવલ્કય, અને સ્વામી દયાનંદ જેવાઓને તું તારા જીવનના આદર્શરૂપ જોતો અને તું તેઓના (ગ્રંથોના) સમાગમમાં રહેવામાં તથા તેમના વિચારોથી દોરાવામાં જ આનંદ માનતો ! આટલું ઉચ્ચ અને આટલું આશા આપતું જીવન પણ શું આટલું વહેલું ખૂટી ગયું ?! તારામાં અમે કેવી કેવી આશાઓ રાખી હતી ? અને જો જગતનિયન્તા મહાન્ પ્રભુએ તને વધુ વખત જીવતો રહેવા દીધો હોત તો સત્યના વિજયને માટે તેં શું શું ન કર્યું હોત ? પણ ઈશ્વરેચ્છા બલીયસી છે. તારો આત્મા અત્યારે અનંત સુખમાં વિરાજી રહ્યો છે અને સ્થૂલ દેહના પાશથી તે મુક્ત થયો છે તે સત્ય જ છે, પરન્તુ અમને એવી ઇચ્છા થયા વિના રહેતી નથી કે તે બધાને બદલે તું જો અમારી વચ્ચે વધુ વખત જીવ્યો હોત તો સારૂં હતું ! તોપણ

અમારે વિલાપ કરવો ન જોઇએ, કારણકે તારો આત્મા અનંત સમયસુધી મુક્તિસુખને પ્રાપ્ત થાય તે પહેલાં એક વાર ફરીથી જો તું જન્મવાનો જ છે, તો સત્યનો જયઘોષ વધુ ગજાવવાને તારી શક્તિઓમાં સો ગણો વધારો કરીને તુ અવશ્ય અમારી પાસે આવશે !

"પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી ચાલતા માસની ૧૯ મી તારીખે રહવારના લગભગ સાડાસાત વાગતાં આપણને છોડી ગયા છે. આપણા દેશમાં સાધારણ થતા જતા ક્ષયના ભયંકર રોગથી તેમનું મરણ થયું છે. પણ પંડિતજીનું જીવન જેવું નીતિમાન્ અને ધર્મોત્સાહયુક્ત હતું તથા આપણને મનન અને અનુસરન કરવા યોગ્ય હતું તેને યોગ્ય જ તે ઉચ્ચાત્માના ઇહિલોકના ત્યાગસમયનો દેખાવ હતો. તે છ માસ સુધી માંદગીના બિછાનામાં રહ્યા હતા તે સઘળો વખત તે હમેશાં શાન્ત, ગંભીર અને દર્દોની પીડાની વચ્ચે પણ અડગ જણાતા હતા. રોગની ગમે તેવી પીડામાં પણ તેમના વીર આત્માએ આંતર્ દુઃખનો જરા પણ ઉદ્ગાર કાઢ્યો નહોતો. જે તાવ તેમના શરીરના મુખ્ય ભાગરૂપ થઇ પડ્યો હતો તેના સખ્તમાં સખ્ત હુમલાઓ વખતે પણ સ્વલ્પ સમયની દુઃખમુક્તિ થઇ હોય તેવા તે ગંભીર અને અરક્ત જેવા હિસતા હતા. એક ખરેખરા આર્ય તરીકે દુઃખ કેવી રીતે સહન કરવું તે તે જાણતા હતા. તે મહાન્ પ્રભુ અને જગત્કર્તાની ઇચ્છાને કેવી રીતે વશ થવું તે તે જાણતા હતા, કારણકે તેમણે સ્વામી દયાનંદના અંતસમયનું ઋષિજીવન નિહાળ્યું હતું. તે પ્રકારનું ઋષિજીવન જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે આનંદપૂર્વક તથા પૂજ્યબુદ્ધિપૂર્વક પોતાની જાતે ગાળવું એવી તેમને ટેવ હતી. હે ગુરૂદત્ત વિદ્યાર્થી ! તારી પેઠે મરણ પામવાની અને તારી પેઠે દર્દ સહેવાની લાલસા કોને ન થઇ આવે ?

"જે પળે તે ઉચ્ચાત્માએ મૃત્યુલોકનો ત્યાગ કર્યો તે જ પળે, 'આપણો પ્રિયબંધુ જગત્ના મહાન્ પિતા પાસે ચાલ્યો ગયો છે' એવા ખબર જ્યાં જ્યાં આર્યોની વસતિ હતી ત્યાં ત્યાં શહેરની દરેક શેરીએ અને દરેક ખૂણે ફેલાઇ ગયા હતા અને બે કલાકમાં તો તે માઠા ખબર દાવાનળની પેઠે આખર શહેરમાં પ્રસરી ગયા હતા. ડી. એ. વી. કૉલેજ તે દિવસે બંધ રાખવામાં આવી હતી. તે દિવસે રવિવાર નહોતો કે બીજો કોઇ તહેવાર નહોતો, તે છતાં નવ વાગ્યા પહેલાં ૫૦૦-૬૦૦ માણુસ પંડિતજીના ઘર આગળ એકઠું થઇ ગયું હતું. તેઓ સઘળાના ચહેરા શોકાતુર અને પડી ગએલા હતા. કેટલાક આ મહાહાનિનો વિચાર કરવામાં મુંગા અને ગુમ બની ગયા હતા, કેટલાક મુંગા મુંગા આંસુ વર્ષાવતા હતા અને બીજાઓ તે યુવાન્ મહાશય પુરૂષના અતુલ બુદ્ધિ-ચાતુર્ય વિષે વાતચીત કરતા હતા. અરેરે! મરનારનાં વૃદ્ધ માતુઃશ્રીના હૃદયવિદારક વિલાપ સાંભળીને કોનું હૃદય પીગળી ગયા વિના રહે! તેમના સઘળા પુત્રોમાં માત્ર ગુરૂદત્ત વિદ્યાર્થી જ તેમને માટે જીવતા રહેવા પામ્યા હતા અને તે જ તેમનું છેલ્લું સંતાન હતું જે તેમને ઉતરતી ઉમરે પ્રાપ્ત થયું હતું! માતાનું હેત સર્વદા અગાધ હોય છે, પરન્તુ જે બાળક તેને પોતાની ઉતરતી અવસ્થાએ પ્રાપ્ત થયું હોય છે અને જે આગળ જતાં અત્યંત માનભરી અવસ્થાને પામે છે, તેના પરનું માતાનું હેત તો તે કરતાંએ વધારે ઉંડું અને પવિત્ર હોય છે. હે માતા-અને હા! અમોને તો તું માતા કરતાં પણ વિશેષ છે કારણકે તેં ગુરૂદત્ત વિદ્યાર્થી જેવા મહાવીર નરને જન્મ આપ્યો છે-તને ખરેખર એવી મોટી ખોટ ગઇ છે કે જે ખોટનું ખરૂં મહત્ત્વ કોઈ પણ સમજી શકે નહિ અને એક માતા સિવાય બીજું કોઇ તેથી ઉત્પન્ન થતું દુઃખ સમજી શકે પણ નહિ. પણ ખાત્રી રાખજે કે તારો પુત્ર

કેવળ ખોવાઇ ગયો નથી; પરન્તુ જગત્કર્તા ઇશ્વરના દરબારમાં તે સુખી અવસ્થામાં વિરાજે છે; અથવાતો જો તે એક વાર ફરીથી આ જગત્માં પોતાના અનંત સુખનો ઉપભોગ કરવાને આવતો હશે, તો તે એક ખરેખરો ઋષિ થશે કે જે લાખો જીવોનો ઉદ્ધારક બનશે!

"દશેક વાગતાંને શુમારે પંડિતજીનું શબ સ્મશાનમાં લેઇ જવાની તૈયારીઓ થવા લાગી હતી. એકઠા થએલા લોકોમાંના ઘણાઓએ એવી સૂચના કરી કે પંડિતજીની મૃતાવસ્થામાં છબી લેવી, કારણકે આ વખતે લેવામાં આવેલી છબી સઘળાઓને એવો અમૂલ્ય બોધ આપનારી થઇ પડશે કે મનુષ્યની સઘળી મહત્તાનો છેવટે અંત જ આવે છે અને માત્ર ઇશ્વર તથા તેની પ્રભુતા જ અજરામર છે! ઘણી અગત્યની બાબતોનો વિચાર કરીને આ સૂચનાની સામે વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. એ સૂચના કરનારાઓએ ત્યારપછી એવો આગ્રહ કર્યો કે બીજું કાંઇ નહિ તો છેવટે શબ બળતું હોય તેની અને તે સાથે એકઠા થએલા લોકોની તો અવશ્ય છબી લેવરાવવી. આ સૂચનાની સામે વાંધો ઉઠાવવામાં આવ્યો નહોતો, પરન્તુ તેવી છબી કાંઇ પણ ફળ વિનાની જણાવવામાં આવી હતી, કારણકે મરણ પામનારની એક છબી તો હતી જ અને તે જુવાન પુરૂષની આ (મૃત) સ્થિતિપરથી જેઓ બોધ ગ્રહણ કરવાની ખરી જિજ્ઞાસાવાળા હોય તેઓ તો તેમના જીવનના બનાવોને ચિત્તમાં ઉતારીને પણ તેવો બોધ ગ્રહણ કરી શકે. સઘળું સરઘસ લગભગ સાડાદશ વાગતાં નીકળ્યું હતું. એકઠા થએલા લોકોની સંખ્યા એ વખતે લગભગ ૭૦૦ જેટલી થઇ ગઇ હતી. આ ટોળું "શાહઆલમી બજાર" માં થઇને પસાર થયું હતુ અને જેમ જેમ તે આગળ વધતું જતું હતું તેમ તેમ લોકોની સંખ્યા તેમાં ઉમેરાતી જતી હતી. બજા-

રની બન્ને બાજુની દુકાનોમાં લોકો હારબંધ ઊભા હતા. તેઓ સમાજની ભજનમંડળી અને ડી. એ. વી. વિદ્યાર્થીગૃહના વિદ્યાર્થીઓ તરફથી ગવાતા અને બોલાતા ભજનો તથા વેદમંત્રોના પ્રસંગૌચિત્ય વિષે વખાણ કરતા હતા અને આવો એક મહાશક્તિમાન્ પુરૂષ તથા સંસ્કૃતનો એક મહાવિદ્વાન્ ૨૫ વર્ષની યુવાન વયે ઉડી જાય તે માટે અંતઃકરણપૂર્વક શોક દર્શાવતા હતા. આખા બજારમાં માળ ઉપર ઊભેલા લોકો શબવાહિની ઉપર પુષ્પોનો વરસાદ વરસાવતા હતા. આખા બે કલાક પછી, અગત્યનાં સ્થળોએ થોભીને, જ્યારે શબવાહિની ખુલ્લા મેદાનમાં આવી પહોંચી, ત્યારે સરઘસમાંનાં માણસોની સંખ્યા ઓછામાં ઓછી એક હજારની હતી. જ્યારે શબને સ્મશાનભૂમિપર મૂકવામાં આવ્યું ત્યારે મધ્યાહ્ન તો ક્યારનોય થઈ ગયો હતો અને લગભગ એક વાગવા આવ્યો હતો. દહનક્રિયાના નિયમો પ્રમાણે વેદી રચીને પછી ચિતા ખડકયા બાદ શાસ્ત્રોક્ત નિયમોને અક્ષરશઃ અનુસરીને શબનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો. ઘી વગેરે જે સઘળી સામગ્રી શબની સાથે બાળી નાંખવામાં આવી હતી તે લગભગ ૬૦ રૂપિયાની કિંમતની હતી. શબ સંપૂર્ણ રીતે દગ્ધ થઇ ગયા પછી પ્રસંગોચિત એક ટૂંકી પ્રભુપ્રાર્થના લાલા હંસરાજે કરી હતી અને પછી લોકોએ સ્નાન કરવા તથા ગૃહ પ્રતિ પાછા ફરવા માટે સ્મશાનભૂમિનો ત્યાગ કર્યો હતો."

તા. ૧૯ મી માર્ચ ૧૮૯૦ ના "ટ્રિબ્યુન" ના અંકમાં પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીના મરણની ખબર જાહેર કરતાં એમ જણાવવામાં આવ્યું હતું કે "કાળના ક્રૂર બાહુએ પંજાબના ચપળ પુત્રોમાંથી બીજા એકનું હરણ કર્યું છે." ફરી તે જ પત્રના તા. ૨૨ મીના અંકમાં

એક લંબાણુ નોંધ લખવામાં આવી હતી, જેમાંથી હું નીચે પ્રમાણે ઉતારો કરૂં છું.

" અમારા ગયા અંકમાં પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ. ના ગઇ તા. ૧૯ મી માર્ચની સવારે નીપજેલા શોકજનક મરણની નોંધ લેવાનું દિલગીરીભર્યું કાર્ય અમોને કરવું પડયું હતું. તેમના મરણથી પંજાબમાં સર્વત્ર એકસરખો શોક ફેલાઇ રહ્યો છે, કારણકે તેમનું જીવન ઘણી સારી આશાઓ આપનારૂં હતું. જે આર્ય-સમાજનો તે એક ચળકતો તારલો હતો, તેને તો તેની એક અનિ-વાર્ય ખોટ પડી છે અને સમસ્ત દેશને તેમની ખોટ મોટી—ખરેખર ઘણી મોટી થઇ પડી છે." તેમના જીવનની થોડીક વિગતો આપીને તે નોંધમાં આગળ જણાવવામાં આવ્યું છે કે "પોતાની બુદ્ધિશક્તિથી તે સહેલાઇથી હરકોઇ ધંધામાં દાખલ થઇ શકત અને તેમાં સારૂં નામ મેળવી શકત, પરન્તુ બહારની દુનિયાના ઘોંઘાટ—ગરબડાટ કરતાં તેમણે અભ્યાસની શાંતતાને વિશેષ પસંદ કરી હતી અને પોતાની સર્વ શક્તિપૂર્વક તેમણે સંસ્કૃત ભાષાના અભ્યાસને જ પોતાની જાત અર્પણ કરી હતી. તે અભ્યાસમાં તે ચમત્કારિક રીતે આગળ વધતા હતા, પણ એવામાં પ્રભુને તેમને બોલાવી લેવાનું જ ગમ્યું! ખરેખર તે એક અતુલ જુસ્સાવાળા પુરૂષ હતા. તેમના તીવ્ર જુસ્સાએ જ તેમને દગ્ધ કરી નાંખીને તેમના શારીરિક બંધારણને ખોખરૂં કરી નાંખ્યું હતું. આરામ લેવો એટલે શું તે તો તે સમજતા જ નહિ. એકી સામટા ૮ કે ૧૦ કલાક સુધી સખ્ત અભ્યાસ કર્યે જવો, સાંજે પોતે પોતાના મકાનમાં ઉઘાડેલા સંસ્કૃત વર્ગમાં શિક્ષણ આપવું અને રાત્રે મોડે સુધી પોતા પાસે ટોળાબંધ આવતા લોકોની સાથે જૂદા જૂદા ધર્મ અને મતના ગુંચવણભર્યા સવાલો વિષે વિવાદ ચલાવવો, એ સઘળું કામ

તેમના વજ્ર સરખા શારીરિક બંધારણને પણ વીંખીપીંખી નાંખવાને બસ હતું; અને આટલું જ કાંઇ બસ નહોતું. અંગ્રેજી અને હિંદી બંનેમાં તે અત્યંત સુભાષિત અને અસરકારક પંજાબી ભાષણકર્ત્તા હતા, અને એ દિશામાં તેમની સેવાની આર્યસમાજને હરહંમેશ જરૂર પડતી હતી. એકાદ મોટું ભાષણ તેમણે ન આપ્યું હોય તેવો ભાગ્યે જ કોઇ મહિનો પસાર થતો અને તે ભાષણના દરેક વાક્ય ઉપર સમાજના અંગભૂતો તે પછી મહિનાઓ સુધી વિવાદ ચલાવતા. ડી. એ. વી. કૉલેજની હીલચાલની સફળતા તેમના ઉત્તેજક ભાષણો અને ફંડ માટેની જાહેર ખબરોને કાંઈ થોડી આભારી નથી. તેમની કલ્પના-શક્તિ મોટી હતી, તેમની બુદ્ધિ અતિગ્રાહી હતી અને વળી તે એક અનુકરણ કરવાયોગ્ય નર હતા. ચર્ચા કરવામાં આ પ્રાંતમાં તેમના સરખા બહુ જ થોડા હતા. તેમની માનસિક તથા વાચિક શક્તિઓ સંપૂર્ણ રીતે ખીલેલી હતી અને તે કોઇ પણ બાજુએ ગેરવાજબી રીતે ઢળી પડતા નહિ. તેમની વર્તણુક એક પણ ખોડ વિનાની અને પવિત્ર હતી તથા તેમની જીવન ગાળવાની રીત દેહદમન કરવા જેટલી હદ સુધી કેવળ સાદી હતી. તેમનો હંમેશાં હસતો ચહેરો કે જેમાંથી બુદ્ધિનાં કિરણો સ્ફુરતાં હતાં તે તેમના દિલસોજ અને નિષ્કપટ અંતઃ-કરણને જ ખરી રીતે સૂચવતો હતો. જે સમાજની સાથે તે જોડાયલા હતા તેના કાર્યભારમાં તેમણે કાંઇ બહુ વ્યવહારૂ ભાગ લીધો નહોતો, પરન્તુ તેઓ તેના ઉપર કાંઇક વિલક્ષણ અસર નીપજાવતા હતા કારણકે તે હમેશાં પોતાની જાતને ભૂલી જતા હતા. તેમનો આત્મ-સંયમ જ એક એવી ગુપ્ત સત્તા હતી કે જે વડે તેઓ પોતાના પરિ-ચયીઓનાં અંતઃકરણ ઉપર અસર નીપજાવતા. ગુરૂદત્ત વિદ્યાર્થી મરણ પામ્યા છે એવી ખબર બહાર પડતાંની સાથે જે વિલાપ અને

આક્રંદ દુનિયાની સર્વ દિશાએથી સંભળાયા હતા, તે જ બીના દર્શાવી આપે છે કે એ મહાપુરૂષ પોતાના દેશબાંધવોનાં હૃદયોમાં કેટલું ઉચ્ચ સ્થાન પામી રહ્યા હતા. તેમણે કદી પણ જાતની દરકાર કરી નહોતી પરન્તુ માત્ર આર્યસમાજના હિતને માટે જ અંતઃકરણ આત્મા અને બળપૂર્વક કાર્ય કર્યું હતું. આર્યસમાજના હિતને જ તે આખા હિંદુસ્તાનનું હિત માનતા હતા. તેમના છેલ્લા દિવસો પણ તેમને યોગ્ય રીતે જ પસાર થયા હતા. તે લગભગ ૩ માસ સુધી માંદગીને બિછાને પડ્યા હતા અને છેલ્લા થોડા દિવસ તો મોટી પીડામાં વ્યતીત થયા હતા. ક્ષયના દર્દમાં દરેક શ્વાસોચ્છ્વાસ પીડા ઉપજાવનારો હોય છે, પરન્તુ પંડિતજીની સહનશક્તિ અસાધારણ હતી, અને મુખમાંથી એક પણ નિઃશ્વાસ તેમણે નાંખ્યો નહોતો. જ્યારે કાળના નિર્દય બાહુએ તેમને તેમના ઉપયોગી જીવનમાંથી દૂર કર્યા ત્યારે તેમણે છવીશ વર્ષ પણ પૂરાં કર્યાં નહેતાં. ”

“ટ્રુ લાઇટ” જે એક ખ્રિસ્તી ધર્મનું પત્ર હતું અને જેના તંત્રીઓ દિલ્હી મિશન કૉલેજના પ્રિન્સીપાલ રેવરન્ડ ઑાલનટ એમ. એ., અને લાહોર મિશન કૉલેજના પ્રિન્સીપાલ રેવ. જે. સી. આર. ચુઇંગ ડી. ડી. હતા, તે પત્રમાં પંડિતજીના મરણ વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો હતોઃ—

“ પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ., લાહોર આર્યસમાજના એક આગેવાન અંગભૂત લાંબી માંદગી ભોગવીને મરણ પામ્યા છે. તેમના મરણથી જાહેર પ્રજાને એક મોટી ખોટ ગએલી લેખીને તે માટે બહુ શોક દર્શાવવામાં આવે છે. તેઓ એક જાહેર હિંમતવાળા પુરૂષ હતા અને પોતાના દેશબંધુઓની પ્રગતિના વિષયમાં મોટા રસ

સાથે ભાગ લેતા હતા. કેટલોક વખત તે સરકારી કૉલેજમાં 'ફીઝીક્સ' ના મદદનીશ પ્રોફેસરનો ઓધ્ધો ધરાવતા હતા અને પાછળથી ડી. એ. વી. કૉલેજ સાથે સંબંધ ધરાવતા હતા. એ કૉલેજ સ્થાપવામાં તેમણે બહુ અગત્યનો ભાગ લીધો હતો. તે એક અત્યંત ઉદ્યોગી અને ઉત્સાહી વિદ્યાર્થી હતા અને ચાલુ સમયને લગતા સવાલો સંબંધે અસાધારણ સારી માહિતી ધરાવતા હતા. વળી તેમણે એક સંસ્કૃત વિદ્વાન્ તરીકે પણ કેટલેક અંશે નામ મેળવ્યું હતું. "સામવેદ સંહિતા" અને "પ્રશસ્તપદ ભાષ્ય" નાં સંશોધન તથા કેટલાંક ઉપનિષદોનાં ભાષાન્તરો એ સર્વે તેમની મહેનતનાં જ કેટલાંક ફળ છે.

"તેમની સામાન્ય રીતભાતોથી, માયાળુ સ્વભાવથી અને પ્રામાણિક જીવનથી તે ઘણાઓને પ્રિય થઇ પડયા હતા. જો કે તેમનાં સઘળાં મતોની સાથે અમે મળતા થઇ શકીએ તેમ નથી, તોપણુ તેમનાં મતોની પ્રામાણિકતા અને તે મતોનો પ્રચાર કરવામાં–વિરૂદ્ધતા બતાવવામાં આવ્યા છતાં–તેમની હિંમત: એ ગુણોને માટે અમે તેમની પ્રશંસા કરીએ છીએ."

"સીવીલ એન્ડ મિલિટરી ગેઝેટ" પણુ નીચેના ઉદ્ગારો સાથે પંડિતજીના મરણુની ખબર આપી હતી:–

"પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ. જે કેટલોક વખત સરકારી કૉલેજમાં સાયન્સના પ્રોફેસર હતા, તેમણે ચાલતા માસની ૧૯ મી તારીખે લાહોર ખાતે સ્વર્ગવાસ કર્યો છે. સ્વર્ગવાસી ગૃહસ્થ એક જાણીતા સંસ્કૃત વિદ્વાન્ અને એક ખરેખરા સુધારક હતા. તેઓ આર્યસમાજના એક ઉત્સાહી અંગભૂત પણુ હતા અને થોડા સમય પહેલાં તેમણે એક "વૈદિક પાત્રકા" બહાર પાડવી શરૂ કરી હતી જેમાં વેદો

ઉપર ઉમદા વિવેચન આપવામાં આવતુ હતું. મર્હુમ સઘળી કોમોમાં ઉચ્ચું માન ધરાવતા હતા અને પંજાબ યુનિવર્સિટીના આજસુધીના સઘળા વિદ્યાર્થીઓમાં તે એક જ સંસ્કૃત વિદ્વાન્ મનાતા હતા. દેશીઓમાં તેમની ખોટ ઘણી ભારે જણાઈ આવી છે. તેમના મરણને દિવસે સઘળી જાહેર નિશાળો અને કૉલેજો બંધ રાખવામાં આવી હતી. તેમના અગ્નિસંસ્કાર સમયે ૧૦૦૦ માણસોએ હાજરી આપી હતી. શબવાહિનીને લાહોરના જાહેર રસ્તાઓ પર થઇને સ્મશાનભૂમિમાં લેઈ જવામાં આવતી હતી ત્યારે લોકો ભજનો ગાતા હતા અને વેદના મંત્રો બોલતા હતા. ચાલતા માસની ૨૨ મી તારીખે તેમના મરણ વિષે તેમના મિત્રોએ કરેલાં ભાષણો સાંભળવાને આર્યસમાજ મંદિરમાં લોકોની એક મોટી સંખ્યા એકઠી થઈ હતી અને મર્હુમના સ્મરણની ખાતર તેમના નામ સાથે એક કન્યાશાળા સ્થાપવા માટે ભગવાનપુરા ખાતે એક ફંડ ઉઘાડવામાં આવ્યું હતું."

આ સિવાય લગભગ સઘળાં દેશી ભાષાનાં વર્તમાનપત્રોમાં કરૂણાજનક શબ્દોમાં તેમના મરણની ખબર આપવામાં આવી હતી અને તેમાંનાં ઘણાખરાંએ તે વિષે અગ્રલેખો પણ લખ્યા હતા.

જેઓએ પોતાની નિશાળો અને કૉલેજો બંધ કરીને એ સ્વર્ગવાસી પંજાબી નરને માન આપ્યું હતુ તેઓ સઘળાનો આભાર માનવાની હુ આ તક લેઉં છું. આ પ્રસંગે હુ ખાસ કરીને તે ઉદાર હૃદયના અંગ્રેજ ગૃહસ્થોનો પણ આભાર માનું છું કે જેઓએ પોતાના હાથ નીચેના સરકારી ઓહ્દેદારોને મર્હુમના અગ્નિસંસ્કારમાં હાજરી આપવા દીધી હતી અને એ રીતે તેઓને તેઓના દેશભક્તને છેવટનું માન આપવાની તકનો લાભ લેવા દીધો હતો. ત્યારપછી ઘણા

દિવસ સુધી આશ્વાસનના તારો અને મર્હુમના માનમાં મળેલી સભાઓના અહેવાલો આવવા લાગ્યા હતા, પરન્તુ તેમની વિસ્તારપૂર્વક નોંધ લેવામાં સ્થળસંકોચ મને મુખ્યત્વે કરીને થોભાવી રાખે છે. ત્યારપછી તુરત પંડિતજીનાં કુટુંબીઓના ભરણપોષણ માટે તથા તેમના પુત્રોની કેળવણીને માટે એક સ્મારક ફંડ ઉઘાડવાના સંબંધમાં મતભેદ ઊભો થવા પામ્યો હતો. મૂળ દરખાસ્તમાં એ ફંડને રૂ. ૬૦૦૦ નું કરવાનો હેતુ રાખવામાં આવ્યો હતો; પરન્તુ મને જણાવતાં ખુશી થાય છે કે થોડા મહિનામાં તે ફંડ રૂ. ૬૦૦૦ કરતાં વધી ગયું હતું. "ગુરૂદત્ત વિદ્યાર્થી કન્યાશાળા" અને "ગુરૂદત્ત વિદ્યાર્થી છાત્રશાળા" એ પ્રમાણે બે નિશાળો અનુક્રમે ભગવાનપુરા અને ધરમશાલા ખાતે મર્હુમના સ્મારક તરીકે ખોલવામાં આવી હતી. મોટી કારકીર્દીની સુંદર આશાઓ આપનારૂં એક જીવન ભરતભૂમિને પોતાની નિરાધારાવસ્થાપર વિલાપ કરતી રહેવા દઈને આ પ્રમાણે અસ્ત પામ્યું! જે મહાન્ આત્મા ઇહ લોકમાં હતો ત્યારે વિરામ મેળવવા પામ્યો નથી તેને સ્વર્ગમાં શાન્તિ પ્રાપ્ત થાઓ!!!

પંડિતજી પોતાની પાછળ એક વૃદ્ધ માતા, એક યુવાન્ વિધવા અને બે બાળક પુત્રોને મૂકીને મરણ પામ્યા હતા.



# પ્રકરણ ૯ મું.

## તેમની ટેવો અને રીતભાત.

They say best men are moulded out of faults. And for the most become much more the better for being a little bad. *Shakespeare.*

**અર્થ:**—તેઓ કહે છે કે માણસો ચૂકો કરતાં કરતાં જ ઉત્તમ બને છે; અને બહુધા તેઓ થોડા ખરાબ હોવાથી જ ઘણા સારા થાય છે.

**શેકસપીયર.**



આ પ્રકરણમાં જે કાંઇ આપવામાં આવ્યું છે તેમાંનો મોટો ભાગ જાતી અનુભવને આધારે લખ્યો છે અને તે લખાણને પંડિતજીની નોંધપોથીમાંની નોંધોથી તથા બીજા મિત્રોની ખાત્રીથી પુષ્ટિ મળી છે તથા તે કબૂલ રખાયો છે.

હું ધારૂં છું કે જરા પણ વચનવિરોધના સંભવ વિના હું એટલું તો કહી શકું કે ગુરૂદત્ત વિદ્યાર્થી તેમની ટેવોમાં બહુ જ અનિયમિત હતા. સૂવામાં, વાંચવામાં, કસરત કરવામાં, લખવામાં, રમવામાં કે ઉઠવામાં એવા કોઇ પણ કામમાં તે ખરેખર નિયમિત રહેતા નહિ. અનિયમિતતા જ એમના જીવનવિનાશનું મૂળ હતું. એક માણસ જે કાંઇ કરી શકે તેવી દરેક ચીજ કરવાની યોગ્યતા એ એમની સફળતાની કુંચી હતી અને દરેક ચીજ કરવામાં અનિયમિતતા એ એમના વહેલા મરણનું કારણ હતું. જો તે ઉંઘવા લાગતા તો દિવ-

સના ચોવીસે કલાક અથવા તો દિવસોના દિવસો સુધી ઉંધ્યા જ કરતા, ખાવાને બિછાનામાંથી ઉઠતા અને ફરી પાછા સૂઇ જતા; જો તે વાંચવા પાછળ લાગતા તો કેટલીક રાત્રિઓ સુધી તે બિલકુલ ઉંઘતા જ નહિ! જો તે ફરવાને બહાર જતા તો કેટલીક વાર તે માઇલોના માઇલોસુધી આગળ ચાલ્યે જ જતા અને પોતે કેટલે દૂર ચાલી આવ્યા છે તેનું તેમને ભાન પણ રહેતું નહિ; પણ જો તે જવા આવવાને ઇચ્છતા નહિ તો દિવસોના દિવસોસુધી કૉલેજથી ઘેર આવવું અને ઘેરથી કૉલેજે જવું એવા કામ સિવાય બીલકુલ બહાર જ નીકળતા નહિ.

તેમની નોંધપોથીમાં એવી અગણિત નોંધો કરી છે કે જેમાં તે સૂવામાં, ઉઠવામાં, વાંચવામાં, કસરત કરવામાં અને દરેક બાબતમાં પોતાની અનિયમિતતા વિષે ફરિયાદ કરતા હોય અને તેને ધિક્કારતા હોય. તેમાંથી કઇ નોંધ પસંદ કરીને આ પુસ્તકમાં તેનો ઉતારો કરવો તે હું સમજી શકતો નથી અને તેથી તેમાંની એકે નોંધ અહીં નહિ આપવાનું જ પસંદ કરૂં છું.

પોતાના ખોરાકની બાબતમાં તે માત્ર બે કે ત્રણ બાબતોમાં જ કાળજી રાખતા: (૧) દારૂનો ઉપયોગ ન કરવો, (૨) માંસાહારને સમૂળગો વર્જવો, અને (૩) પોતાને પીરસવામાં આવતા ભાણામાંથી ઢી ૂ દી વનસ્પતિની વસ્તુઓનો જ માત્ર આહાર કરવો.

તેમના એક બીજા મિત્ર જે તેમની સાથે કેટલાંક વર્ષો સુધી રહ્યા હતા તે કહે છે કે એક વાર તેમને આખા બે મહિના સુધી દૂધ અને બિસ્કીટ ઉપર જ રહેવું પડ્યું હતું અને તે પણ જ્યારે તે સરકારી કૉલેજમાં પ્રોફેસરના ઓધ્ધાપર હતા તે દિવસોમાં; કારણકે

તેમણે પોતાના નોકરને પોતાના પિતા મુલતાન ખાતે માંદા હતા ત્યાં રહેવા દીધો હતો અને બીજો નોકર તે રાખી શકે તેમ હતું નહિ.

આલકોહોલવાળો દારૂ અથવા બીજા કોઇ કેફી પીણાને તે ધિક્કારતા હતા અને આ લેખકને તેમની સાથે ગાઢ પરિચય છતાં કદી પણ એવો વહેમ આવ્યો નથી કે પંડિતજીએ એક પીણા તરીકે કદી દારૂનો ઉપયોગ કર્યો હોય.

તેમનો પોષાક હમેશાં બહુ જ સાદો જોવામાં આવતો અને પોતે શું શું પહેરવું તે બાબત તો તે હમેશાં બેદરકાર જ રહેતા. તેમનો મત એવો હતો કે પોશાક પહેરવો તે એક જરૂરીઆતને માટે પહેરવાનો છે, કાંઇ શણગારને માટે કે મોજશોખને માટે પહેરવાનો નથી. સૌ જાણે છે કે પંડિતજી પોતાના પોષાકના કાપડ અને તેના ગુણને માટે જરા વધારે કાળજી રાખતા. લાહોરની શિયાળાની ઋતુમાં કેટલાંક વર્ષ સુધી તે સાધારણ સણનાં બનાવેલાં કપડાં પહેરતા, તેમાં એક પહેરણ, એક કબજો, એક કોટ અને નીચી ટોપી એટલાં વાનાં હોય. બિછાનામાં તે મુલતાનની જ બનાવટની એક સાદી શેતરંજી—બહુ જાડી નહિ—અને એક એકવડી ઝીણી શાલ રાખતા. આ વાતને જરા પણ અતિશયોક્તિભરી માનવાની નથી, કારણકે આ લેખકે પોતે કેટલાંક વર્ષ સુધી એટલે કે ૧૮૮૦ થી ૧૮૮૬ ની શરૂઆતસુધી પોતાની નજરે જોએલી આ વાત છે. એક બે વાર જ્યારે મને તેમની પાસે સુવાનો પ્રસંગ આવ્યો હતો, ત્યારે તેમની પાસે ગરમ ધુંસા કે કે એવાં જ બીજાં કાંઇ સાધનો નહિ હોવાને લીધે મને આખી રાત જાગરણ કરવું પડતું, ત્યારે પોતે તો જરા પણ ઠંડ લાગવાનાં ચિહ્ન બતાવ્યા વિના ધસઘસાટ ઉંઘતા જોવામાં આવતા. તેથી ઉલટું ઉના-

ળાના સમયમાં જ્યારે લાહોરમાં મધ્યાહ્નનો સૂર્ય તપી રહ્યો હોય ત્યારે તે રાત્રે ઓઢવા જેવી ગરમ કાશ્મીરીના ડગલા અને કબજા પહેરતા. તેમની જીંદગીનાં છેલ્લાં બે-ત્રણ વર્ષમાં તેમનું શારીરિક બંધારણ હંમેશની કસોટીઓથી અને ચાલુ સખ્ત કામકાજથી તવાઇ જવાને લીધે આ સખ્ત નિયમન તેમણે મૂકી દીધું હતું.

કોઇ કોઇ વાર તે પોતાના પોષાકના સંબંધમાં એટલા બધા બેદરકાર જોવામાં આવતા કે મેલાં અને અસ્વચ્છ કપડાં કેટલાક દિવસસુધી તે પહેર્યા જ કરતા. કોઇ ચોક્કસ તરેહનો પોષાક જ પહેરવાની તે અગત્ય માનતા એમ કાંઇ નહોતું, કારણકે હું આગળ જણાવી ગયો છું તે મુજબ તે શોખની ખાતર પોષાક પહેરતા નહિ. લાહોર આવ્યા પછી તુરત જ તેમણે સુરવાળને બદલે પાટલૂન પહેરવા માંડ્યું હતું કારણકે તે એમ ધારતા હતા કે પાટલૂન પહેરવાથી માણસ સુરવાળ પહેરવા કરતાં વધારે ચપળ અને દૃઢ રહે છે. પોષાક પહેરવામાં સ્વદેશાભિમાન સમાએલું છે એમ તે માનતા નહોતા અને દરેક જણે પોતાનો હરકોઇ પોષાક પસંદ કરવો જોઇએ એવો સંપૂર્ણ જૂનો વિચાર તે ધરાવતા હતા. જે એક સખ્ત બંધન તે ઠસાવવા માંગતા હતા તે એ હતું કે કોઇ પણ માણસનો પોષાક બહુ ભભકાદાર હોવો જોઇએ નહિ પણ માત્ર સાદો જ હોવો જોઇએ. તે હમેશાં એવું કહેતા કે જ્યાંસુધી આપણો પોષાક સ્વચ્છ અને સુંદર હોય ત્યાંસુધી કોઈ ચોક્કસ તરેહનો પોષાક પહેરવાની આપણને ફરજ પાડવાનો જનસમાજને જરા પણ અધિકાર નથી. કેટલાકો એમ માને છે કે પોષાકની બાબતમાં પોતાના જૂના વિચારો દર્શાવવાને જ પંડિતજી પોતાના અર્ધઅંગ્રેજી પોષાકને વળગી રહ્યા હતા.

આ બાબતના સંબંધમાં તેમની વિચારણા તદ્દન ખરી અને ઇષ્ટ છે કે કેમ તે એક સવાલ છે. કોઇ કોઇ વાર તેમણે તરંગીપણામાં પોષાક પહેર્યો હોય એમ જણાતું હતું; દાખલા તરીકે, કોઈ વાર પોતાના યુનિવર્સિટીના ઝુમ્બાને તે પોષાકના એક સાધારણ કપડા તરીકે પહેરતા!

પાતળું બિછાનું અને ઓછું ઓઢવાનું એવી ટેવ પાડયા પછી પંડિતજી કેટલોક વખત એક અંગ્રેજી બનાવટના ધુંસા સાથે જ સૂતા. તે ધુંસાને પોતાના શરીરને લપેટીને તે હરકોઈ જગ્યાએ સૂતા. મુસાફરી કરતાં તે ધુંસો ગરમ કે ઠંડી ગમે તેવી ઋતુમાં પણ પોતાની સાથે જ રાખતા.

ટેવોમાં તો તે એટલા સાદા અને અનાડમ્બરી હતા કે એક વખત બે મહિના સુધી જ્યારે તેમને એકે ચાકર નહોતો, ત્યારે તે પોતાને હાથે હમેશાં પોતાનાં કપડાં ધોઈ નાંખતા.

આ શબ્દો વાંચીને રખેને કોઈ એમ સમજે કે પંડિતજી કંજુસ હશે, તેથી મારે અહીં ઉતાવળે ખુલાસો કરી નાંખવો જોઇએ કે તેવા સ્વભાવના તે નહોતા. પૈસાને તે લેવડદેવડના એક સાધન તરીકે જ સામાન્ય રીતે માનતા હતા અને તેથી ધન એકઠું કરવાનો જરા પણ વિચાર તેમણે કદી કર્યો નહોતો. જાહેર હિતનાં કામો સિવાય ધન એકઠું કરવાના કામને પાપરૂપ સમજનારાઓમાંના એક પંડિતજી પણ હતા. તે જે કાંઈ પેદા કરતા તેમાંની પાઇએ પાઇ તે ખર્ચી નાંખતા. જ્યારે જ્યારે કોઇ મિત્રને કે બીજા કોઇ માણસને કે જરૂરીઆતમાં આવી પડેલા વિદ્યાર્થીઓને તે કાંઈ પૈસા આપતા ( આ પ્રમાણે તેમણે ઘણી વાર પૈસા આપ્યા હતા; એટલે કે જ્યારે

તેમની પાસે પૈસા હોય અને કોઇ તેમની પાસે માંગણી કરે ત્યારે તે આપતા ) ત્યારે તે કદી એમ સમજતા નહિ કે આ પૈસા હું આ માણસને ઉછીતા કે કરજે આપું છું, અને તેથી તે પૈસા પાછા વસુલ કરવાને તે કદી તસ્દી લેતા જ નહિ.

હિસાબ તો તે કદી રાખતા જ નહિ. એક કરતાં વધારે ચાકરો પણ તે રાખતા નહિ અને કોઈ પણ તરેહના મોજશોખ ( અલબત્ત બુદ્ધિવિષયક મોજશોખને બાદ કરવો પડશે ) માં તે આનંદ લેતા નહિ. તેમ છતાં પણ તે કાંઇ કંજુસ નહોતા. તેથી ઉલટું તે એક ઉદાર માણસ હતા. કેટલીક વાર તેમણે પોતાનાં મર્યાદિત સાધનોમાંથી ગરીબ વિદ્યાર્થીઓનું ખર્ચ પણ આપ્યું હતું અને તેમનું પોષણ પણ કર્યું હતું.

પોતે પ્રોફેસર પદવીધારી થયા પણ તેથી પોતાની રહેણીની રીતમાં તેમણે જરા પણ ફેરફાર થવા દીધો નહોતો; રહેવાના ઘરની બાબતમાં પણ તેમ જ હતું, કારણકે તે એમ. એ. કલાસમાં અભ્યાસ કરતા હતા તે વખતે જે ઘરમાં રહેતા હતા, તે જ ઘરમાં તે પોતાના મરણ સુધી રહ્યા હતા. તેમના પૈસાનો મોટો ભાગ તેમણે પુસ્તકો ખરીદવામાં ખર્ચ્યો હતો અને તે પુસ્તકો પણ એક વાર વાંચ્યા પછી સાચવી રાખવાની તેમણે કદાપિ દરકાર રાખી નહોતી. તોપણ એન્ડ્ર્યુ જેકસન ડેવીસનાં પુસ્તકો અને પોતાનાં સંસ્કૃત પુસ્તકો તેમણે કાંઇક સંભાળપૂર્વક જાળવી રાખ્યાં હતાં. જો કોઇની પાસેથી તેમને નાણાં ઉછીના લેવાની જરૂર પડતી, તો તે તેમના અંતરના થોડા ચુંટી કાઢેલા મિત્રો પાસેથી જ લેતા અને તે પાછા વાળવાનું કદી ભૂલતા નહિ. તે બહુ જ માયાળુ અને હેતાળુ સ્વભાવના હતા અને રીત-

ભાતમાં હંમેશાં આનંદદાયક જણાતા. પોતાના હાથ નીચેનાં માણુસો ઉપર તથા વિદ્યાર્થીઓ ઉપર તે લગભગ ભ્રાતૃભાવપૂર્વક ચાહના રાખતા અને વિદ્યાર્થીઓ સાથે તો એક બાળકના સરખી સાદાઇથી તે કલાકો સુધી વાતચીત કરતા તથા રમતા. પોતાના વિદ્યાર્થીઓને તેમણે કદી પણ એકકે કઠોર શબ્દ કહ્યો નહોતો.

જે કોમમાં પોતે હતા તેમાં ઉચ્ચ પદવી ધરાવવા માટે તે કદી પણ મગરૂર થતા નહિ, તેમ જ તે સ્વભાવમાં અને બોલવા ચાલવામાં કદી ગર્વિષ્ઠ દેખાતા નહિ.

માત્ર બાહ્યાચારની સભ્યતાના નિયમો પાળવાને તે બહુ નાખુશ રહેતા અને વાયવ્ય પ્રાન્તોની સમાજોની મુલાકાતના પ્રસંગે તો કેટલીક વાર તે રીતભાતમાં કાંઇક તોછડા જેવા પણ મનાયા હશે!

કસરતો કરવાના તે બહુ જ શોખીન હતા અને તેમાં તે પૂરા નિપુણ હતા. ચાલવામાં અને દોડવામાં તે એટલા ચપળ હતા કે ઘણી વાર તે જાણીતા ઉતાવળી ચાલવાળાઓને અને દોડનારાઓને પાછળ રાખી દેતા હતા. જ્યારે તે સરકારી કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે ક્રિકેટની રમતમાં હરીફાઇના દાવની 'એકાદશી' માં સૌથી પહેલા તે પસંદ થતા. સ્નાન કરવામાં તે બહુ ચોક્કસ હતા અને વરસનો મોટો ભાગ (શિયાળા સુદ્ધાન્ત) તે હંમેશાં દિવસમાં બે વાર શીતળ જળથી સ્નાન કરતા.



# પ્રકરણ ૧૦ મું.

## પંડિતજીનાં લખાણો.

"To fathom ancient India all knowledge acquired in Europe avails naught, the study must recommence as the child learns to read and the harvest is too distant for lukewarm energies." *M. L. Jacolliot.*

**અર્થઃ**—પ્રાચીન ભારતવર્ષનો પાર પામવાને યુરોપમાં પ્રાપ્ત કરેલું સર્વ જ્ઞાન કાંઈ જ વિસાતમાં ગણી શકાય તેમ નથી. એક બાળક જેવી રીતે વાંચતાં શીખે તેવી રીતે અભ્યાસનો પુનઃ પ્રારંભ કરવો જોઇએ અને માઇકાંકલા વિદ્યાર્થીઓને માટે તો તે અભ્યાસનાં ફળ મેળવવાનો સમય બહુ જ દૂર રહે છે. **એમ. એલ. જેકોલીઅટ.**




રૂદત્ત વિદ્યાર્થી જ્યારે એક વિદ્યાર્થી હતા, ત્યારથી જ તેમણે પોતાનું જીવન મનુષ્યજાતિના હિત માટે અર્પણ કરવાનો નિશ્ચય કર્યો હતો. તેમનો અભિપ્રાય એવો હતો કે મનુષ્યજાતિનું હિત લોકોને જાગૃત કરીને તેમના કાનમાં વેદોનું ઉચ્ચ તત્ત્વ રેડવામાં આવે તો જ અતિ ઉત્તમ રીતે સાધી શકાય. આ અધઃપતિત ભારતવર્ષનો પુનરૂદ્ધાર કરવાનો ઉત્તમ માર્ગ કયો તે વિષે ચર્ચા ચલાવતાં, ઘણીવાર તે, જડવાદી પાશ્ચાત્ય દેશોમાંથી મેળવેલી કેળવણી તરફથી વિશ્વાસપૂર્વક સૂચવવામાં આવતા કેટલાક ઉપાયોને માટે, સંપૂર્ણ અનાસ્થા દર્શાવતા.

પંડિતજી કહેતા કે " આધુનિક જનસમાજને ખરેખરા સુધારાનાં મૂળતત્ત્વોની કેળવણી આપવાની જરૂર છે; અને આ કેળવણી કાંઇ લોકપ્રિય વિચારોની સિદ્ધિ કરવામાં અથવાતો લોકોના વિચારો અને લાગણીઓને અનુકૂળ બની જઇને વર્તવામાં સમાઇ રહેતી નથી. પરન્તુ જગતને તેના અનેક પ્રકારના દોષોમાંથી અને અધાર્મિક જીવનમાંથી નિવૃત્ત કરવું તે જ ઉપર જણાવેલી ઇષ્ટ કેળવણી છે. તેમનો નિશ્ચિત અભિપ્રાય એવો હતો કે ભારતવર્ષના સુધારાનો સવાલ તે કેળવણીને લગતો જ સવાલ છે. આ કેળવણી એવી હોવી જોઇએ કે જે લોકોને શાન્ત પ્રગતિ કરવાના ઉપકારક તત્ત્વોનું શિક્ષણ આપે, પક્ષાપક્ષી તથા મતમતાન્તરની અજ્ઞાનતાને દૂર કરી નાંખે, બીજાઓને માટે પોતાનું જીવન કેવી રીતે ગાળવું તથા પ્રેમભરી રીતે માત્ર પ્રગતિ તરફ જ દૃષ્ટિ રાખીને કાંઇ પણ ગુપ્ત ભેદ વિના કેવી રીતે રહેવું તે લોકોને શીખવે; વળી તે કેળવણી લોકોના મનમાં એવું ઠસાવે કે માનવજીવન માત્ર ઉપદેશનો પ્રચાર કરવા માટે જ મળેલું છે, અને તેનો ઉચ્ચ કાયદો માત્ર 'ફરજ' છે એટલું જ નહિ પણ તે ફરજ અથવા ધર્મની પૂર્તિ એ જ આપણી ભવિષ્યની પ્રગતિનાં સાધન છે અને ઇહલૌકિક જીવનને અન્તે સ્વર્ગમાં પહોંચવાની તે જ કુંચી છે. જે કેળવણીથી ભારતવર્ષનો ઉદય થવો સંભવિત છે તે કેળવણીથી લોકોને એવું જ્ઞાન પ્રાપ્ત થવું જોઇએ કે " જીવનહેતુ માત્ર એક જ છે અને તે એ છે કે **संसारका उपकार करना इस समाजका मुख्य उद्देश है, अर्थात् सामाजिक शारीरिक और आत्मिक उन्नति करना** એવા આર્યસમાજના એક મુખ્ય સિદ્ધાંતનું સંશોધન કરવા માટે તથા જનસમાજને તે લાગુ કરવા માટે–લોકોમાં તેનો ઉપદેશ પ્રસારવા માટે–મનુષ્ય સ્વભાવમાં જે બુદ્ધિ–શક્તિના ગુણો પ્રાકૃતિક રીતે રહેલા છે

અથવા ગુપ્ત રહેલા છે તેમને સંસ્કૃત કરવા, તેમને કાર્યસાધક બનાવવા અને તે સર્વ ગુણોને ઇષ્ટ ઉદ્દેશ પાર પાડવા માટે એકત્રિત કરવા."

પંડિતજી કેળવણીની હાલની પદ્ધતિને પસંદ કરતા નહિ. તે કહેતા કે આધુનિક કેળવણીથી માત્ર વકીલો, ન્યાયાધીશો, વૈદ્યો, શરાફો તથા એવા બીજા આપણા દેશમાં ઉભરાઈ જતા ધંધાદારીઓ તૈયાર થાય છે અને એવા ધંધાઓ પસંદ કરવાનો તેમનો મુખ્ય ઉદ્દેશ એવો હોય છે કે "જેમ બને તેમ વધારે ધન એકઠું કરવું–એટલું બધું એકઠું કરવું કે હરકોઇ માણસ પણ તેથી અંજાઇ જાય!" હાલની કેળવણીને માટે પંડિતજી એમ કહેતા કે તે લોકોને સોનાનાં ફાનસો ઉપર પ્રીતિ કરાવે છે, પદવી અને પૈસાને માટે ફાંફાં મરાવે છે, માત્ર ક્ષણિક સુખ અને ધનમાં શ્રદ્ધા ઉપજાવે છે, લોકોનાં હૃદયોમાંથી સ્વદેશાભિમાનનો જુસ્સો કોતરી ખાય છે, અને તે આત્મિક વિકાસની વિરોધી થઇ પડે છે. વળી તેમને મતે હાલની કેળવણી એવી છે કે જે સર્વ લોકમાં "સ્પર્દ્ધા" ને જાગૃત કરે છે, ધનવાન્ લોકોને ગરીબ લોકોની જરૂરીઆતોનો લાભ લેવાને શક્તિમાન્ બનાવે છે, દરેક માણસને પોતાના પડોશીના જ પેટ ઉપર પાટુ મારતાં શીખવે છે અને દેશબંધુઓની એક પ્રજાને એક બીજાના પ્રતિપક્ષી ટોળાંઓ બનાવી મેલે છે.

ખરેખર, કેળવણીની આ પદ્ધતિને તે ધિક્કારતા હતા, કારણકે તે કેળવણી દરેક માણસને પોતાના જ સ્થૂળ લાભો હરકોઇ રીતે પ્રાપ્ત કરવા તરફ પ્રેરે છે. પંડિતજીના જીવનનો ઉદ્દેશ એ હતો કે કેળવણીની પવિત્ર પદ્ધતિ–કે જે પદ્ધતિ પ્રાચીન સમયમાં ઋષિમુનિઓએ ગ્રહણ કરી હતી અને જે સ્વામી દયાનંદ સરસ્વતીએ વિસ્તારથી

સમજાવી છે—નું સ્થાપન કરવું. પ્રાચીન પવિત્ર સંસ્કૃત ગ્રંથોનું સંશોધન કરવા તરફ કાંઇક પ્રવૃત્તિ કરવાની તેમની અભિલાષા હતી, કારણકે તે માનતા હતા કે " તે ગ્રંથોમાં સૃષ્ટિક્રમના સ્થાપક ઈશ્વર સંબંધી ઘણું ગુપ્ત જ્ઞાન ભરેલું છે."

જે ઉચ્ચ અને કઠિન હેતુઓ તેમણે પોતાના લક્ષમાં ધારી રાખ્યા હતા અને જે સિદ્ધ કરવાને પોતાની "વૈદિક પત્રિકા" દ્વારા યત્ન કરવાની તેમણે ધારણા રાખી હતી, તે હેતુઓ આપણે પંડિતજીનાં લખાણો અને ભાષણો ઉપરથી તારવી કાઢી શકીએ. આ હેતુઓ તેમણે "વૈદિક પત્રિકા" ના પ્રથમાંકમાં જ નીચે પ્રમાણે વ્યક્ત કર્યા છેઃ—

વેદાભ્યાસ માટે લોકો દિવસે દિવસે વધુ રસ ધરાવતા થાય છે તેથી તત્સંબંધી જરૂરીઆતો, વૈદિક સાહિત્યના અનુવાદ, સારાંશ, અવલોકન અને તેના જૂદા જૂદા વિભાગોપર ટીકાદ્વારા પૂરી પાડવી; માત્ર બાહ્યોપચારને લગતા આ જમાનામાં વૈદિક તત્ત્વજ્ઞાનમાં આન્તર્ સત્યોની મોટી જરૂર છે અને તેથી તે સત્યો આલેખી બતાવવાં; પંથ અને કોમને લગતા—પણ સમગ્ર મનુષ્યજાતિને લગતા નહિ—જે ધર્મો દુનિયામાં ફેલાએલા છે, તે ધર્મોના મુકાબલામાં લોકોને વેદોનો ઉપકારક અને ઉદાર ધર્મ દર્શાવવો; સમયને અનુસરીને અને અજ્ઞતાનો લાભ લેઇને જે વહેમો લોકોમાં પેસી ગયા હોય તેને પાછા હઠાવવા; સમયને બંધ બેસતી અને લોકપ્રિય ભેદનીતિને બદલે લોકોને ખરા સુધારાના તત્ત્વો શિખવવા; વેદોના પવિત્ર અને સાદાં સત્ય કથનોને તત્સંબંધી વિવાદયુક્ત લેખો અને અવલોકનોવડે હમેશાં જીવતાં રાખવાં; અને સ્વાર્થી ધર્મઢોંગી ધર્મગુરૂઓ, મિથ્યાભિમાની ભાષાપંડિતો તથા

ઓછી બુદ્ધિના જડવાદીઓએ ઇરાદાપૂર્વક શાસ્ત્રવચનોના જે ખોટા અર્થો કર્યા છે અને લોકોને ઉંધું ઉંધું સમજાવ્યું છે તે સઘળું દૂર કરવું.

અને તેથી જ પંડિતજીએ સૌથી પહેલાં લેખોદ્વારા જે કાંઇ અગત્યનો યત્ન કર્યો હતો, તે વેદમન્ત્રોના અર્થ કયા નિયમો પ્રમાણે કરવા જોઇએ તેને લગતું વિવરણ અને સ્પષ્ટીકરણ જ હતું.

મહાન્ સુધારક સ્વામી દયાનંદની પેઠે પંડિત ગુરૂદત્ત પણ ભારતવર્ષની પતિતાવસ્થા અને હિંદુઓમાં–પ્રાચીન આર્યોના આધુનિક વંશજોમાં સઘળા અનર્થકારક રીવાજોનું અસ્તિત્વ વેદોના ખોટા અર્થોને આભારી છે એમ જ કહેતા. હિંદુઓના દરેકે દરેક વર્ગને માટે સઘળા સત્ય જ્ઞાનનો પાયો 'વેદો'જ છે અને તેથી તે વેદોના ખરા અર્થો દરેક હિંદુને સૌથી મોટી અગત્યના છે. દુનિયામાંનાં સઘળાં પુસ્તકોમાં 'વેદો' જ પ્રાચીનતમ વિદ્યમાન ગ્રંથ માન્ય થયા છે, તેથી વેદોના ખરા અર્થો આખા જગત્ના વિદ્વાન્ નરોને માટે મોટી અગત્યના અને અત્યંત લાભદાયક છે.

યુરોપીયનોને મતે પણ 'વેદો' દુનિયાનો પ્રાચીનતમ ધાર્મિક ગ્રંથ છે અને તેમાં દેવો તથા સદ્ધર્મપ્રતિ મનુષ્ય હૃદયની અતિપ્રાચીન સમયની યાચનાઓનો ચિતાર છે, એટલું જ નહિ પણ વેદોમાં ઉંચામાં ઉંચા સંસ્કારો જોવામાં આવે છે, તેથી તેના ખરા અર્થો સમસ્ત જગત્ને માટે અગત્યના છે. ધાર્મિક, સાંસારિક અને રાજદ્વારી એવા સર્વ પ્રકારના રોગોનાં નિદાન વેદોમાં આપવામાં આવેલાં મનાય છે, તેથી તેનો યથાર્થ અભ્યાસ રોગમાં સપડાએલી મનુષ્યજાતિને સૌથી વધારે અગત્યનો છે. વેદો સંસ્કૃત ભાષાના સાહિત્યમાં સૌથી વધારે પવિત્ર

છે, જેને માટે સુપ્રસિદ્ધ યુરોપીય પંડિત મેક્સમુલર કહે છે કે "યુરોપમાં આપણે એકલા ગ્રીક, રોમન અને જ્યુઈશ પ્રજાના વિચારોથી પરિપોષિત થઈએ છીએ, પરન્તુ આપણા આન્તર્ જીવનને વિશેષ વ્યાપક, વિશેષ વિશ્વોપયોગી અને વાસ્તવિક રીતે ખરેખરૂં માનુષીય બનાવવા માટે તથા આપણા જીવનને ઇહલૌકિક જીવન માટેનું જ સમજીને નહિ બેસી રહેતાં તેને રૂપાન્તર પામેલું અચળ જીવન સમજીને આપણા આન્તર્ જીવનને વધારે શુદ્ધ કરવા માટે જે સુધારણાની આવશ્યકતા છે તે સુધારણા આપણે ગ્રહણ કરવી જોઈએ;" અને તેટલા માટે વેદોની ખરી સમજૂતી યુરોપીય પ્રજાને પણ કાંઈ ઓછી મૂલ્યવાન્ નથી. આ કારણને લીધે જ પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ પોતાના માનવંતા નેતા સ્વામી દયાનંદ સરસ્વતીને પગલે ચાલીને સૌથી પહેલાં વૈદિક પરિભાષાનું વિવરણ કરવાની બાબતપર સઘળું ધ્યાન લગાવી રાખ્યું હતું.

સને ૧૮૮૫ માં જ્યારે પંડિત ગુરૂદત્ત લાહોરની સરકારી કૉલેજમાં અભ્યાસ કરતા હતા, ત્યારે તેમણે " વેદોની પરિભાષા " એ વિષય ઉપર અંગ્રેજી ભાષામાં એક મોટો નિબંધ લખ્યો હતો અને પાછળથી તે " આર્યપત્રિકા " ના પહેલા પુસ્તકના અંક ૪, ૭, ૧૪ અને ૧૭ મામાં અનુક્રમે તા. ૧૧ મી જુલાઈ, ૧ લી ઑગસ્ટ, ૧૯ મી સપ્ટેમ્બર અને ૧૦ મી ઓક્ટોબર ૧૮૮૮ ના દિવસોએ છપાઈને પ્રકટ થયો હતો.

આ નિબંધ સને ૧૮૮૮ ની શરૂઆતમાં ફરી છાપીને ચોપાનિયાના આકારમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. તે વખતે પંડિતજી લાહોરની સરકારી કૉલેજમાં "ફીઝીકલ સાયન્સ" ના પ્રોફેસરનો હોદ્દો ધરાવતા હતા. તેમાંની " અર્પણ પત્રિકા " નીચે પ્રમાણે હતીઃ—

"પોતાના જમાનના **એકના એક વૈદિક પંડિત સ્વામી દયાનંદ સરસ્વતીના** સ્મરણમાં તે મહાનુભાવના **સાચા હૃદયના અને ભક્તિમાન્** પ્રશંસક, ગ્રંથકર્ત્તા ગુરૂદત્ત વિદ્યાર્થી, તરફથી સમર્પણ !"

આ અર્પણ પત્રિકાથી, ગુરૂદત્ત વિદ્યાર્થી સ્વામી દયાનંદપ્રતિ કેટલો ભક્તિભાવ ધરાવતા હતા, તેનો કાંઇક ખ્યાલ આવે છે. મારા અંગત અનુભવને આધારે હું એટલું કહી શકું કે આ ભક્તિભાવ આખી આર્યસમાજની સંસ્થામાં અપ્રતિમ હતો. જેમ જેમ ગુરૂદત્ત વિદ્યાર્થી સ્વામી દયાનંદના ગ્રંથોનો વધુ ને વધુ અભ્યાસ કરતા જતા હતા, તેમ તેમ તે આદર્શ સુધારક તરફ તે વધુ ને વધુ ભક્તિભાવ ધરાવતા જતા હતા. તેમનો ભક્તિભાવ કેવળ આંધળો નહોતો, પરન્તુ તે બુદ્ધિપૂર્વક તેમ જ દૃઢ હતો. ઉપર જણાવેલું "વેદોની પરિભાષા" વાળું ચોપાનિયું, જે મોટો ગ્રંથ પંડિતજીએ લખવા ધાર્યો હતો અને જેનો થોડો ભાગ "વૈદિક પત્રિકા" ના ૨ જા તથા ૩ જા અંકમાં પાછળથી પ્રસિદ્ધ થયો હતો, તેના ઉપોદ્ઘાત રૂપે જ લખાયું હોય તેમ લાગે છે. આ બન્ને ચોપાનિયાં વાંચી જવાથી જણાશે કે તેમાંના એકકેમાં તે વિષય વિષે સંપૂર્ણ વિવેચન કરવાની લેખકે ધારણા રાખી નહોતી.

પહેલો નિબંધ, યુરોપીય પ્રોફેસરો વૈદિક મન્ત્રોના અર્થો કરવામાં જે પદ્ધતિ ગ્રહણ કરે છે, તે પદ્ધતિના ખંડનના સ્વરૂપમાં બહુધા લખાયો હતો. તેમાં વાસ્તવિક પદ્ધતિ કેવી હોવી જોઇએ તે વિષે બહું થોડું જ લખ્યું હતું તેમ જ પુરાતન સમયના આધારો સંપૂર્ણ રીતે આપવામાં આવ્યા નહોતા. બીજા નિબંધમાં "વેદોના અર્થો

કરવામાં કેવી પદ્ધતિ ગ્રહણ કરવી જોઇએ" એવો પ્રતિપાદક પ્રશ્ન ઉપસ્થિત કરીને તે વિષે સંપૂર્ણ ચર્ચા ચલાવી હતી અને પુરાતન ગ્રંથોના સંખ્યાબંધ દાખલાદલીલોનો આધાર આપવામાં આવ્યો હતો.

વિષયની અગત્ય વિષે બે જૂદા જૂદા દૃષ્ટિબિંદુઓથી અવલોકન કરવામાં આવ્યું છે. પહેલા નિબંધમાં એક નિરાળા જ તાત્વિક દૃષ્ટિબિંદુથી અવલોકતાં લેખક કહે છે કે:—

'શબ્દ' અથવા મનુષ્યના શ્રાવ્ય ધ્વનિની ઉત્પત્તિ, પ્રકૃતિ અને અનંત સ્થિતિનો પ્રશ્ન સંસ્કૃત ભાષાના સાહિત્યમાં એક મોટી અગત્યનો પ્રશ્ન છે. આ પ્રશ્નની ઉચ્ચ તાત્ત્વિક લક્ષણા વિષે કાંઇ જ શંકા રહેતી નથી, પરન્તુ તેની જે એક વિશિષ્ટ લક્ષણા દરેક સંસ્કૃત વિદ્વાન્‌નું ધ્યાન ખેંચે છે તે એ છે કે માનુષીય જ્ઞાનની દરેકે દરેક શાખા ઉપર તે પ્રશ્ન સર્વવ્યાપક અસર નીપજાવે છે. પ્રાચીન સંસ્કૃત ભાષાના સમયના નૈરૂક્તિકો, વૈયાકરણીઓ, શબ્દસાધકો અને ભાષાપંડિતોએ જ કાંઇ આ પ્રશ્ન ઉપાડી લીધો નથી; પરન્તુ એક કુશાગ્ર બુદ્ધિનો તત્ત્વવેત્તા, છેલ્લો અને ઉત્તમ સંસ્કૃત માનસશાસ્ત્રજ્ઞ, પંડિત વ્યાસનો અનુયાયી, તત્ત્વજ્ઞાનની છમાંની એક શાખાનો સ્થાપક અને ધાર્મિક સૂત્રસ્થાપક પંડિત જૈમિની પણ પોતાના વિષયના વિવેચનને આ પ્રશ્નની અસરથી અળગું રાખી શક્યો નથી. આવા સવાલો કેટલો વાદવિવાદ અને ઝગડો ઉત્પન્ન કરે છે તે આધુનિક ભાષાશાસ્ત્રનો અભ્યાસી અને મનુષ્યવાણીનાં કૃત્રિમ સૂત્રોના વિવાદનો પ્રવીણ નર સહેલાઇથી સમજી શકશે. સંસ્કૃત ભાષાના સાહિત્યમાં આ પ્રશ્નને કેટલું મહત્ત્વ આપવામાં આવ્યું છે તે વિષે વર્ણન કરવાનો

અમારો હેતુ એવો નથી કે આ પ્રકારનો વાદવિવાદ અને ઝગડો બંધ કરવો, કારણકે કદાચ તે ન બંધ કરી શકાય તેવો પણ હોઇ શકે; પરન્તુ તે પ્રશ્નમાં એક બીજો વધારે વ્યવહારૂ પ્રશ્ન–વેદોની પરિભાષાના ખરા અર્થો કરવાનો પ્રશ્ન–સમાએલો છે તે વિષે સંક્ષેપમાં કાંઇક લખવાના ઇરાદાથી આટલું વર્ણન કરવાનું ઉચિત માન્યું છે

બીજા નિબંધમાં, ભારતવર્ષીય–યુરોપીય એવા સંયુક્ત વ્યાવહારિક દૃષ્ટિબિંદુથી અવલોકતાં, પંડિતજી લખે છે કેઃ—

અમોને તો વેદોની પરિભાષાનો પ્રશ્ન ઘણી જ મોટી અગત્યનો લાગે છે, કારણકે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે રહેલા મોટા ભેદના સંબંધમાં અને વૈદિક તત્ત્વજ્ઞાનના સર્વોપરિપણાના સંબંધમાં ભવિષ્યની દુનિયાનો અભિપ્રાય, વેદોના સાચા અર્થોના ચુકાદા ઉપર જ અવલંબીને રહેશે, અને અત્યારે પણ આ પ્રશ્નની વિચારણામાં અતિમૂલ્યવાન્ પરિણામો સમાએલાં છે. જો વૈદિક તત્ત્વજ્ઞાન ખરૂં જ હોય, તો પ્રોફેસર મેક્સમુલર અને બીજા યુરોપીય પંડિતોએ હાલમાં વેદોના જે અર્થો કરી આપ્યા છે, તે અપૂર્ણ, દોષયુક્ત અને ઉપરછલા જ નહિ પણ સદંતર ખોટા જ લેખાવા જોઇએ.

આગળ જતાં (વેદોના યુરોપીય પંડિતોએ કરેલા ભાષાંતર વિષે સ્કોપનહેઅર અને સ્વામી દયાનંદના અભિપ્રાયો ટાંકીને) પંડિતજી લખે છે કેઃ–

યુરોપીય વિદ્વાનોમાં વેદવિદ્યાનો અભાવ અને વેદોની ભાષા તથા તત્ત્વજ્ઞાન સંબંધી કેવળ અજ્ઞાન હોવાને લીધે જ આપણા

પોતાના દેશમાં પણ લોકોમાં આટલી બધી ગેરસમજણુ અને વહેમ રહેલાં છે. આપણા જાતભાઇઓ કે જેઓએ ઉચ્ચતમ અંગ્રેજી કેળવણી લીધી હોય છે પરંતુ જેઓ પોતે સંસ્કૃતનો એક શબ્દ પણ જાણતા નથી હોતા તેઓ ઘણી વાર વિશ્વાસપૂર્વક એવું કહે છે કે વેદગ્રંથો તો મૂર્તિપૂજા અથવા મહાભૂતપૂજા શીખવે છે અને સાધારણ ઘરગથ્થુ સાચી બાબતો ઉપરાંત તેમાં કાંઇ પણ મહત્ત્વનાં તાત્ત્વિક, નૈતિક કે શાસ્ત્રીય સત્યો સમાએલાં નથી. આ કારણથી આ યુરોપીય પંડિતોએ કરેલા વેદના અર્થો કેટલી યોગ્યતાવાળા છે તે બતાવી આપવાનું કામ મોટી અગત્યવાળું છે. તેથી કરીને વેદમન્ત્રોના અર્થો કયા કયા મુખ્ય નિયમોને અનુસરીને કરવામાં આવવા જોઇએ તે નિયમોની ઉપલક રૂપરેષાઓ અત્ર દોરવાનો અમારો વિચાર છે. આ મુખ્ય નિયમોની યુરોપીય પંડિતો કેવળ અવગણના કરે છે, તેથી જ વેદોના ખોટા અર્થો તેઓને હાથે નીપજવા પામે છે.

યુરોપીય પંડિતો ભાષાશાસ્ત્ર, આત્મવિદ્યા અને પુરાણોની સાથે વેદમંત્રોને તુલનામાં મૂકીને તથા કેટલોક અનુમાનવાદનો આશ્રય લેઇને વેદોને કપોલકલ્પિત સિદ્ધ કરવામાં બહુ હુશિયાર હોય છે. ગુરૂદત્ત વિદ્યાર્થીએ પોતાના એ નિબંધમાં યુરોપીય પંડિતોની આ સિદ્ધતાને બિલકુલ કાપી નાંખી છે. હું નથી ધારતો કે આવા અનુમાનવાદવડે વેદોને કપોલકલ્પિત પુરાણોના સરખા સિદ્ધ કરી શકાય; કારણ કે પંડિત ગુરૂદત્તના શબ્દોમાં કહીએ તો "એવા અનુમાનવાદનો આશ્રય લેવાથી બીજા એકસરખા ખુલાસાઓવડે, સમ પ્રકારના કલ્પિત દૃષ્ટાંતોવડે અને સમાન સૂત્રોવડે તે જ બાબતોને ખરી કરી બતાવવાનું બાકી રહે છે" પોતાના બીજા નિબંધમાં પંડિતજીએ કહ્યું છે કેઃ—

જેટલું પુરાતન હોય છે તે સઘળું કપોલકલ્પિત હોય છે, એવી માનીતતામાં મુખ્ય દોષ એ રહેલો છે કે તેમ માનનારાઓ 'ભવિષ્યમાં તેવું બનવું જોઇએ' એમ કહીને તે જ સાબીતીની અગત્ય માને છે. જોકે પુરાતન પુરાણોની રચના જંગલી લોકોની બુદ્ધિ અથવા તેને મળતી જ વિચારશક્તિનું પરિણામ હોય, તો-પણ હમેશાં તેવું જ હોવું જોઇએ, એમ કાંઈ માની શકાય નહિ. એક પવિત્ર અને સત્ય ધર્મમાંથી એક ભ્રષ્ટ અને પતિત થએલો શેષ ભાગ રહ્યો હોય અને પછી તે વૃદ્ધિ પામ્યો હોય એમ પણ બની શકે. આ શબ્દોમાં સમાએલા સત્યની સિદ્ધતા આપણને જૂદી જૂદી ધાર્મિક ક્રિયાઓનો ઇતિહાસ તપાસતાં પુષ્કળ મળી આવે છે. કેટલીક ધાર્મિક ક્રિયાઓ શરૂઆતમાં કેટલીક ખરી આવશ્યકતાઓ પૂરી પાડવાને માટે યોજવામાં આવી હોય છે પણ તે આવશ્યકતાઓ પૂરી થતાં કેટલાક વખત પછી તેમાં ભ્રષ્ટતા પેસીને તે પ્રક્રિયાઓ સામાન્ય રૂઢી–રીવાજરૂપ બની જાય છે. જો સાયણ અને મહીધરના પૌરાણિક ગ્રન્થો અથવા વૈદિક સમય પછીનું–(અરે ના, વેદોની વિરૂદ્ધનું) પૌરાણિક સાહિત્ય યુરોપીય પંડિતોના જોવામાં ન આવ્યું હોત, તો એકલા સંસ્કૃત તત્ત્વજ્ઞાનની અને પુરાણોની સરખામણીને આધારે વેદોના આવા અર્થો (કે જે તેઓમાં અતિપ્રચલિત છે) ઉપજાવી કાઢવાનું તે-ઓને માટે કેવળ અસંભવિત હતું. મૂર્ખ વિદ્યાદંભિક પંડિતોને વૈદિક તત્ત્વજ્ઞાનનું સામર્થ્ય વેદમન્ત્રોમાંથી દૂર થએલું જણાયા પછી ઘણા લાંબા વખતે પુરાણોની કપોલકલ્પિત કથાઓ ઉપજાવી કાઢવામાં આવી હોય તેમ શું ન બને? ઉપનિષદો એવા ઉચ્ચ તાત્ત્વિક એકેશ્વર-વાદને પ્રબોધે છે કે જેની તુલનામાં બીજું રહી શકે તેવું તત્ત્વ-

જ્ઞાન આખી દુનિયામાં બીજે ક્યાંય નથી અને જેનો ખ્યાલ સૃષ્ટિક્રમની સમરૂપતાની સંપૂર્ણ પ્રતીતિ થયા પછી જ આવી શકે તેમ છે; આ ઉપનિષદો અને તત્ત્વજ્ઞાનથી ભરપૂર ષડ્દર્શનો એ સઘળાં પુરાણોની પહેલાં થએલાં છે, એવું જ્યારે એક માણુસ વિચારે છે, ત્યારે તે માણુસને કબૂલ કરવું પડે છે કે આ ભારતવર્ષમાં વેદોના તત્ત્વજ્ઞાનયુક્ત, પુરાતન અને જાગૃત ધર્મના જ એ ભ્રષ્ટ શેષખંડરૂપે પુરાણો જન્મ પામ્યાં છે. જ્યારે લોકોની અજ્ઞતાને લીધે વૈદિક મન્ત્રોના યૌગિક અર્થો ભુલાઈ ગયા હતા, અને તેને બદલે ભળતા જ અર્થો સમજાવવામાં આવવા લાગ્યા હતા, ત્યારે આધુનિક મૂર્તિપૂજક ભારતવર્ષને શાપરૂપ થઇ પડેલાં ખોટી સમજણોથી ભરેલાં પુરાણો ઊભાં થયાં હતાં. પુરાતન શબ્દોના અસલી ખરા અર્થોમાં બગાડો થવાથી આવાં પુરાણો આ પ્રમાણે ઊભાં થઈ શકે. પ્રોફેસર મેક્સમુલર પણ પુરાણોમાં સમજાવવામાં આવેલાં સત્યોની અધમતા વિષે બોલતાં તેમ જ કહે છે.

એટલે પુરાણો માણસના વિચારોની સ્થૂલ સ્વરૂપી રચના છે અને તેમાં સ્થૂલ દૃષ્ટાંતોની સમજુતી તથા મૂળ હેતુઓ વા હેત્વાભાસોનું નિદર્શન, એવું કાંઇ આપવામાં આવ્યું હોય છે; ત્યારે તત્ત્વજ્ઞાન એવું સત્ત્વ છે કે જે સર્વસામાન્ય શબ્દરચનાવડે અને સંપૂર્ણ સંજ્ઞાઓવડે સમજાવવામાં આવ્યું હોય છે. તેથી કરીને 'તત્ત્વજ્ઞાન' અને 'પુરાણ' એ બે એક બીજાનાં વિરોધી છે, અને ખુદ યુરોપીય પંડિતોના અભિપ્રાય પ્રમાણે "તત્ત્વજ્ઞાન અને વેદોમાંના તત્ત્વજ્ઞાનમય વિચારો, પુરાણોની વાતોના મૂલ્યનું સંપૂર્ણ ખંડન કરવા માટે, જેટલા ઉપયોગી છે, તેટલું બીજું કાંઇ પણ ઉપયોગી નથી." એક યુરોપીય

પંડિતે વેદોના જૂદા જૂદા ભાગોને જૂદા જૂદા જમાનામાં રચાયલા જણાવીને અને શરૂઆતનો ભાગ "છંદસ્" કાળનો તથા પાછળનો ભાગ "મંત્ર" કાળનો ઠરાવીને આ વાત સ્પષ્ટ કરી છે.

"**छंदस्**" એ શબ્દનો અર્થ લૌકિક સંસ્કૃત પ્રમાણે 'સ્વતો ભાવિતા' અથવા 'પોતાની મેળે જન્મ પામવાની સ્થિતિ' એવો થાય છે. તેથી કરીને તે એમ માને છે કે 'છંદસ્' કાળ એવો હતો કે જે કાળના વેદમંત્રોમાં માત્ર સાધારણ બાબતો જ મળી આવે છે અને તેથી તે વેદમંત્રો કોઇ પણ પ્રકારના બુદ્ધિવિભવ વિનાના છે તથા એક સામાન્ય (અજ્ઞાન) મગજના સ્વતોભાવી ઉદ્દગારો છે. 'મંત્ર' કાળ (૨૯૦૦ વર્ષ પૂર્વેનો) કેટલીક વિશેષ ખુબીઓથી અને શ્રમસાધ્ય પ્રક્રિયાઓનાં વર્ણનોથી ભરેલો છે. હવે અમે પૂછીએ છીએ કે પ્રો. મેક્સમુલરે વેદોના જૂદા જૂદા ભાગોને જૂદા જૂદા કાળના સિદ્ધ કરવા માટે શું સાબીતી આપી છે? તેની સાબીતીઓ બે છે. એક તો **छंदस्** અને **मन्त्र** વચ્ચેના તફાવત વિષેની તેની કલ્પના છે, પણ તે ખોટી ઉપજાવી કાઢેલી અને અસ્પષ્ટ છે; અને બીજી એ કે, બે ભાગોમાં જૂદા જૂદા પ્રકારના વિચારો દર્શાવવામાં આવ્યા છે.

આ બન્ને સાબીતીઓ સંબંધી આપણે વિસ્તારપૂર્વક વિચાર ચલાવીશું. યાસ્ક કહે છેઃ—

**मंत्रः मननात् छन्दांसि छादनात् स्तोमः स्तवनात् यजुर्यजतेः साम संमितमृचा ॥ निरु० ७ ॥१२॥**

અર્થાત્—**मंत्र** અને **छंदस्**ના અર્થમાં કાંઇ તફાવત રહેલો નથી. 'વેદ' એ 'મંત્ર' કહેવાય છે તેનું કારણ એ છે કે તેની દ્વારા

મનુષ્ય સર્વ પદાર્થોનું સત્યજ્ઞાન શીખે છે. વળી 'વેદ' એ 'છંદસ્' કહેવાય છે તેનું કારણ એ છે કે તે સર્વ અજ્ઞાનને દૂર કરે છે અને મનુષ્યને સત્યજ્ઞાન તથા સૌખ્યના સંરક્ષણમાં મૂકે છે. અથવા વધારે સ્પષ્ટ રીતે કહેતાં, આપણે 'શતપથ' ( ૮–૨ ) માં વાંચીએ છીએ કે—

**छन्दांसि वै देवा वयोनाधांश्छंदोभिर्हीदं सर्वं वयुनं नद्धं ॥**

અર્થાત્—મંત્રો ( દેવ ) ને છંદસ્ કહેવાય છે તેનું કારણ એ છે કે સર્વ મનુષ્યવર્તનનું જ્ઞાન તે ( મંત્રો ) વડે જ બાંધવામાં આવ્યું છે. તેઓ દ્વારા જ આપણે સદ્વર્તનનું શિક્ષણ પામીએ છીએ. તે શબ્દોનો 'યૌગિક' અર્થ તપાસીશું તોપણ આપણને એ જ તાત્પર્ય મળી આવશે. **मंत्र** શબ્દ **मन्** અર્થાત્ 'વિચારવું' એ ધાતુમાંથી અથવા **मंतृ** અર્થાત્ 'ગુપ્ત જ્ઞાનને પ્રકટ કરવું' એ ધાતુમાંથી રચાયો હોવો જોઇએ. પાણિનિ **छंदस्** શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે કરે છે: **चंदेरादेश्चछः ॥ छंदस्** શબ્દ **चदि** ( **चद्** )–અર્થાત્ 'આનંદ પામવો' અથવા 'પ્રકાશિત કરવું' એ ધાતુમાંથી ઉત્પન્ન થએલો છે. **छंदस्** એટલે 'એવું જ્ઞાન કે જે સર્વવ્યાપી આનંદને ઉત્પન્ન કરે અથવા જે દરેક વસ્તુને પ્રકાશિત કરે–અર્થાત્ દરેક વસ્તુનું સત્ય લક્ષણ પ્રકટ કરે'.

પ્રો. મેક્સમુલર વેદોના જૂદા જૂદા ભાગોને જૂદા જૂદા કાળના કહે છે તેનું બીજું કારણ એ છે કે વેદોમાં વિચારોનાં બે જૂદાં જૂદાં સ્વરૂપો જડી આવે છે. એક સાચા અને સાદા સ્વરૂપના વિચારો છે અને તેને પ્રોફેસર મેક્સમુલર 'છંદસ્' કાળના કહે છે. બીજા શ્રમસાધિત અને પારિભાષિક સ્વરૂપવાળા વિચારો

છે અને તેને તે 'મંત્ર' કાળના કહે છે. પણ જેને તે મંત્ર કાળના વેદો કહે છે તેમાં શ્રમસાધિત અને પારિભાષિક વિચારો સમાએલા છે એમ જણાવવા માટે તેની પાસે શું સાબીતી છે? સાબીતી તો એ જ છે કે તે વેદોનો એ પ્રમાણે અર્થ નીપજાવે છે. જો તેના અર્થો ખોટા છે એમ સિદ્ધ કરવામાં આવે, તો પછી વેદો પૃથક્ પૃથક્ કાળની રચના હોવા વિષેનું તેનું કથન કેવળ પાયા વિનાનું જ ઠરે. હવે, પ્રો. મેક્સમુલર 'મંત્ર' કાળના વેદમંત્રોના અર્થો એ પ્રમાણે શામાટે કરે છે? સ્પષ્ટ જ છે કે સાયણ અને મહીધરને આધારે તે આ મંત્રોના શબ્દોમાં પારિભાષિકતા, હોમ-હવન, અને બીજી હસ્તકૃત પ્રક્રિયાઓ જુએ છે; અથવા તો તે એ શબ્દોનો "યૌગિક" અર્થ વિચારતો નથી, પણ "રૂઢ" થએલો અર્થ માની લે છે. આ પરથી એટલું સ્પષ્ટ થાય છે કે જો તેણે નિરૂક્તમાં આપેલા અર્થો ધ્યાનમાં લીધા હોત કે સઘળા વૈદિક શબ્દો "યૌગિક" અર્થમય છે, તો વેદોના જૂદા જૂદા ભાગોને જુદા જુદા કાળના ઠરાવવાના મિથ્યા સમયદોષનિરૂપણમાં ઉંડા ઉતરવાની તેને જરૂર પડત નહિ.

આ પ્રમાણે આ મહત્ત્વના પ્રશ્નના નકારસૂચક પક્ષમાં રહીને પંડિતજી જણાવે છે અને વેદોમાં પૌરાણિક બાબતો મોટા પ્રમાણમાં સમાયેલી હોવાનું કહેનારાઓની દલીલોને નિષ્ફળ ઠરાવે છે. હવે તે પ્રશ્નના હકારસૂચક પક્ષ તરફથી તે જણાવે છેઃ—

નિરૂક્તના રચયિતા યાસ્કે વૈદિક મન્ત્રોના અર્થો કરવાના સંબંધમાં જે પહેલો નિયમ ઠરાવ્યો છે તે એ છે કે વેદના સ-

ધળા પારિભાષિક શબ્દો 'યૌગિક'[1] છે. નિરૂક્તના પ્રથમાધ્યાયના ચતુર્થ ખંડમાં આ જ વિષય સંબંધે ચર્ચા આપેલી છે. યાસ્ક, ગાર્ગ્ય, શાકટાયન અને બીજા સર્વ વૈયાકરણીઓ તથા વ્યુત્પત્તિવેત્તાઓ એકમતે જણાવે છે કે વૈદિક શબ્દો "યૌગિક" જ છે. પરન્તુ યાસ્ક અને શાકટાયન સાથે એમ પણ જણાવે છે કે "રૂઢિ[2]" શબ્દો પણ "યૌગિક" છે એટલે કે "રૂઢિ" શબ્દો પણ મૂળ ધાતુઓમાંથી નીપજાવી કાઢેલા છે; ત્યારે ગાર્ગ્ય કહે છે કે, ફક્ત "રૂઢિ" શબ્દો જ "યૌગિક" નથી. છેવટે ગાર્ગ્યના મતને આધાર વિનાનો ઠરાવીને એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે 'વૈદિક' તેમ જ 'રૂઢિ' ઉભય પ્રકારના શબ્દો "યૌગિક" છે. નિરૂક્તને આધારે પતંજલિ પણ પોતાના 'મહાભાષ્ય' માં એ જ અભિપ્રાય ઉતારે છે અને વૈદિક શબ્દોને

૧ જે શબ્દમાં કાંઇ વ્યુત્પન્ન અર્થ સમાયલો હોય તે શબ્દ "યૌગિક" કહેવાય છે: એટલે કે, જે શબ્દ, તેમાં સમાએલા ધાતુનો અર્થ, અને તે સાથે તેને લાગેલા ઉપસર્ગો કે પ્રત્યયોથી તે ધાતુના અર્થમાં ફેરફાર થઇને જે એકંદર અર્થ થતો હોય તે અર્થ, બતાવે છે, તે શબ્દ "યૌગિક" શબ્દ કહેવાય છે. વસ્તુતઃ જે ધાતુ અને ઉપસર્ગ કે પ્રત્યયવડે એક શબ્દ સિદ્ધ થયો હોય છે તે ધાતુ અને ઉપસર્ગ કે પ્રત્યય તો તે શબ્દના ખરા અર્થની માત્ર રૂપરેષા જ બતાવે છે; અને શબ્દ તો સ્પષ્ટ રીતે ગુણબોધક જ હોય છે.

૨ "રૂઢિ" એ શબ્દ એવા એક ચોક્કસ પ્રકારના અર્થવાળા શબ્દને કહેવામાં આવે છે કે જે શબ્દની ધાતુપરથી થએલી રચનાનો વિચાર કરતાં તે શબ્દનો ગુણબોધક અર્થ નીકળે છે, તે તે શબ્દના રૂઢ અર્થની કાંઈ રૂપરેષા પણ બતાવતો નથી. તેથી સામાન્ય રીતે "રૂઢિ" શબ્દ નિરંકુશ અર્થદર્શક લેખાય છે.

"નૈગમ" કહીને "રૂઢિ" શબ્દોથી જૂદા પાડી બતાવે છે. પતંજલિ કહે છે કે:—

**नाम च धातुजमाह निरुक्ते व्याकरणे शकटस्य च तोकम् ॥**

અને તે પહેલાં તેણે જણાવ્યું છે કે—

**नैगम रूढिभवं हि सुसाधु[1] ॥**

આ સઘળાનું મુખ્ય તાત્પર્ય એ છે કે સઘળા ઋષિમુનિઓ તથા ગ્રંથકારો—ટીકાકારો એક પણ અપવાદ વિના વૈદિક શબ્દોને 'યૌગિક' શબ્દો લેખે છે, ત્યારે કેટલાકો 'લૌકિક' શબ્દોને પણ 'રૂઢિ' કહે છે.

યુરોપીય પંડિતોએ આ મુખ્ય તત્ત્વની તો જરા પણ દરકાર કરી નથી, અને તેથી તેઓએ કરેલા વેદોના અર્થોમાં, જોડી કાઢેલી અને પુરાણોમાંથી ઉપાડી લીધેલી કથાઓ તથા ઐતિહાસિક કિંવા ઇતિહાસ પૂર્વેની વ્યક્તિઓની વાર્તાઓ અને દંતકથાઓ, ઉમેરી દીધી છે. આ પ્રમાણે, ડા. મ્યુરના[2] અભિપ્રાય પ્રમાણે, નીચેની ઐતિહાસિક વ્યક્તિઓનું પણ ઋગ્વેદમાં નિદર્શન કરવામાં આવ્યું છે: ઋષિ કણ્વસ્ ૧ (૪૭–૨); ગોતમસ્ ૧ (૭૧–૧૬), ગૃત્સમદસ્ ૨ (૩૯–૮); ભૃગવસ્ ૪ (૧૬–૨૩); અને બૃહદુકથ ૧૦ (૫૪–૬). પણ તેમાં સત્ય શું છે? કણ્વ અને ગૃત્સ શબ્દો માત્ર 'પંડિત પુરૂષો' એટલો જ અર્થ બતાવે છે (જુઓ 'નિઘંટુ' ૩–૧૩); 'ભૃગવઃ' શબ્દનો અર્થ 'બુદ્ધિમાન્ પુરૂષો' એવો થાય છે (જુઓ 'નિઘંટુ' ૫–૫). 'ગોતમ' શબ્દનો અર્થ 'પ્રશં-

---

**१. महाभाष्य अ. ३ खंड ३.**

૨ મ્યુર્સ સંસ્કૃત ટેક્સ્ટ્સ, પુ. ૩, પૃ. ૨૩૨–૨૩૪.

સક' એવો થાય છે અને 'બૃહદુકથ' એ કહેવાય કે જેનું કુદરતી સંપત્તિ સંબંધી જ્ઞાન 'બૃહત્' અર્થાત્ ઘણું-સંપૂર્ણ હોય. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે વેદોના અર્થો કરવામાં આ મુખ્ય નિયમની જો એક વાર અવગણના કરવામાં આવે, તો પછી એક માણસ ઐતિહાસિક અને ઇતિહાસપૂર્વની વ્યક્તિઓની દંતકથાઓમાં જ ઉતરી પડે. ઋગ્વેદમાંથી **શુનઃ શેપ**ની કથા શોધી કાઢનાર મેક્સમુલરના સંબંધમાં પણ એમ જ કહી શકાશે. '**શેપ**' એટલે સમાગમ (નિરૂક્ત ૩–૨, **શેપઃ શપતે સ્પૃશાતિ કર્મણો**) તેની પહેલાં **શુનઃ** અથવા **શ્વન્** અર્થાત્ 'જ્ઞાન' એ શબ્દ ઉપસર્ગ તરીકે રહેલો છે; (**શ્વા શુસતેઃ શવતેર્વા ગતિકર્મ્મણઃ સ્યાત**) એટલે **શુનઃ શેપ**નો અર્થ 'જે માણસ જ્ઞાનના સમાગમમાં આવ્યો હોય તે' અર્થાત્ 'વિદ્વાન્ પુરૂષ' એવો થાય.

મેક્સમુલર કહે છે કે–બીજા કોઈ પણ કાવ્યમાં નહિ જડી આવતી એવી આ પુરાતન કથાઓમાં એક ખૂબી રહેલી છે. દરેક શબ્દમાં તેના મૂળ અર્થનું કાંઇ ને કાંઇ તત્ત્વ તો રહેલું જ હોય છે; દરેક ગુણવાચક શબ્દમાં કાંઇ વિશિષ્ટ અર્થ સમાએલો હોય છે અને દરેક વિચાર, જોકે તે ગુંચવણીભરી અને અસંબદ્ધ શબ્દરચનામાં ગુંથેલો હોય છે, તોપણ જો આપણે તેને એકવાર છૂટો કરીને વિચારીએ, તો તે આપણને ખરો, સત્યપૂર્ણ અને સંપૂર્ણ જણાયા સિવાય રહેતો નથી.

આગળ જતાં મેક્સમુલર કહે છે કે "વ્યક્તિઓનાં નામો વેદોમાં શાન્ત અને પ્રવાહી જળના જેવા સ્પષ્ટ જણાય છે અને તે નામો કોઇ પણ રીતે સંજ્ઞાસૂચક જણાતાં નથી."

હવે, યુરોપીય પંડિતોએ વૈદિક મન્ત્રોના જે અર્થો કરેલા છે તેમાં રહેલી અસંભવિતતા અને અસંબદ્ધતા બતાવવાની ઈચ્છાને હું થોભાવી શકતો નથી. આ કારણથી આ નીચે એક બાજુએ યુરોપીય પંડિતનો વૈદિક અર્થ તથા તેની સામી બાજુએ ગુરૂદત્ત વિદ્યાર્થી અથવા સ્વામી દયાનંદનો તે જ મન્ત્રનો અર્થ ટાંકી બતાવું છું: ઋગ્વેદના ૧૬૨ મા સૂક્તનો પ્રથમ મંત્ર દાખલા તરીકે લેઇશું.

મેક્સમુલરે કરેલો અર્થ.

"અમે દેવાયત–દેવતાઇ દ્રુતગામી ઘોડાના ગુણોનું યજ્ઞ પ્રસંગે કથન કરીશું, અને તેટલા માટે મિત્ર, વરૂણ, અર્યમન્, આયુ, ઈન્દ્ર, ઋભુક્ષ અને મરૂતો અમને અશાપિત રાખો!"

ગુરૂદત્ત વિદ્યાર્થીએ કરેલો અર્થ.

"જે અગ્નિને વિદ્વાનો અથવા રસાયનશાસ્ત્રીઓ જૂદાં જૂદાં કામોમાં ઉપયોગમાં લેવામાટે પ્રદીપ્ત કરી શકે છે, તે અગ્નિના અતુલ સામર્થ્યના ગુણોથી અથવા તેની તેજસ્વી વીર્યસંપત્તિથી સંપન્ન એવા વીર્યવાન્ અશ્વોના વીર્યોત્પાદક ગુણોનું અમે વર્ણન કરીશું; પરગજુ પુરૂષો, મહાશયો, ન્યાયવેત્તાઓ, વિદ્વાનો, રાજકર્ત્તાઓ, પ્રજ્ઞ પુરૂષો અને વિજ્ઞાનવેત્તાઓ આ (તેજસ્વી) સંપત્તિઓની અવગણના મા કરો!"

આ મન્ત્રમાંના શબ્દોના યૌગિક તાત્પર્યની દરકાર નહિ કરતાં મેક્સમુલર મિત્ર, વરૂણ, અર્યમન્, આયુ, ઈન્દ્ર, ઋભુસ્, અને મરૂત્‌ને વિશેષ નામ લેખતાં એમ સમજે છે કે, મિત્ર તે દિનપતિ સૂર્ય છે, વરૂણ આકાશવ્યાપી દેવતા છે, વાયુ અથવા આયુ પવન દેવતા

છે, ઇન્દ્ર મેઘાવરણનો પતિ છે, ઋભુસ્ શિલ્પીઓ છે અને મરૂતો ઉત્પાતજનક દેવતાઓ છે. "દેવાયત" નો અર્થ "લૌકિક" રીતિને અનુસરીને તે "દેવતાઇ" (sprung from the gods) એવો કરે છે અને "વીર્ય" નો અર્થ " ગુણો " કરે છે.

પરંતુ વાસ્તવિક રીતે કહીએ તો, " મિત્ર " એટલે દોસ્ત કહેવાય; "વરૂણ" એટલે ઉચ્ચ ગુણોપેત માણસ; " અર્યમન્" એટલે ન્યાયવેત્તા અથવા ન્યાયાધીશ; " આયુ " એટલે વિદ્વાન્ પુરૂષ; "ઇન્દ્ર" એટલે રાજકર્તા અથવા રાજા; "ઋભુક્ષ" એટલે પ્રજ્ઞાવાન્ પુરૂષ; અને " મારૂત " એટલે ઋતુઓના નિયમને વ્યવહારૂ રીતે અનુસરનાર વ્યક્તિ.

" અશ્વ " નો અર્થ કાંઇ એકલો "ઘોડો" જ થઇ શકે નહિ; પરન્તુ વાસ્તવિક રીતે અગ્નિ, વિદ્યુત્, ચુંબક શક્તિ અને બીજી જે શક્તિઓ દૂર રહ્યા છતાં પણ અસર નીપજાવી શકે તે શક્તિઓના એક સમૂહને પણ " અશ્વ " કહી શકાય. ( જુઓ, આ સૂક્તપરની ટીકાની શરૂઆતમાં સ્વામી દયાનંદે કરેલી વિવેચના, અને શતપથ ૧ (૩–૩૨૯–૩૦). " દેવાયત " નો અર્થ "વિદ્વાન્ પુરૂષોએ ઉપયોગમાં લેવા માટે જાગૃત કરી બતાવેલી તેજસ્વી સંપત્તિઓવાળું " એ પ્રમાણે થાય. " દેવ" શબ્દનો અર્થ "તેજસ્વી સંપત્તિઓ અને વિદ્વાન્ પુરૂષો " એ પ્રમાણે થાય છે. " વીર્ય " એટલે "બલોત્પાદક ગુણો."

" અશ્વ " નો અર્થ "અગ્નિ" થાય છે એ તો નીચેના ઉતારાપરથી જણાશેઃ—

**अश्वं न त्वा वारवन्तं विदध्या अग्निं नमोभिः ॥ऋग्वेद॥**

अश्वं અને अग्निम् શબ્દો પરથી જણાય છે કે अश्वनो અર્થ अग्नि થાય છે. વળી—

**वृषो अग्निः सामिद्ध्यतेऽश्वो न देववाहनः। तं हविष्मन्त ईडते ॥ ऋग्वेद १ (२७-१).**

અર્થાત્—અગ્નિ-અશ્વ એક વાહન જોડેલા પશુની પેઠે વિદ્વાન્ પુરૂષોને ખેંચી જાય છે, એટલે તે વિદ્વાન્ પુરૂષો તેના દૂરથી ખેંચી લેવાના ગુણોને પિછાણે છે. અથવાતો—

**वृषो अग्निः। अश्वो ह वा एष भूत्वा देवेभ्यो यज्ञं वहति॥ शतपथ १ (३)-२. २९-३०.**

હવે ઋગ્વેદ ૯ (૯૬) નો સાયણે કરેલો અર્થ અને પંડિતજીએ તેનો જ કરેલો અર્થ એ બન્ને આપણે સરખાવીએ.

**ब्रह्मादेवानां पदवीः कवीनामृषिर्विप्राणां महिषो मृगाणाम् ॥**
**श्येनो गृध्राणां स्वधितिर्वनानां सोमः पवित्रमत्येति रेभन् ॥**

તેનો અર્થ કરતાં સાયણ કહે છેઃ—

"ઈશ્વર પોતે દેવો, ઇન્દ્ર, અગ્નિ ઇત્યાદિમાં બ્રહ્માતુલ્ય ભાસે છે; નાટયકારો અને ગાનકારોમાં તે એક કવિતુલ્ય ભાસે છે; બ્રાહ્મણોમાં વસિષ્ઠઋષિતુલ્ય ભાસે છે; સઘળાં ચોપગાં પશુઓમાં તે પાડાના જેવો ભાસે છે; પક્ષીઓમાં તે એક ગરૂડ જેવો ભાસે છે; વનમાં એક કોહાડાના સરખો ભાસે છે; મંત્રોવડે પાવન કરેલા સોમરસના જેવો અને ભાગીરથીના પવિત્ર જળના જેવો ઇશ્વર ભાસે છે; ઇત્યાદિ."

**ब्रह्मा, कवि, देव, ऋषि, विप्र, महिष, मृग, श्येन,**

**ગૃધ્ર, વન, સોમ** અને **પવિત્ર** એ શબ્દોના તેણે જે જે અર્થો કર્યા છે તે સઘળા એક પણ અપવાદ વિના કેવળ "રૂઢિ" અથવા "લૌકિક" અર્થો છે.

હવે **યાસ્કે** પોતાના નિરૂક્ત (૧૪–૧૩) માં આપેલો અર્થ આ નીચે ઉતારીશું. તેણે તેમાંના એક પણ શબ્દનો યૌગિક અર્થ કર્યા વિના રહેવા દીધો નથી. **યાસ્ક** કહે છેઃ–

**अथाध्यात्मं ब्रह्मादेवानामित्ययमपि ब्रह्मा भवति देवानां देवकर्मणामिन्द्रियाणां पदवीः कवीनामित्यपि पदं वेत्ति कवीनां कवीयमानानामिन्द्रियाणामृषिर्विप्राणामित्ययमप्यृषिणो भवति विप्राणां व्यापनकर्मणामिन्द्रियाणाम् महिषो मृगाणामित्ययमपि महान् भवति मार्गणकर्म्मणामिन्द्रियाणां श्येनो गृध्रानामितिश्येन आत्मा भवति श्यायतेर्ज्ञानकर्मणो गृध्राणीन्द्रियाणि गृध्यतेर्ज्ञानकर्मणो यत एतस्मिंस्तिष्ठति स्वधितिर्वनानामित्ययमपि स्वयं कर्म्माण्यात्मनि धत्ते वनानां वननकर्मणामिन्द्रियाणां सोमः पवित्रमत्येति सूयमा नोऽयमेवैतत् सर्वमनुभवत्यात्मगतिमाचष्ट ॥**

યાસ્કે આપેલા ખુલાસાના આધારે હવે અમે એ મંત્રના આધ્યાત્મિક તાત્પર્ય વિષે બોલીશું. તે સમજાવવામાં તેનો એ આશય છે કે મનુષ્યનો આત્મા સર્વ અનુભવને ભોગવનારૂં એક મધ્ય કેન્દ્રરૂપ ચૈતન્ય છે. ઇન્દ્રિયોને ગોચર એવું આ બાહ્ય જગત્ પોતાના હેતુ તથા આશયને સમજે છે અને તેથી તે આ મધ્યકેન્દ્રરૂપ ચૈતન્યમાં એકરૂપ બની જાય છે. ઇન્દ્રિયો તે દેવો છે, કારણકે, તે દશ્યમાન બાહ્ય જગતના સૂત્રધાર રૂપ છે અને બાહ્ય જગત્ આપણને ગોચર થઈ

શકે છે તેના સાધનરૂપ તે ઇન્દ્રિયો જ છે. તેથી કરીને **आत्मा** તે **ब्रह्मादेवानाम्** છે—એક ચેતન તત્ત્વ છે કે જે, ઇન્દ્રિયોએ ગોચર કરેલું સર્વ કાંઈ, પોતાના ચૈતન્યને અર્પે છે. તેવી જ રીતે ઇન્દ્રિયોને **कवयः** પણ કહી શકાય, કારણકે તેઓની દ્વારા જ એક માણસ કાંઈ પણ શીખી શકે છે. એટલે, **आत्मा** તે **पदवीःकवीनाम्** છે અથવા સત્ય ચૈતન્યમય તત્ત્વ છે કે જે ઇન્દ્રિયોની પ્રક્રિયાને સમજે છે. વળી, **आत्मा** તે **ऋषिर्विप्राणाम्** પણ છે, કારણકે **विप्र** એટલે ઇન્દ્રિયો કે જેની પ્રેરણાથી માણસના આખા શરીરમાં વાસનાની વ્યાપ્તિ થાય છે, અને તે **विप्राणाम् ऋषिः** એટલે ઇન્દ્રિયો ઉપર અધિકાર ધારણ કરનાર. ઇન્દ્રિયો **मृग** પણ કહેવાય છે, કારણકે તેઓ બાહ્ય જગત્માંથી જ પોતાનો ખોરાક શોધી કાઢે છે. **आत्मा** તે **महिषो मृगाणाम्** છે, એટલે સર્વ મૃગોમાં–શિકારીઓમાં-ખોરાક શોધનારાઓમાં 'મહિષ' જેવો એટલે મોટો છે. તેનું તાત્પર્ય એ છે કે આત્માની શક્તિદ્વારા જ ઇન્દ્રિયો પોતાના યથાયોગ્ય વિષયોને શોધી કાઢવા સમર્થ થઈ શકે છે. **आत्मा श्येन** પણ કહેવાય છે, કારણકે તેનામાં જ જ્ઞાન સંપાદન કરવાની શક્તિ છે. ઇન્દ્રિયોને ગૃધ્ર કહેવામાં આવી છે, કારણકે તે આત્માને જ્ઞાન સંપાદન કરવા માટે સઘળી વસ્તુઓ પૂરી પાડે છે; અને પછી આત્મા એ સર્વ ઇન્દ્રિયોમાં વ્યાપી રહે છે. વળી **आत्मा स्वधितिर्वनानाम्** પણ છે અર્થાત્ સર્વ ઇન્દ્રિયો જેની આજ્ઞામાં છે તેવો શેઠ છે. 'સ્વધિતિ' એટલે આત્મા, કારણકે આત્માની સક્રિયાવસ્થા તેને પોતાને અર્થે જ છે: માણસ તો મૃત્યુવશ પ્રાણી છે. ઇન્દ્રિયોને વન કહી છે, કારણકે તેઓ પોતાના શેઠની–મનુષ્યાત્માની આજ્ઞામાં છે. આ જ આત્મા પવિત્ર–નિરામય હોઇને સર્વનો ઉપભોગ કરે છે. **યાસ્કના** કથનાનુસાર તે મંત્ર-

માં આ પ્રકારનું "યૌગિક" તાત્પર્ય સમાએલું છે. સાયણે કરેલા અર્થમાં કાંઇ પણ વાસ્તવિક તાત્પર્ય રહેલું નથી, પણ તેથી ઉલટું યાસ્કે કરેલો અર્થ બંધ બેસતો અને બુદ્ધિગમ્ય લાગે છે, એટલુંજ નહિ પણ દરેકે દરેક શબ્દનો યૌગિક અર્થ જ તેમાં સ્પષ્ટતઃ ગ્રહણ કરવામાં આવ્યો છે; ત્યારે સાયણ શબ્દના લૌકિક અર્થ વિના બીજું કાંઇ સમજતો જ લાગતો નથી. વળી તે સાથે એટલું પણ જણાઇ આવે છે કે અર્થમાં સમાએલી સરલતા, સ્વાભાવિકતા અને સત્યતાને લીધે તે અર્થ, કાળ કે સ્થળના સંબંધમાં કેવળ સ્વતંત્ર જ જણાઈ આવે છે; ત્યારે સાયણે શોધેલા તાત્પર્યમાં જે કૃત્રિમતા, કઠિનતા, તથા સ્થળ-સમયનિદર્શન જણાય છે, તે પરથી તો એમ જ સૂચિત થાય છે કે સાયણ વેદમન્ત્રોના અર્થ કરવાના નિયમોથી કેવળ અજ્ઞાત હતો.

સ્વામી દયાનંદના કથન પ્રમાણે, આ આખા સૂક્તમાં 'અશ્વ-વિદ્યા' નાં તત્ત્વો સમજાવવામાં આવેલાં છે. અશ્વવિદ્યા એટલે અશ્વોને કેળવવાનું શાસ્ત્ર અથવા વિદ્યુતના રૂપમાં સર્વત્ર વ્યાપી રહેલા અગ્નિને લગતી વિદ્યા.

તેજ સૂક્તના બીજા કેટલાક મંત્રોના મેકસમુલરે કરેલા અર્થો આપ્યા પછી પંડિતજી સાયણને તેના ખરા રંગરૂપમાં દેખાડી આપે છે. સાયણને માટે પંડિતજીએ એવું કહ્યું છે કે "તેણે પૂરા પાડેલા રોગિષ્ટ અને ખામીઓવાળા ખોરાકમાંથી જ આધુનિક ભાષા–વ્યુત્પત્તિ શાસ્ત્ર અને વૈદિક પાંડિત્ય આગળ વધેલું છે." તે સાયણે કરેલા ઋગ્વેદ (૧૬) ના અર્થને, યાસ્કે પોતાના નિરૂક્ત ૧૪–(૧૩) માં આપેલા વિવેચન સાથે સરખાવે છે. સાયણનો અર્થ તે મંત્રને પૌરાણિક વેશ પહેરાવતો જણાય છે, ત્યારે યાસ્ક મુનિના અર્થમાં એક સુંદર

અને અચલ સત્યમય મતનું તથા રસમય તત્ત્વનું વિવેચન કરવામાં આવ્યું છે. તે જ અર્થ વેદોની મહત્તાને અનુરૂપ અધ્યાત્મજ્ઞાનના સત્ત્વરૂપ છે.

ત્યારપછી પંડિતજીએ પ્રો. મેક્સમુલરની કલ્પનાની એક અતિ-વિચિત્ર સૃષ્ટિનું ખંડન કરવા પાછળ કેટલાક પૃષ્ઠો રોકેલાં છે. આ કલ્પના એ હતી કે વૈદિક કવિઓના ધર્મમાં ધર્મનું એકાંતતત્ત્વમય (henotheistic) સ્વરૂપ* અતિ અગ્રસ્થાન ધરાવતું હતું. તોપણ દુનિયામાંનો જે એક માણસ તે કવિઓના કથનને સમજીને તેમને ધર્મનું એકાંતતત્ત્વમય સ્વરૂપ દર્શાવનાર તરીકેની કીર્તિ સમર્પે છે તેને માટે તે વૈદિક કવિઓએ ગર્વપૂર્વક તેનો આભાર માનવો જોઈએ.

વેદોને માનનારા ભારતવર્ષીય હિંદુઓને યુરોપીય પંડિતોએ બુદ્ધિસામર્થ્યમાં રાક્ષસો જેટલા અતુલ બલધારી કહ્યા છે અને જગતના ઇતિહાસમાં અદ્વિતીય પ્રકારના તત્ત્વજ્ઞાનની શાળાના સ્થાપકો તરીકે ઓળખાવ્યા છે. દુનિયામાં તત્ત્વજ્ઞાનની જે જે શાળાઓ પ્રાચીન કાળમાં અસ્તિત્વ ધરાવતી હોવાનું જાણવામાં આવ્યું છે તેમાં સૌથી પહેલી શાળાના સ્થાપકો તરીકે, અને દુનિયાની ઉત્પત્તિ તેમ જ મનુષ્ય તથા તેના ભાવી જીવનની લક્ષણા અને તે વચ્ચે રહેલા પરસ્પર સંબંધ વિષે વિચારવાન્ પુરૂષોનાં મગજમાં જે કાંઈ ગહન પ્રશ્નો ઉપસ્થિત થાય તે પ્રશ્નોનો ઉત્તર ફક્ત બુદ્ધિ તથા તર્કશક્તિને આધારે આપવાને લગતા સૌથી પહેલા પ્રયાસના જન્મદાતા તરીકે, હિંદુઓ સ્વીકરાયલા છે. તે હિંદુઓના વંશજો—અત્યારના હિંદુ વિદ્યાર્થીઓ,

* અર્થાત્ એકાંતન્યાયપૂર્વક (એકાંત દૃષ્ટિથી નહિ) એક જ ઇશ્વરને સર્વમાં 'પરમ' માની બેસવો તે.

મેકસમુલર અને સાયણ—જેઓ વેદોના કેટલાક ઉમદા ભાગોને કેવળ સાદી પૌરાણિક વાતો તરીકે અને પ્રાચીન સમયના આર્યોએ જોડી કાઢેલી કલ્પિત કથાઓ તરીકે જાહેર કરે છે—તેઓના સરખા માણુસોની માનીનતાને અનુસરતાં લજ્જિત થવા જોઇએ. અત્યંત દીલગીરીની વાત છે કે યાસ્કના દેશબંધુઓ યાસ્ક કરતાં મેકસમુલરના કથનને પ્રમાણભૂત લેખે છે અને આગ્રહપૂર્વક એવું માને છે કે વેદો તો નિર્જીવ વાતોનો સંગ્રહ છે અને મનુષ્યહૃદયની ધાર્મિક વૃત્તિને અસર કરવા માટે પૂરતા સામર્થ્યવાળા નથી.

સાયણ અને મહીધરના શિક્ષણને માટે યોગ્ય માન દર્શાવતાં છતાં એટલું તો કહેવામાં આવવું જોઇએ કે તેઓ ભારતવર્ષના ખરેખરા શત્રુઓ જ થઇ ગયા છે. સંખ્યાબંધ દેશબંધુઓ હિંદુ ધર્મમાંથી ચાલ્યા ગયા છે અને અસંખ્ય આત્માઓ પતિત થઇને ખ્રીસ્તી, મુસલમાન, બૌદ્ધધર્મી કે જડવાદી બન્યા છે, તે સઘળું તેઓની જ નવી નવી કૃતિઓને તથા પોતાના પિતામહોના રચેલા પવિત્રતમ ધર્મગ્રંથોના તેઓએ કરેલા હલકા અર્થોને આભારી છે. જ્યારે આપણે આ દુર્ભાગી બનાવો સંબંધે દીર્ઘ વિચાર કરીએ છીએ, ત્યારે જ આપણને સ્વામી દયાનંદ તથા ગુરૂદત્ત વિદ્યાર્થી જેવા વીર પુરૂષો અકાળે કરમાઇ જવાથી થએલા ભારી નુકસાનને આપણે જોઇ શકીએ છીએ અને ત્યારે જ આપણને તેનું દુઃખ લાગી આવે છે. પંડિત ગુરૂદત્તના પ્રયાસથી જગતની સમક્ષ વૈદિક બોધનો વિશાળ ખજાનો ખુલ્લો થવા પામત અને તેથી શુદ્ધ જ્ઞાનસલિલના કુંડોમાંથી સંપૂર્ણ જળપાન કરવા માટેનાં સાધનો મનુષ્યજાતિને પૂરાં પડત. તેના સરખા માણુસો જ યાસ્ક, વ્યાસ, અને પતંજલિ જેવા મહાપંડિતોનાં ના-

મોને પુનઃ સજીવન કરી શકે. **સાયણ** અને **મહીધર**ને બદલે **યાસ્ક** અને બીજા વૈદિક ટીકાકારોનાં નામ ચિરંજીવી બનત; ત્યારે જ માત્ર ભારતવર્ષને તેની પુરાતન કીર્તિ સમજવાની અને તેટલા ઉચ્ચ સાનુ-પર ચડવાની તક મળી શકત. એક મોટા દુર્ભાગ્યની વાત છે કે વેદોના અર્થ કરવામાં હિંદવાસીઓ–હિંદુઓ–આર્યો યુરોપીઅનોને પોતાના નેતા અને વિશ્વાસુ પ્રમાણભૂત માને છે. ખરેખર, વિધિની લીલા અકળ છે, એ કોઇએ ખરૂં જ કહ્યું છે!

આ નિબંધના બાકીના ભાગમાં **देवता** શબ્દના ગ્યોગ્ય અર્થના સંબંધમાં અત્યંત રસભરી અને લાંબી ચર્ચા ચલાવી છે. સ્થળે સ્થળે વેદના મૂળ પાઠનો અને યાસ્કનો આધાર બતાવીને પંડિતજીએ તેમાં એવું સિદ્ધ કર્યું છે કે વૈદિક મન્ત્રોમાં **देवता** શબ્દ એક સામાન્ય શબ્દ તરીકે વપરાયલો હોય છે અને મન્ત્રમાં જે જે પદાર્થોના ગુણો સમજાવવામાં આવ્યા હોય છે તે તે પદાર્થોને તે **देवता** શબ્દ લાગુ પડે છે; અને તેથી એક મન્ત્રમાં એક **देवता**ના ગુણો સમજાવવામાં આવ્યા હોય છે તેમ જ તે ગુણો સમજાવવાના આશયથી જ સર્વજ્ઞ ઇશ્વરે તે મન્ત્રનું ઉચ્ચારણ કર્યું હોય છે. **निरुक्त** ૭ (૪) માં એક સ્થળે યાસ્ક કહે છે કે "જગતના સામાન્ય વ્યવહારમાં આપણે એવું જોઇએ છીએ કે વિદ્વાનો, માતાપિતા અને અતિથિઓ અર્થાત્ સાધુ-અભ્યાગતો કે જેઓનું કાંઇ નિશ્ચિત નિવાસસ્થળ હોતું નથી અને જેઓ લોકોને ધર્મોપદેશ કરતાં જગો જગોએ ફરતા ફરે છે, તેઓ સઘળા 'દેવતા' ને નામે બોલાવાય છે. અત્યારે પણ 'દેવતા' શબ્દ કોઈ ભક્તિમાન્ સાધુ પુરૂષને ઉચ્ચ પ્રકારનું માન આપતાં બોલાય છે. સાધારણ વાતચીતમાં પણ કોઇ જીવતા મહાપુરૂષોને માટે "ફલાણા

મહાત્મા તો દેવતા છે" એમ કહેવાય છે. નિરૂક્તના શબ્દોને આધારે અને બુદ્ધિગમ્ય પદ્ધતિએ પંડિતજીએ એવું સિદ્ધ કર્યું છે કે, "તે જ્ઞાનગમ્ય પદાર્થની પૃથક્કૃતિથી આપણે ષટ્ વસ્તુઓ શોધી કાઢી શકીએ છીએ: કાળ, સ્થળ, સામર્થ્ય, મનુષ્યાત્મા, માનસિક ચાપલ્ય અને શારીરિક ચાપલ્ય."

આ પરથી એટલું સાબીત થાય છે કે વેદોમાં આ ષટ્ વસ્તુઓને જ 'દેવતા' રૂપ ઉપદેશેલી છે. અથર્વ ૧૦ (૨૨, ૪–૨૭) માં અને યજુર્ ૧૪ (૩૧) માં જે ૩૩ દેવતાઓનું કથન કરવામાં આવ્યું છે તેને પણ આ જ પ્રકારની આડકસોટીમાં લેઇને, પંડિતજીએ શતપથ ૧૪ (૧૬) નો આધાર લેઇ ઉપર જણાવેલો નિર્ણય નિઃસંશય રીતે સત્ય હોવાનું સિદ્ધ કરી આપ્યું છે.

મેક્સમુલરનો ઉતારો વેદોનાં યુરોપીય ભાષાંતરોમાં રહેલી વિપરીતતા બતાવી આપવાને ટાંકવામાં આવ્યો છે. "પ્રારંભમાં હિરણ્યગર્ભ (સુવર્ણગર્ભ) ઉત્પન્ન થયો. તે આ સર્વ વિશ્વનો એકજાત (one born) ઇશ્વર હતો. તેણે પૃથ્વી અને આકાશનું સ્થાપન કર્યું–" આ પરથી વાચક જોઇ શકશે કે 'હિરણ્યગર્ભ' (જેનો વાસ્તવિક અર્થ 'ઇશ્વર' થાય છે) નો અર્થ 'સુવર્ણગર્ભ' કરતાં છતાં પણ મંત્રમાં કેવી પરસ્પર વિરૂદ્ધતા લાવી દેવામાં આવી છે. તે નિબંધના અંતમાં વૈદિક ધર્મ એકેશ્વરવાદી સ્વરૂપનો હોવા વિષે કેટલીક સાબીતીઓ આપી છે અને ત્યારપછી નિબંધ પૂરો કર્યો છે.

સ્વામી દયાનંદે જે કાંઇ સમજાવ્યું હતું તેને અંગ્રેજી ભાષામાં ઉતારવાનો ગુરૂદત્ત વિદ્યાર્થીનો પ્રયાસ અતિપ્રશસ્ત હતો. તે અંગ્રેજી અનુવાદમાં કેટલેક સ્થળે તેમના પોતાના શબ્દરૂપી નવીન રત્નો ચમ-

ક્તાં અને તેથી તે વિષય ઉપર કાંઇક નવીન જ પ્રકાશ પડતો જેની કોઇ ના કહી શકશે નહિ. ખાસ કરીને જેઓએ પાશ્ચાત્ય વિદ્યાઓના કુંડમાંથી જ જળપાન કર્યું છે, તેમને માટે તો પંડિતજીનો એ અંગ્રેજી અનુવાદ અતિ ઉપયોગી થઇ પડે તેવો છે. તે નિબંધો નિયમિત રીતે યુરોપ અને હિંદુસ્તાનના લગભગ સઘળા સુપ્રસિદ્ધ પંડિતોને મોકલી આપવામાં આવ્યા હતા; પરન્તુ તેઓમાંના બહુ જ થોડાઓએ તે નિબંધોનું ઉચિત. અવલોકન કર્યું છે. તે લખાણોમાં પ્રતિપાદન કરેલા વિષયનું ખંડન કરવું તે કામ તેઓને અશકય લાગ્યું હતું એ તો તેપરથી સ્પષ્ટ જ થાય છે. તેઓમાંના એક મી. ફ્રેડરીક પીનકોટ જે હિંદુસ્તાનને લગતી રાજદ્વારી બાબતોમાં સારો રસ લેતા હોવા માટે જાણીતા થયા હતા, તેમણે "વેદોની પરિભાષા" વિષેના પંડિતજીના નિબંધ સંબંધે પોતાનો મત કેવો હતો તે વિષે પંડિતજી ઉપર એક પત્ર લખ્યો હતો. તે પત્રમાં મી. પીનકોટ લખે છે કે: "આવી આલંકારિક અંગ્રેજી ભાષામાં લખાણ કરી શકવાની યોગ્યતાવાળા હિંદવાસીઓ બહુ જ થોડા હોવા જોઇએ; અને તમારા સરખા એક વિચારશીલ અને અધ્યયનશીલ સદ્‌ગૃહસ્થ સાથે પત્રવ્યવહારમાં યુક્ત થવા માટે મને અતિ આનંદ પ્રાપ્ત થાય છે. મારો એક મિત્ર મને જણાવે છે કે તમે એક યુવક છો અને હું તે સાંભળીને વળી વધારે આનંદિત થયો છું, કારણકે તમારી ઉદ્યોગશીલતા અને નિપુણતાવડે તમે હિંદુસ્તાનમાંના અંધકારનો નાશ કરીને પ્રકાશનો પ્રસાર કરવાના કાર્યમાં ઘણો લાભ કરી આપવા માટે દીર્ઘાયુઃ થશો." પણ અફસોસ! આ આશા ફલીભૂત થઇ નહિ. પંડિતજીના સરખા વિદ્વાન્ પુરૂષોથી ઉજ્જવલ બનવાનું દુર્ભાગી ભારતવર્ષના ભાગ્યમાં લખેલું નહોતું. મી. પીનકોટ આગળ જણાવે છે કે: "તમારો આ નિબંધ બતાવી આપે છે કે તમે

ઘણું જ વાચન મનન કરેલું છે અને તમારૂં મગજ ઘણા નૂતન વિચારોને જન્મ આપી શકે છે." અલબત્ત, મી. પીનકોટ કાંઇ તે વિષય સંબંધે પંડિતજીએ દર્શાવેલા સઘળા વિચારોનો સ્વીકાર કરતા નથી; પરન્તુ તે એટલું સ્વીકારે છે કે યુરોપીય પંડિતો હવે તે જ ખરી દિશાએ ધીમે ધીમે વળવા લાગ્યા છે. સ્વામી દયાનંદ અને ગુરૂદત્ત વિદ્યાર્થીના ઉપદેશોએ, જોકે કેવળ સાદી રીતે પણ દૃઢ રીતે, યુરોપીય શોધખોળોપર પોતાની અસર નીપજાવી હતી, એ વાત મી. પીનકોટના તે પત્રમાંના નીચેના ઉતારાપરથી સ્પષ્ટ રીતે સમજી શકાશેઃ—

આગળ વધતાં મી. પીનકોટ કહે છે કેઃ

"તમે તમારા વાચકોના મગજ ઉપર એવું ઠસાવો છો કે વેદોમાં કરવામાં આવેલા શબ્દ પ્રયોગો 'યૌગિક' છે, અને એ તમે બહુ સારૂં કામ કરો છો. વેદોનો ઉત્તમ અનુવાદ તેના શબ્દોના સ્વાભાવિક—યોગ્ય અર્થો કરવાથી જ મેળવી શકાય. જે સમયે વેદો રચાયા હશે તે સમયે તેના શબ્દોમાં જે આશય રાખવામાં આવ્યો હોય, તે જ આશય અત્યારે આપણાથી બની શકે ત્યાંસુધી આપણે સમજવો જોઈએ. અને તે આશય સમજીને નિશ્ચિત કરવા માટે અત્યારે આપણે માટે જે એક માર્ગ રહ્યો છે તે એ છે કે એક જ શબ્દ જે જે મંત્રોમાં આવેલો હોય તે તે મંત્રોને સંભાળભરી રીતે તુલનામાં મૂકવા અને પછી તે સંબંધે વિચાર ચલાવવો. આ રીતિ ગ્રહણ કરવાથી વેદો પોતે જ પોતાના વિવેચનકારરૂપ બની શકે છે. અલબત્ત, મી. પીનકોટ જણાવે છે તે એક જ માર્ગ કાંઇ રહ્યો નથી, કારણકે આપણે નિરૂક્ત, નિઘંટુ, બ્રાહ્મણ ગ્રંથો ઇત્યાદિ ધરાવીએ છીએ. સાયણ અને મહીધરના આધારને આપણે ઉડાવી દઇએ, તો આપણે અવશ્ય

(વેદોના ખરા અર્થો કરવાનો) ઇષ્ટ હેતુ પાર પાડી શકીએ, અને આખું જગત્ અવશ્ય એવા નિશ્ચયપર આવે કે વેદોમાં કોઈ પણ એક જાતના ધર્મનું નહિ પણ એકેશ્વરવાદનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

તે જ ગૃહસ્થ એક બીજે સ્થળે એવું જણાવે છે કેઃ "તમે એ ખરૂં કહો છો કે જે મોટા મોટા વિવેચનકારો (સાયણ અને મહીધરને અનુલક્ષીને) બહુ વખણાયા છે, તેઓની પાસે, વૈદિક પરિભાષાનું જ્ઞાન મેળવવા માટે અત્યારે આપણી પાસે જે કાંઇ સાધનો છે, તે કરતાં બહુ જ થોડાં સાધનો હતાં." વૈદિક સાહિત્ય વિષે બોલતાં મી. **પીનકોટ** એક સ્થળે કહે છે કેઃ—

"સંહિતાઓ (મી. **પીનકોટ** ત્રણ સંહિતા સમજે છે) પરથી આગળ વધીને આપણે બ્રાહ્મણ ગ્રંથોને ગ્રહણ કરવા જોઇએ; 'બ્રાહ્મણ' ગ્રંથોપરથી 'આરણ્યક' સુધી અને 'આરણ્યક' પરથી 'ઉપનિષદ્' સુધી આપણે પહોંચવું જોઇએ; અને એ રીતે વાસ્તવિક વૈદિક સાહિત્ય સમાપ્ત થાય છે. એ તો નિઃસંશય છે કે ઉપનિષદો પ્રાચીન છે અને બ્રાહ્મણ ગ્રંથો પાછળથી થએલા છે અને એક અથર્વસંહિતા પણ પાછળથી થએલી છે; પરન્તુ આ સઘળા ગ્રંથોને, સંસ્કૃત ભાષાના બીજા દરેક પુસ્તકથી, અલંઘનીય માર્ગવડે જૂદા પાડવામાં આવ્યા છે, તેઓને એકત્ર કરવાનો એક પણ માર્ગ નથી."



# પ્રકરણ ૧૧ મું.

## ઉપનિષદો.



'આખી દુનિયામાં, મૂળ (વેદો) ના અભ્યાસને બાદ કરીએ, તો પછી ઉપનિષદ્‌ના જેટલો ગુણકારક અને ઉન્નતિકારક અભ્યાસ બીજો એક પણ નથી–તેનો અભ્યાસ મારા જીવન દરમ્યાન મને સાન્ત્વનકારક થઇ પડ્યો છે અને મારા મરણસમયે પણ તે મને આશ્વાસનદાયક થઇ પડશે.' આધુનિક સમયના મહાન્ અને સુપ્રસિદ્ધ જર્મન તત્ત્વવેત્તાઓમાંના એક સ્કોપનહેઅરના આ શબ્દો છે. જે પરદેશી પંડિતો મૂળ ગ્રંથો (વેદો ઇ૦) નો અભ્યાસ કરવાને સદ્‌-ભાગ્યશાળી થયા નથી, તેઓનાં પ્રમાણો આપવા કરતાં ઉપનિષદોના મૂળ પાઠપરથી જ તેમાં સમાએલું ઉચ્ચ તત્ત્વ બતાવી આપવું તે, તે ધર્મગ્રંથોની મહત્તા જાળવી રાખવા સરખું કાર્ય લેખાશે. પરન્તુ હાલના કેળવાયલા હિંદવાસીઓના ઢંગ તો કાંઇ જૂદા જ છે. તેઓ પારકાં ઉછીનાં લીધેલાં પીંછાં પહેરીને હંસના જેટલો ગર્વ રાખે છે, એક વાંદરાની પેઠે મૂળ આશય સમજ્યા વિના બીજાની નકલ કરી જાય છે અને કેવળ હિંદુસ્તાનને નહિ છાજતી ટેવો ધરાવે છે, ઉપરછલ્લા જ્ઞાનને માટે પ્રેમ બતાવે છે, માન–ચાંદની વ્યર્થ ઉપાધિઓને પોતાના શણગારરૂપ માને છે, અને પોતાના પિતા–પિતામહોના બુદ્ધિસંચય તરફ અવિશ્વાસ તથા અશ્રદ્ધા ધરાવીને એમ માને છે કે મૂળગ્રંથોના અભ્યાસ પાછળ તો સમય અને શ્રમ વ્યર્થ ગુમાવવા સરખું છે!

તેઓ પરાયે હાથે કાંઇ પણ જ્ઞાન કે માહિતી મેળવવાનું વધારે પસંદ કરે છે અને પોતાના પવિત્ર ધર્મગ્રંથોનું જ્ઞાન પણ તેઓને પર ભાષામાં થએલાં ભાષાન્તરોદ્વારા સંપાદન કરવાનું ગમે છે, હિંદ-વાસીઓ–ઉપનિષદોના રચયિતાઓના સીધા વંશજો–પોતાના ધર્મ-ગ્રંથોના અભ્યાસને માટે યુરોપીયન લોકો પાસે જાય, એ બનાવ મોટી નામોશી અને અધમાવસ્થાનું જ સૂચન કરે છે. અને પછી તેઓનું તત્ત્વજ્ઞાન–પુરાતન ભારતવર્ષના વીર્યસંપન્ન આર્યોનું તત્ત્વજ્ઞાન "મનુષ્ય જાતના એક સ્થાયી બુદ્ધિ (ઉત્તરોત્તર વધતી જાય નહિ તેવી બુદ્ધિ) વાળા વિભાગના મગજના વિચારો" રૂપ લેખાય અને "મનુષ્યજાતિની બુદ્ધિશક્તિ વધવી જોઇએ તેવી રીતે નહિ વધતાં જે લોકો તેઓની તર્કશક્તિ સ્થાયી રહેવાથી હલકી પંક્તિના થઈ ગયા છે તેઓના વિચારો" તુલ્ય કહેવાય, તો તેમાં કાંઇ જ આશ્ચર્ય નથી. જે દિલસોજી અને ઉદાર મનસ્કતા સાથે, ભારતવર્ષના અને ભારતવર્ષીય સાહિત્યના આ ડોળઘાલુ ઉદ્ધારક પંડિતો, ભારતવર્ષના લોકોની બુદ્ધિમાંથી જન્મેલા અતિ ઉચ્ચ ગ્રંથોને ન્યાય આપે છે, તેનો વાચ-કને કાંઇક ખ્યાલ આપવા માટે હું એક વધારે ઉતારો આ નીચે આપવાનું ઉચિત સમજું છું. એક પાશ્ચાત્ય પંડિત* કહે છે કેઃ હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાન સંબંધે વિવેચન કરતાં એક લેખકને યુરોપના હંમેશના સાધારણ વિચારો કરતાં ઉતરતી પંક્તિના વિચારો× સાથે કામ લેવાનું હોય છે. તેની (યુરોપીય લેખકની) માતૃભાષા તરફ જોતાં

* આર્શીબાલ્ડ એડવર્ડ ગાઉ એમ. એ. પોતાના "The Philosophy of Upnishads" નામક પુસ્તકમાં કહે છે.

× ખરૂં છે! યુરોપના હંમેશના સાધારણ વિચારો (લગ્નને લગતા ધારાઓ ઈત્યાદિ) ઉપનિષદોના રચયિતાઓના વિચારો કરતાં, ખરેખર, વધારે નીતિબોધક અને ઉચ્ચ પંક્તિના છે!

તથા જે તર્ક તથા બુદ્ધિના પરિચયમાં તે રહે છે, તે તરફ જોતાં તેને જણાય છે કે યુરોપીય વિચારો હીબ્રુ, ગ્રીક અને ક્રીશ્ચન બુદ્ધિવિકાસના તત્ત્વવડે ઉત્કૃષ્ટ છે. વળી એટલું પણ ખાસ લક્ષમાં લેવા જેવું છે કે હિંદુસ્તાનના ધર્મગ્રંથોમાં તત્ત્વજ્ઞાનનાં જે મૂળ તત્ત્વો જડી આવે છે તેમાં સ્થળે સ્થળે જંગલી અને બુદ્ધિરહિત ધાર્મિક કલ્પના. સૃષ્ટિઓને રોપી દેવામાં આવી હોય છે. એમાં એક મોટી મુસ્કેલી એ રહેલી છે કે હલકી જાતના—સાધારણ વિચારોને બહુ ઉચ્ચ પ્રકારના[1] શબ્દોમાં ગુંથવામાં આવ્યા હોય છે અને વળી જે વિચારોને અંગ્રેજીમાં ઉતારવાના હોય છે તે વિચારોને કેવળ ન બંધ બેસે તેવાં પૃથક્કરણો અને સમાસો[2] જોડવાં પડે છે.

"એક લેખક ગમે તેવો ચતુર હોય, પણ હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાન વિષે લખતાં તેને મુસ્કેલી જણાયા સિવાય રહેશે નહિ. કોઇ પણ પ્રકારની અસૂયા કે કોઇ પણ પ્રકારનો અનુરાગ—પક્ષપાત ધારણ કર્યા વિના એક બાબતને યથાસ્થિત રીતે રજુ કરતાં વધારે લખવું કે થોડું લખવું તેનો નિશ્ચય કરવાનું જ પહેલાં તો તેને કઠણ થઇ પડશે. હિંદુસ્તાનના પ્રાચીન ઋષિઓની સ્થિતિમાં પોતે મેલાવું અને તે ઋષિઓએ જે જે વસ્તુઓને જે જે સ્વરૂપમાં જોઇને તેને જે જે નામો આપ્યાં હશે તે તે વસ્તુઓને તે તે સ્વરૂપમાં જોઇને તે તે

---

૧ દાખલા તરીકે, self ને માટે **ब्रह्मन्**, brooding ને માટે **तप**, soul ને માટે **आत्मा**, golden germ ને માટે **हिरण्यगर्भ**, sacrifice ને માટે **यज्ञ** ઈત્યાદિ. ૨ ઉપનિષદોમાં સમાએલાં ઉચ્ચ આધ્યાત્મિક સત્યોને કેવળ પ્રતિકૂળ થઈ પડે તેવાં પૃથક્કરણો અને સમાસો તો અવશ્ય છોડી દેવામાં આવવાં જોઇએ.

નામો આપવાં એ તો કેવળ અસંભવિત જ છે.[1] હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાન વિષે લખવાને પ્રયાસ કરવાનું કાર્ય માનસિક શક્તિને વધારે જંગલી બનાવવા સરખું, પરંપરાથી ઉતરતી આવેલી બુદ્ધિશક્તિની અવગણના કરવા સરખું અને તેટલા વખતને માટે પોતે અભણ જંગલી બની જવા જેવું કાર્ય છે.[2]"

આ લાંબો ઉતારો અહીં આપવાનું કારણ તેમાં સમાએલું કેટલુંક વિચિત્ર તત્ત્વ જ માત્ર છે. આપણા ઉચ્ચ તત્ત્વજ્ઞાનને માટે સ્કોપનહેઅર જેવો તત્ત્વવેત્તા આ પ્રકરણની શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે ઉચ્ચ અભિપ્રાય વ્યક્ત કરે છે અને એ જ તત્ત્વજ્ઞાનને માટે પુરાતન ભાષાઓના કહેવાતા પંડિતો ઉપર પ્રમાણે મૂલ્ય આંકે છે! આ સઘળા ઉતારાઓ આપવાનું કારણ માત્ર એ જ છે કે ગુરૂદત્ત વિદ્યાર્થી જેવા ઉપનિષદોના વિશ્વાસપાત્ર ભાષાન્તરકારને ખોવાથી આપણને કેવડી મોટી ખોટ ગઇ છે તેનો કાંઇક ખ્યાલ વાચકોના ચિત્તમાં પ્રવેશી શકે. હિંદનો જનસમાજ એટલો સુસ્ત બની ગયો છે કે સત્યને તેના તદ્દન સ્પષ્ટ—ખુલ્લા સ્વરૂપમાં તેઓની સમક્ષ મૂકવામાં આવે તો જ તેઓ તેને ગ્રહણ કરી શકે છે. તેથી કરીને પંડિતજીએ કરેલાં ઉપનિષદોનાં ભાષાન્તરો વિષે ઉલ્લેખ કરતી વખતે,.જે પાશ્ચાત્ય પંડિતોને આવી બાબતોમાં પ્રમાણભૂત તરીકે સ્વીકારવામાં આવે છે, તેઓને તેઓના ખરા રંગરૂપમાં ખુલ્લા કરી આપવાનું મને આવશ્યક જણાયા વિના રહેતું નથી.

---

૧ આ યુરોપીય ભાષાન્તરો અવિશ્વાસપાત્ર છે એટલું દર્શાવવાને માટે આ શબ્દો જ બસ છે. ૨. આપણે ઇચ્છીશું કે તે કૃત્રિમ બુદ્ધિવિકાસથી આપણે દૂર જ રહેવા પામીએ અને ઉપનિષદોના રચયિતાઓ જેવા અભણ તથા જંગલી હતા તેવા આપણે પણ બની જઇએ!

જે માણસો હજી ખ્રીસ્તી ધર્મને જ પોતાની જીંદગીના આશ્વાસનરૂપ માનીને તેને વળગી રહ્યા છે, તેઓ ઉપનિષદોના તત્ત્વજ્ઞાનમાં સમાએલા ઉચ્ચ તત્ત્વને બરાબર સમજી શકે અને ન્યાય આપી શકે, એવું માનનારા તો એકલા હિંદવાસીઓ જ હોઇ શકે! હવે આપણે એક બીજા પાશ્ચાત્ય તત્ત્વવેત્તાની ખબર લઇશું. તે તત્ત્વવેત્તા હિંદુ ધર્મશાસ્ત્રોના એક નિષ્પક્ષપાતી અભ્યાસી તરીકેનો વેશ ધારણ કરે છે; અને તેને યોગ્ય ન્યાય આપવાની ખાતર કહેવું જોઇએ કે તેના ઉપર આપણાં ધર્મશાસ્ત્રોનાં અચળ સત્યોની અસર કેટલેક અંશે થવા પામી હોય એમ જણાય છે.

પંડિત મેક્સમુલ્લર કહે છે કે—

"ઉપનિષદોનું ભાષાન્તર કરવામાં રહેલી કઠીનતા સંબંધે બીજા પંડિતો ગમે તેમ ધારતા હોય, પણ હું તો અગાઉ કહ્યા મુજબ એક વાર ફરીથી પણ કહીશ કે એક ભાષાન્તરકારને એ તત્ત્વજ્ઞાનના ગ્રંથો (ઉપનિષદો) કરતાં વધારે ત્રાસ ઉપજાવે તેવા કઠિન ગ્રંથો સંસ્કૃત ભાષામાં ભાગ્યે જ કોઇ જડી આવે છે. * * * * પરન્તુ હું સારી પેઠે સમજું છું કે ઉપનિષદોના શુદ્ધ મૂળ પાઠો સંપાદન કરવા પાછળ અને તેમાંના શબ્દોના મૂળ અને વાસ્તવિક અર્થોનું સંશોધન કરવા પાછળ હજી બહુ શ્રમ લેવાનું બાકી રહ્યું છે. માત્ર અજમાએશની ખાતર જ તેમાંના કોઇ કોઇ ભાગનું ભાષાન્તર મને પુનઃ પુનઃ કરવું પડયું છે, પણ તેમ કરતાં હું તેપર વિવેચન કરનારાઓનાં વિવેચનોને અનુસર્યો છું અને તે સાથે એટલું પણ સમજતો રહ્યો છું કે મૂળ પાઠનો જે અર્થ તેઓ (વિવેચનકારો) નીપજાવે છે તે કદાપિ તેનો ખરો અને વાસ્તવિક અર્થ હોઈ શકે નહિ." પોતાની મુશ્કેલીઓને આગળ સમજાવતાં તે વળી એવું કહે

છે કેઃ " ખરેખરી મુશ્કેલીઓ તો કેવળ જૂદા જ પ્રકારની છે. આ મુશ્કેલીઓ એક પ્રકારના સંખ્યાબંધ ફકરાઓને લગતી છે. આ ફકરાઓ દેખાવમાં તો આપણને અર્થ વિનાના અને મૂર્ખાઇભર્યા લાગે છે; અથવાતો બહુધા તે એવા તો તાણી તોડીને મેળવેલા જણાય છે કે આપણા મનમાં કાંઈ અવનવી શંકાઓ ઉદ્ભવે છે : જે ગ્રંથકારો ધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધે અતિગહન વિચારો સ્પષ્ટ રીતે દર્શાવી શકતા હોય એટલું જ નહિ પણ તેમાં તેઓની એક પ્રકારની કવિત્વ-શક્તિ ઝળકી ઉઠતી હોય, તે જ ગ્રંથકારો શું આવું તદ્દન માલ વિનાનું લખે ખરા ? આવી શંકાઓ ઘણી ઘણી વાર ઉઠતી જ રહે છે. ઉપનિષદોમાં બહુધા યજ્ઞવિષયક ગૂઢ વાતો આપેલી છે. તે ગૂઢ વાતો અને તેના અર્થો, જેમ જેમ આપણે વૈદિક પ્રક્રિયાઓમાં રહેલા ભેદો વગેરે વિષે વિશેષ ને વિશેષ સમજતા જઈશું તેમ તેમ, વધારે સ્પષ્ટ થતા જશે; પરન્તુ તેમ છતાં ઉપનિષદોમાં એવો કેટલોક ભાગ તો હંમેશને માટે રહ્યાં જ કરશે કે જે આપણને અર્થ વિનાના ગોટાળા-રૂપ જણાશે. વિચારોની આ પુરાતન ખાણોમાં એવા ભાગોના અસ્તિત્વની શું આવશ્યકતા હશે, એ હું પોતે તો સમજવાને કેવળ અશક્ત જ છું." પંડિત મેકસમુલરે ઉપનિષદોના કરેલા અર્થોનું અને તેણે મેળવેલા તેના મૂળ પાઠોનું આ એક જ વાક્યમાં ખંડન થઈ જાય છે. જે હિંદવાસીઓ માનતા હોય કે યુરોપીય પંડિતોએ સંસ્કૃત ગ્રંથોનાં કરેલાં ભાષાન્તરો સંપૂર્ણ રીતે સાચાં છે, તેઓની આંખો ઉઘાડવાને આટલું જ બસ છે. પછી, આવાં ભાષાન્તરોથી કંટાળી જઇને ગુરૂદત્ત વિદ્યાર્થી પોતાના અધકચરા ભણતરવાળા દેશબંધુઓની મૂર્ખતાભરી ભૂલ ભાગવાનો નિશ્ચય કરે, તો તેમાં કાંઈ જ આશ્ચર્ય નથી. પંડિતજીની નોંધપોથીમાં તા. ૩૦ મી ઓગસ્ટ ૧૮૮૮ ને

દિવસે નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે: "ઉપનિષદોના સંબંધમાં મેક્સમુલરનો અભિપ્રાય મેં વાંચ્યો. અરેરે ! તે કેવો ખોટે માર્ગે જાય છે? અફસોસ ! ભૂલ સુધારવા માટે અને અમારા અધકચરા ભણતરવાળા દેશબંધુઓની મૂર્ખતાભરી ભૂલ ભાગવા માટે કોઈ પણ માણુસ અમારી પાસે નથી !" ત્યારપછીના બીજા જ માસની એટલે કે સપ્ટેમ્બર માસની ૯ મી તારીખે તો આપણે પંડિતજીને તેમના ઉમદા અને મનગમતા કામમાં જોડાઈ ગએલા પણ જોઇએ છીએ. તે દિવસે તેમણે પોતાની નોંધપોથીમાં લખ્યું છે કે: "ઇશોપનિષદ્ વિષે લગભગ બેએક પાનાં આજે લખ્યાં. હજી તેનો પહેલો મંત્ર પણ મેં પૂરો કર્યો નથી. પણ જેમ જેમ હું તે કાર્યમાં આગળ વધું છું, તેમ તેમ તે વિષય મને વધારે આકર્ષક, ઉચ્ચાર્થયુક્ત અને ઉજ્જવલ દેખાતો જાય છે. તેથી કરીને હું તે વિષય ઉપર એક કે બહુ તો બે નિબંધો જ લખી કાઢવામાં આનંદ સમજું છું." ઘણે સારે અવસરે આ કામ પંડિતજીએ ઉપાડ્યું હોય તેમ લાગે છે, કારણકે મૂળ પાઠનો ખરેખરો–વાસ્તવિક ભાવાર્થ તે સમજી શક્યા હતા. તેની પહેલાં બે જ દિવસે એટલે કે તા. ૫ મી સપ્ટેમ્બર ૧૮૮૮ ને દિવસે તેમણે પોતાની નોંધપોથામાં લખ્યું છે કે: "ધર્મ એ એક કેવો કુદરતી આશીર્વાદ છે?! પણ ધર્મ જે કાંઈ સુખ–આનંદ ઉપજાવે છે તેનો ખરો લાભ લેવા માટે એક માણુસે વિધિની સામાન્ય રીતિપદ્ધતિને સમજવી જોઇએ." ધર્મની આ ઉચ્ચ ભાવના તેમણે તે નોંધ કર્યા પછી માત્ર બે જ દિવસે ઇશોપનિષદ્ વિષેના પોતાના વિદ્વત્તાભર્યા વિવરણમાં સમજાવી હતી.

જે દશ ઉપનિષદોને સ્વામી દયાનંદ સરસ્વતીએ બહુ જ પુરાતન અને કેવળ ખરેખરાં ઉપનિષદો તરીકે સ્વીકાર્યાં છે તેમાંનું એક ઈશો-

પનિષદ્ છે. હિંદુસ્તાનના જૂના મતના લોકોને બાદ કરતાં કેળવાયલા લોકોમાં સૂર્ય ચંદ્રરૂપ લેખાતા પ્રતિષ્ઠિત સાક્ષરોમાં આ માનીનતા સંબંધે અત્યારે પણ કાંઇ મતભેદ હોય એમ જણાતું નથી; અને પુરાતન તથા ખરેખરાં ઉપનિષદો તો એ દશ જ ઉપનિષદો છે તે વિષે બહુધા સર્વત્ર એકસરખો મત અસ્તિત્વ ધરાવે છે. (જુઓ, મી. આર. સી. દત્તકૃત "એનસ્યન્ટ ઇંડિયા" પુસ્તક ૧ લું પૃષ્ટ ૧૭૭ અને મેક્સમુલરનાં ઉપનિષદો ભાગ ૨ જાની પ્રસ્તાવના). વસ્તુતઃ ઈશોપનિષદ્ યજુર્વેદનો એક ભાગ મુખ્ય ભાગ છે, અને એ રીતે આ ઉપનિષદ્માં રહેલા મન્ત્રોની વધારે પ્રમાણભૂત ટીકા સ્વામી દયાનંદ સરસ્વતીકૃત "વેદભાષ્ય" નામે અમૂલ્ય ગ્રંથમાંથી મળી આવે તેમ છે. પરન્તુ ઇશોપનિષદ્ વિષે પંડિત ગુરૂદત્તે કરેલું વિવેચન તો તેમનું પોતાનું જ છે અને તે વિવેચન જેઓએ પોતે વાંચ્યું હશે, તેઓ તો અવશ્ય કહેશે કે તે વિવેચન ઉત્તમ પ્રકારનું છે. મંત્રોમાં રહેલા વિચારો સમજાવવામાં અને તે મન્ત્રોમાં વસ્તુતઃ શું મુખ્ય ભાવ રહેલો છે તે વર્ણવવામાં તેમણે જે શૈલી ગ્રહણ કરી છે તે તો તેમની પોતાની જ રચેલી છે. તેમની ભાષા મધુર અને વિચારો ઉચ્ચાશયયુક્ત છે. 'ધર્મ'નો અર્થ સમજવામાં કેવી ભયંકર ગેરસમજૂતી ચાલતી જોવામાં આવે છે, કૃત્રિમ અને જોડી કાઢેલાં સૂત્ર સિદ્ધાંતો કેવી રીતે ધર્મમાં ઘુસાડી દેવામાં આવે છે અને આ જગત્માં પ્રામાણિક તથા સત્યશોધક વૃત્તિવાળા માણસોને માટે આશાનાં દ્વારો કેવાં દેવાઇ ગયાં છે, તે વિષે લંબાણથી વિવેચન કર્યા પછી પંડિતજીએ જે પાયા ઉપર સત્ય ધર્મ બંધાવા પામ્યો છે તે પાયાનું નિદર્શન કર્યું છે કે "સઘળી માનસિક શક્તિઓનો એકસંપીથી વિકાસ કરવો અને આપણે જે જાણવું જોઇએ તથા જેવા થવું જોઇએ તે સંબંધી આ-

પણામાં જે શક્તિઓ રહેલી હોય તેને પ્રામાણિક રીતે ઉપયોગમાં લેવી, એ જ સત્ય ધર્મનો પાયો છે.” આ પ્રમાણે ધર્મનો પહેલો પાઠ શીખવાને માટે, પંડિતજી આપણને તૈયાર કરે છે. ધર્મનો પ્રથમ બોધ તો ઇશોપનિષદ્‌ના પ્રથમ મંત્રના પહેલા ભાગમાં જ સમાએલો છે કે “વિશ્વવ્યાપી પરમાત્માના અસ્તિત્વનો ચિત્તમાં સાક્ષાત્કાર કરવો;” કારણકે પંડિતજી કહે છે “કે જ્યાંસુધી એક માણુસ ‘કુદરત’ થી માંડીને ‘કુદરતના રચનાર’–ઇશ્વરને લગતા જ્ઞાન સુધી પહોંચવાનું શીખી શકતો નથી, ત્યાંસુધી તે આત્મિક સુધારણાનો બોધ પામી શકતો નથી. પરન્તુ આત્મિક સુધારણાનો આ બોધ માણુસને આપવામાં આવ્યા પહેલાં તેને આ નશ્વર જગત્‌ની કાપટયયુક્ત મોહિનીઓથી ચેતતા રહેવાનું સુચવવામાં આવ્યું છે કે: “તેણે ‘કુદરતના રચનાર’ વિષેના વિચારમાં ગુંથાઇ જવામાં એકદમ આનંદ માની લેવો નહિ.” આ ચેતવણી આપવાની સાથે એવી સાવચેતી રાખવાનું પણ સૂચવવામાં આવ્યું છે કે તેણે કદાપિ ‘ન્યાય’નું ઉલ્લંઘન કરવું નહિ. ન્યાયી વૃત્તિના વિકાસવિના આત્મિક સુધારણા થવી સંભવિત નથી અને જગત્‌માં સર્વત્ર અવ્યવસ્થા તથા ઘોંટાળો વ્યાપી રહેલાં જણાય છે.

“કોઈ પણ પ્રાણીના ધનની ઈચ્છા ન કર” એવું આ મન્ત્રમાં ફરમાવવામાં આવ્યું છે. ધર્મનો આ નકારસૂચક પક્ષ છે; પરન્તુ ઉપનિષદોમાં આત્મિક સુધારણાનો જે પ્રથમ બોધ છે તે તો સ્પષ્ટ બોધરૂપ જ છે. “શુભ કર્મો કરતાં એકસો વર્ષ સુધી પોતાના બાંધવાદિની સાથે શાન્તિપૂર્વક જીવવાની ઈચ્છા કરવાની માણુસને આજ્ઞા કરવામાં આવી છે.” ધર્મના આ બન્ને પાઠ ન્યાય અને ઉપયોગિતાના તત્ત્વોના વિવેચન સાથે પંડિતજીએ એવી તો સુંદર રીતે આ-

લેખ્યા છે કે તેમાંથી થોડો ઉતારો કરવાની ઇચ્છાને અમે થોભાવી શકતા નથીઃ–

"કુદરતની ગોઠવણમાં જે વિશ્વનિયામક કળ–સાંચા વાપરવામાં આવ્યા હોય છે, તે એવી રીતે ગોઠવવામાં આવ્યા હોય છે કે દરેક વ્યક્તિનું ભલું સઘળા માણસોના ભલામાં જ સમાએલું હોય છે. જે એક માર્ગે કુદરતનો બધો પ્રવાહ વહ્યો જતો હોય છે તે જ માર્ગ સાર્વજનિક કલ્યાણનો હોય છે."

"કુદરતનો ધર્મ માત્ર એક જ હોય છે અને તે એ હોય છે કે, જગત્‌ની પ્રત્યેક વ્યક્તિનું ભલું કરવાને, તેની સત્કીર્તિનો પ્રસાર કરવાને અને તેના સુખની વૃદ્ધિ કરવાને અબાધિત રીતે, અવિશ્રાન્ત, પ્રબળ અને ઉત્સાહપૂર્ણ કાર્ય કર્યા કરવું."

ઉપર જણાવેલા બોધની ઉચિત અસર નીપજાવવાને તે ઉપનિષદોમાં આગળ જતાં અપરાધોનાં દુષ્પરિણામો દર્શાવવામાં આવેલાં છે અને જે મનુષ્યો પોતાના આત્માની પવિત્રતાનો એવા અપરાધોવડે નાશ કરે છે તેઓની મરણ પછી જે દુર્દશા થાય છે તેનું વર્ણન આપવામાં આવ્યું છે. "એવા માણસો જ્યાં મલીન વાસનાવાળા દુષ્ટાત્માઓ વસેલા હોય છે અને જ્યાં સર્વત્ર ગાઢ અંધકાર પ્રસરેલો હોય છે તેવા પ્રદેશોમાં જ અવશ્ય જાય છે."

ત્યારપછી તેમાં "એક અવિકારી, અવિનાશી અને સર્વજ્ઞ આત્મા જે મનઃશક્તિ કરતાં પણ વિશેષ શક્તિમાન્ છે" તેનું સત્ય પૂજન તથા તે પૂજનની રીતિ દર્શાવી છે.

એમ કહેલું છે કે "સ્થૂળ ઇન્દ્રિયો તે આત્માને (ઇશ્વરને) જોઈ શકતી નથી." અને તેથી એક ઋષિ પહેલાં "પોતાની સ્થૂળ

ઇન્દ્રિયશક્તિઓને તેઓના સ્વાભાવિક માર્ગે વહેતી અટકાવે છે," ( આ સ્થૂળ જગત્‌માંથી પોતાના આત્માને નિવૃત્ત કરે છે ) અને પછી સર્વ સ્થળે વ્યાપી રહેલા પરમાત્માનું દર્શન કરે છે ( યોગના ધ્યાનમાં ). એ પરમાત્મા સર્વને ગતિ કરાવે છે પરન્તુ પોતે ગતિ કરતો નથી, તે અજ્ઞાન મનુષ્યોથી દૂર રહેલો છે પરન્તુ જ્ઞાની મનુષ્યોની નિકટમાં જ રહેલો છે અને સર્વ પ્રાણીઓની અંદર તથા બહાર વ્યાપી રહ્યો હોય છે." પરમાત્માના ધ્યાનમાં આ રીતે નિમગ્ન થએલા ઋષિનો આત્મા એટલો ઉચ્ચગામી થાય છે કે "તે સર્વ પ્રાણીઓને પરમાત્મામાં એકરૂપ થએલાં માને છે અને પરમાત્માને સર્વ પ્રાણીઓમાં વ્યાપી રહેલો માને છે. પછી તે કોઈ પણ પ્રાણી તરફ અનાત્મવત્ ( અસૂયાપૂર્વક ) દૃષ્ટિ કરતો નથી." આવા જે પુરૂષો પોતાના જ્ઞાનદ્વારા "એક, સર્વભૂતવ્યાપી, લઘુ–ગુરૂ સ્થૂળ દેહથી રહિત, બુદ્ધિનિયામક, સ્વયંભૂ, પવિત્ર, પરિપૂર્ણ, સર્વજ્ઞ અને સતવ્યાપી પરમાત્માને સર્વ પ્રાણીઓમાં વ્યાપી રહેલો જૂએ છે, તે પુરૂષો હર્ષ કિંવા શોકથી કેવળ નિવૃત્ત બની જાય છે."

"જેઓ આ ઈશ્વર સંબંધી–આ સર્વવ્યાપી પરમાત્મા સંબંધી જ્ઞાનને અનુભોગે છે અને જેઓ સમજે છે કે તે દયાળુ પિતા અનાદિ કાળથી સર્વ પ્રાણીઓને કાંઇ યોગ્ય હેતુપુરઃસર જ અસ્તિત્વમાં આણતો રહ્યો છે, તેઓ જ સર્વદા સુખી છે." તેથી ઉલટું "જેઓ અજ્ઞાનનું પૂજન કરે છે તેઓ દુઃખી છે" અને "જેઓ દંભપૂર્વક જ્ઞાની હોવાનો ડોળ કરે છે તેઓ તેથી પણ વધારે દુઃખી છે. ( હાલના કહેવાતા ભણેલા ગણેલા હિંદવાસીઓ જેઓ ધર્મ વિષયમાં પણ પોતાના પિતામહો કરતાં વધારે જ્ઞાન ધરાવતા હોવાનો દાવો કરે છે, તેઓ આ પંક્તિમાં ગણાવાયોગ્ય છે. )

જ્ઞાનશીલ અને દૃઢવ્રતાચારી ઋષિઓ કહે છે કે "ઇંદ્રિયોના જીવનરૂપ અજ્ઞાન એક પરિણામ આણે છે અને આત્માના જીવનરૂપ જ્ઞાન તેથી ઉલટું જ પરિણામ આણે છે." પરન્તુ "જે મનુષ્ય જ્ઞાન અને અજ્ઞાન ઉભયને સમજે છે, તે પોતાની ઇન્દ્રિયોને નિયમનમાં રાખે છે તથા તેઓને આત્મિક જીવનના અંકુશમાં રાખી ઇન્દ્રિયજીવનના યોગે કરીને શરીરનું વિર્સજન કરે છે; અને પછી આત્મિક જીવનના યોગે કરીને તે અમરત્વને પામે છે." આટલે સુધી પ્રબોધ્યા પછી તે ઉપનિષદ્‌માં નિરીશ્વરવાદ અને મૂર્તિપૂજામાં રહેલા ભયનું સૂચન કરવામાં આવ્યું છે અને કહ્યું છે કે "સ્થૂળ પરમાણુઓને જગત્‌ના મૂળ કારણરૂપ માનીને જેઓ તેનું પૂજન કરે છે તેઓ દુર્ભાગી છે અને જેઓ પરમાણુઓની બનેલી સ્થૂળ દૃશ્ય વસ્તુનું પૂજન કરે છે તેઓ તેથી પણ વિશેષ દુર્ભાગી છે." પરન્તુ જે માણસ તે ઉભય પદાર્થોને યથાસ્વરૂપ સમજીને તેનો સદુપયોગ કરે છે તે કેવા ભાગ્યવાળો લેખાય? તેને માટે કહ્યું છે કે "દૃશ્ય વસ્તુઓના પૂજનના પરિણામરૂપ મરણ પછી, ઉભય પદાર્થોને યથાસ્વરૂપ સમજનાર મનુષ્ય અમરત્વને અનુભોગે છે, અને એ અમરત્વ પરમાણુઓમાં રહેલી પવિત્ર શક્તિના સાક્ષાત્કારના ફળરૂપ હોય છે." ઇશોપનિષદ્‌ના એક સિવાયના બીજા બાકીના મન્ત્રોમાં પ્રાર્થનાઓ—કાન્તા કાંચન કે કીર્તિ માટેની નહિ પણ સત્ય અને ધર્મના જ્ઞાન માટેની પ્રાર્થનાઓ—આવેલી છે. તે એક મંત્રમાં એમ કહ્યું છે કેઃ—

"અવિનાશી સૂક્ષ્મ શરીર વાયુમાં વહી જશે અને સ્થૂળ શરીર તો માત્ર અગ્નિદાહ થતાં સુધી જ ટકશે; માટે હે પ્રાણી! તેં જે કાંઇ કર્મોનાં બીજ વાવ્યાં છે, તે જ બીજનાં ફળ તને મળશે એટલું સમ-

રણમાં રાખજે." એ ઉપનિષદ્‌ના છેવટના મન્ત્રમાં એક પ્રાર્થના આપેલી છે જે આ પ્રમાણે છે: "હે સર્વજ્ઞ પરમાત્મા! તું જ્ઞાનના આદિ કારણરૂપ છે, તો તારા જ્ઞાનની અમારામાં પ્રેરણા કર, અમને સુમાર્ગે લેઈ જા અને અમારાં પાપોનો નાશ કર! આ પ્રમાણે પુનઃ પુનઃ તને નમસ્કાર કરીએ છીએ અને પ્રાર્થના કરીએ છીએ."

પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી જે પ્રમાણે ઇશોપનિષદ્ સમજ્યા હતા, અને તેમણે બહુ ઓછું સંસ્કૃત જ્ઞાન ધરાવનારાઓને જે પ્રમાણે તે સમજાવ્યું હતું, તેનો આ સંક્ષિપ્ત સાર છે. હવે પંડિત ગુરૂદત્તે કરેલા એ ઉપનિષદ્‌ના અર્થને બીજાઓએ કરેલા અર્થોની સાથે સરખાવીને હું બતાવી આપીશ કે પંડિતજીએ કરેલા અર્થમાં કેટલું વિશેષ મૂલ્ય રહેલું છે. ઈશોપનિષદ્‌ના ૯ થી ૧૪ સુધીના મન્ત્રો ઘણાઓને ગોથાં ખવડાવનાર થઇ પડયા છે અને ઘણાઓએ તે મંત્રોના સત્ય ભાવાર્થના સંબંધમાં અર્થ વિનાનાં અનુમાનો કરીને મૂળ પાઠના સુંદરતાને ખરાબ કરી નાંખી છે. આ ગોથાં ખાનારાઓમાં બ્રાહ્મોસમાજના માનવંતા સ્થાપક રાજા રામમોહનરાય પણ એક છે. રાજા રામમોહનરાય પ્રત્યે હું હંમેશાં પૂજ્ય બુદ્ધિ ધરાવતો આવ્યો છું, પરન્તુ આ બાબતમાં મારે જણાવવું જોઇએ કે તેમણે આ મન્ત્રોના અર્થો નીપજાવવામાં ગોથું ખાધું છે.

રાજા રામમોહનરાયે ૯ મા મન્ત્રનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે:—"ધાર્મિક ક્રિયાઓનું અનુષ્ઠાન કરનારાઓ જેઓ માત્ર પવિત્ર અગ્નિ દેવતાનું પૂજન કરે છે અને ઋષિઓને, પિતૃઓને, મનુષ્યોને અને બીજાં પ્રાણીઓને આહુતિઓ અર્પે છે, તથા સ્વર્ગીય દેવતાઓનું પૂજન કરતા નથી તેઓ અંધકારમય પ્રદેશોમાં પ્રવેશ કરે છે; અને

જે ધાર્મિક ક્રિયાઓનું અનુષ્ઠાન કરનારાઓ માત્ર સ્વર્ગીય દેવતાઓનું જ સર્વદા પૂજન કરે છે તથા પવિત્ર અગ્નિ દેવતાનું પૂજન ન કરતાં ઋષિઓને, પિતૃઓને, મનુષ્યોને અને બીજાં પ્રાણીઓને પણ આહુતિઓ અર્પતા નથી, તેઓ વિશેષ અંધકારવાળા પ્રદેશોમાં પ્રવેશ કરે છે."

મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો આ અર્થ તેના મૂળ પાઠથી—વિષુવવૃત્તથી ઉત્તર ધ્રુવ જેટલો—દૂર પડતો જણાય છે. ઇશોપનિષદ્‌ના ૯ મા મન્ત્રના અર્થને બદલે તે અર્થ રાજાની કલ્પનાને મજબૂત ફટકો લગાવનારો થઇ પડે છે. અથવાતો, કોઇ ટીકાકારે કરેલી ટીકાપરથી જો તે અર્થ કરવામાં આવ્યો હોય, તો તે ટીકાકારે મૂળ પાઠની સાથે પોતાની મનઃકલ્પનાનું મિશ્રણ કરી દીધેલું હોવું જોઇએ. "અગ્નિ," "આહુતિઓ," "ઋષિઓ," "પિતૃઓ," "મનુષ્યો" અને "સ્વર્ગીય દેવતાઓ" એ શબ્દો મૂળ પાઠમાં તો બિલકુલ જોવામાં આવતા નથી, એટલું જ નહિ પણ એ શબ્દો સાથે દૂરનો પણ સંબંધ ધરાવતો હોય તેવો એકે શબ્દ તેમાં જોવામાં આવતો નથી.

મને આશ્ચર્ય થાય છે કે રાજા રામમોહનરાયે ૯ મા મન્ત્રના મૂળ પાઠનો આવો અર્થ ક્યાંથી ઉપજાવી કાઢ્યો? મૂળ મંત્ર તો એવો સરલ છે કે સંસ્કૃતનું થોડું જ્ઞાન ધરાવતો માધ્યમિક શાળાનો એક વિદ્યાર્થી પણ તેનો શબ્દશઃ અર્થ સમજી શકે. તે અર્થને પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ કરેલા અર્થ સાથે આપણે સરખાવીશું. પંડિતજીએ કરેલો અર્થ નીચે મુજબ છેઃ—

"જેઓ અજ્ઞાનનું પૂજન કરે છે, તેઓ દુઃખી મનુષ્યો છે; પરન્તુ જેઓ જ્ઞાન ધરાવવાનું વ્યર્થ અભિમાન રાખે છે તેઓ તે કરતાં પણ વિશેષ દુઃખી છે."

તે ઉપનિષદ્‌નો ૧૦ મો તથા ૧૧ મો મંત્ર ૯ મા મંત્રની સાથે જ સંબંધ ધરાવે છે અને તેથી તેમનો રાજા રામમોહનરાયે કરેલો અર્થ કેવળ ખોટો જ છે. ત્યારપછી બારમા મંત્ર ઉપર આપણે આવીએ છીએ.

તે મંત્રમાં ૯ મા મન્ત્રના જેવા જ શબ્દો આવેલા છે; તેમાં માત્ર **विद्या** શબ્દને બદલે **संभूति** શબ્દ વાપરેલો છે. હવે રાજા રામમોહનરાય આ '**संभूति**' શબ્દનો અર્થ 'પ્રારંભિક ક્રિયાજનક ચેતન અણુ' અથવા આલંકારિક રીતે બોલતાં '**ब्रह्म**' એ પ્રમાણે કરે છે; અને પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી તેનો અર્થ 'પરમાણુઓના બનેલા દૃશ્ય–સ્થૂળ પદાર્થો' એ પ્રમાણે કરે છે. રાજા રામમોહનરાય આ મન્ત્રમાં **ब्रह्म** નું તાત્પર્ય કેવી રીતે ઉપજાવી કાઢે છે તે કાંઇ સમજી શકાતું નથી.

આ પ્રમાણે ઉપનિષદોના મૂળ પાઠોને મરડી–મચરડી નાંખવામાં આવે છે અને તેમાંના શબ્દોના એવા અર્થો ઠોકી બેસાડવામાં આવે છે કે જેને શબ્દકોશો કે સામાન્ય બુદ્ધિ પણ કબૂલ રાખી શકે નહિ. છતાં રાજા રામમોહનરાયના જ અનુયાયીઓ એમ કહેતાં થાકતા થી કે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી અને સ્વામી દયાનંદે કરેલા અર્થો તો તાણી તોડીને મેળવેલા છે!

એ જ પ્રમાણે ૧૩ મા તથા ૧૪ મા મંત્રોનો રાજાએ કરેલો અર્થ પણ કેવળ વિલક્ષણ છે. સ્થળસંકોચને લીધે અમે અત્ર વધુ ઉતારા આપી શકતા નથી, પરન્તુ ઉપર આપેલા નમૂનાઓપરથી વ ચકો પોતે જ ઉભય અર્થોની તુલના કરી શકશે.

પંડિત ભીમસેને કરેલા અર્થોમાં દાખલા તરીકે ૯ મા મંત્રનો

અર્થ જોકે રાજા રામમોહનરાયના અર્થથી કેવળ જૂદો પડે છે, તો-પણ તે રાજાના અર્થના જેટલો જ ભૂલભરેલો છે. તેઓ બન્ને મૂળ પાઠમાં રહેલું તાત્પર્ય સમજી શક્યા નથી. મૂળ પાઠના સંબંધમાં મારે જણાવવું જોઇએ કે પંડિતજીએ શાંકરભાષ્યના મૂળ પાઠને અનુસરીને તેમાંના મંત્રોના અર્થો કર્યા છે, કારણકે તે વખતે સ્વામી દયાનંદ-કૃત યજુર્વેદનું ભાષ્ય બહાર પડયું નહોતું અને તેથી ગુરૂદત્ત વિદ્યા-ર્થીને તે ભાષ્ય અર્થો કરતી વખતે પોતાની પાસે રાખવાનો લાભ મળી શક્યો નહોતો. પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ સ્વામી શંકરાચાર્યે કબૂલ રાખેલા મૂળ પાઠને અનુસરીને અર્થો કર્યા હતા અને તે મૂળ પાઠ સ્વામી દયાનંદ સરસ્વતીના મૂળ પાઠથી નીચેની બાબતોમાં જૂદો પડતો હતોઃ—

પંડિતજીના ઇશોપનિષદ્‌માં જે મંત્રો ૯, ૧૦ તથા ૧૧ મા છે તે સ્વામી દયાનંદના યજુર્વેદના ભાષ્યમાં ૧૨, ૧૩ અને ૧૪ મા છે તથા પંડિતજીના ઈશોપનિષદ્‌માં જે ૧૨, ૧૩ અને ૧૪ મા મંત્રો છે તે સ્વામી દયાનંદના ભાષ્યમાં ૯, ૧૦ અને ૧૧ મા મંત્રો છે. પં-ડિતજીનો ૧૭ મો મંત્ર સ્વામીજીના ભાષ્યમાં ૧૬ મો છે. વળી તે ૧૭ મા મંત્રમાં **कृतंस्मर** એ પ્રયોગ પંડિતજીના ઉપનિષદ્‌માં બે વાર આવેલો છે, ત્યારે સ્વામીજીના ભાષ્યમાં માત્ર એક વાર મંત્રને છેડે જ આવેલો છે. તે શબ્દપ્રયોગની પહેલાંના શબ્દો પંડિતજીના ઉપનિષદ્‌માં **क्रतोस्मर** છે, ત્યારે સ્વામીજીના ભાષ્યમાં **क्लिवेस्मर** છે. પંડિતજીનો ૧૮ મો મંત્ર તે સ્વામીજીના ભાષ્યનો ૧૬ મો મંત્ર છે વળી સ્વામીજીના ભાષ્યમાં જે મંત્ર ૧૭ મો છે, તે પંડિતજીના ઉપનિષદ્‌માં તે જ પ્રમાણે જોવામાં આવતો નથી. પંડિત ગુરૂદત્તના ઉપનિષદ્ પ્રમાણે તે મંત્રની રચના ૧૫ મા મંત્રનો છેવટનો ભાગ

લેઇને અને ૧૬ મા મંત્રના છેવટના ભાગના છેલ્લા ત્રણ શબ્દો લેઇને કરવામાં આવી છે. વળી સ્વામી દયાનંદના ભાષ્યમાં તેના એકંદર ૧૭ મંત્રો છે, ત્યારે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીના ઉપનિષદ્‌માં ૧૮ મંત્રો છે.

તે ઉપરાંત ૪ થા તથા ૬ ઠા મંત્રના મૂળ પાઠમાં પણ થોડો તફાવત છે. ગુરૂદત્ત વિદ્યાર્થીએ ૩ જા મંત્રમાં **प्रेत्याभिगच्छन्ति** શબ્દ વાપરેલો છે તેને બદલે સ્વામીજીના ભાષ્યમાં તે જ સ્થળે **प्रेत्यापिगच्छन्ति** શબ્દ જોવામાં આવે છે અને તેથી બન્નેના અર્થોમાં ફેરફાર આવે છે. તેજ પ્રમાણે ૬ ઠા મંત્રમાં જ્યાં પંડિત ગુરૂદત્તે **विजुगुप्सते** પ્રયોગ વાપરેલો છે, ત્યાં સ્વામીજીએ **विचिकित्सति** પ્રયોગ વાપરેલો છે.

પંડિતજીએ ઈશોપનિષદ્‌ના મૂળપરથી કરેલા અર્થોની તુલના સ્વામી દયાનંદની ટીકાના અનુવાદ સાથે મેં ઘણી વાર સંભાળભરી રીતે કરેલી છે, અને હું પ્રામાણિક રીતે કહું છું કે મારી નમ્ર ન્યાયબુદ્ધિ પ્રમાણે તો બન્નેનું તાત્પર્ય સામાન્ય રીતે એકસરખું જ છે. તોપણ જે કાંઇ તફાવત છે તે સ્પષ્ટ જ છે કે સ્વામીજીના ભાષાંતરમાં સ્વામીજીના સંસ્કૃત ભાષાના અગાધ જ્ઞાનની સ્પષ્ટ રીતે છાપ પડેલી જોવામાં આવે છે અને એવું અગાધ જ્ઞાન પંડિતજીમાં નહોતું; તથા પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીના ભાષાંતરમાં પાશ્ચાત્ય વિદ્યાઓના જ્ઞાનની મદદ લેવાએલી જણાઈ આવતી હતી, કે જે પંડિતજીએ મોટા પ્રમાણમાં સંપાદન કરેલું હતું. પંડિતજીમાં પૌર્વાત્ય અને પાશ્ચાત્ય જ્ઞાનની ઉભય શાખાઓનો સુખી સંગમ થએલો જોવામાં આવતો હતો. અમને જે કાંઈ થોડી ઘણી માહિતી મળી શકી છે તે પરથી અમે પંડિતજીના

સંબંધમાં એટલું તો કહી શકીએ છીએ કે તેમનું મગજ પાશ્ચાત્ય વિદ્યાઓના ઓચિંતા ઘસારાથી ફરી ગયું નહોતુ, તેમનાં નેત્રો પાશ્ચાત્ય જ્ઞાનના અણુચિંત્યા પ્રકાશથી અંજાઇ ગયાં નહોતાં અને જોકે પાશ્ચાત્ય વિદ્યાઓનું વિશાળ જ્ઞાન તેઓ ધરાવતા હતા, તોપણ ઇશ્વરના અસ્તિત્વને અને વેદોમાં પ્રતિપાદન કર્યા પ્રમાણેના આત્માના સ્વરૂપને તે બુદ્ધિપૂર્વક તેમ જ દૃઢ શ્રદ્ધાપૂર્વક માનતા હતા. ઉપર જણાવેલાં બન્ને ભાષાંતરોની તુલના કરતાં મારે જણાવવું જ જોઇએ કે મૂળ પાઠમાં રહેલા તફાવતને લીધે બન્ને ભાષાંતરોમાં જે કાંઇ તફાવત જોવામાં આવે છે, તે બાદ કરતાં બન્નેમાં કાંઇ પણ મહત્ત્વનો તફાવત જોવામાં આવતો નથી.

પંડિતજીએ કરેલો મંત્ર ૪ થાનો અને મંત્ર ૧૪ માનો અર્થ સ્વામીજીએ કરેલા અર્થ કરતાં કાંઇક જૂદો જણાય છે ખરો; પરન્તુ મારા ધારવા મુજબ તે તફાવત બીજો કાંઇ નહિ પણ પંડિતજીના ભાષાંતરની કઠિન શૈલી અને સ્વામીજીની ટીકા તથા વિવેચનાની સાદી શૈલી એ બે શૈલીઓના તફાવત પૂરતો જ છે. આ પ્રમાણે જોકે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીને સ્વામી દયાનંદની તે ઉપરની ટીકાઓ જોવાનો લાભ પ્રાપ્ત થયો નહોતો (અને જો તે લાભ પ્રાપ્ત થયો હોત તો અવશ્ય તેમણે તેને અનુસરીને અર્થો કર્યા હોત,) તોપણ આ જમાનાના એક મહાન્ સંસ્કૃત પંડિતને નામે જે વસ્તુ પ્રસિદ્ધ થવાની હતી તે પ્રસિદ્ધ થયા પહેલાં તે જ વસ્તુ તેમને હસ્તે પ્રસિદ્ધ થઇ હતી. આ તેમ જ બીજા નાના મોટા પ્રસંગો પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીની એક સંસ્કૃત પંડિત તરીકેની કીર્તિ સ્થાપિત કરવાને માટે પૂરતા છે.

**માંડૂક્યોપનિષદ્**—ઉપર સૂચવવામાં આવેલાં જે ખરેખરાં ૧૦ ઉપનિષદો છે તેમાંનું બીજું એક ઉપનિષદ્ "**માંડૂક્યોપનિષદ્**" છે. જેવી રીતે ઇશોપનિષદ્‌માં સત્ય ધર્મનું સૂચન કરવામાં આવ્યું છે, તેવી રીતે આ માંડૂક્યોપનિષદ્‌માં 'સત્ય પૂજન'નું સૂચન કરવામાં આવ્યું છે. પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ આ ઉપનિષદ્‌નું કરેલું ભાષાન્તર તથા તે પર તેમણે લખેલું વિવેચન એ બન્ને પંડિતજીનાં લખાણોમાં સૌથી વધારે વિદ્ગત્તાભર્યાં અને ઉચ્ચતમ પંક્તિનાં છે. પુરાતન ગ્રંથોનાં પ્રમાણો તેમાં છૂટથી આપવામાં આવ્યાં છે અને તેમાં જૂદા જૂદા ગ્રંથોના કરવામાં આવેલા સંખ્યાબંધ ઉતારાઓપરથી સમજી શકાય છે કે તદ્વિષયક અખૂટ જ્ઞાન પંડિતજી પોતાની સ્મરણશક્તિમાં જ ધરાવતા હતા. પહેલાં આપણે તે ઉપનિષદ્‌પરના વિવેચનનું અવલોકન કરીશું. "પવિત્ર ધર્મની પ્રથમ ક્રિયા" રૂપ પૂજાની વ્યાખ્યા એ પ્રમાણે કરવામાં આવી છે કેઃ–" અંતર્‌ના ઉંડામાં ઉંડા અને સાચી લાગણીઓથી છલોછલ ભરેલા પ્રેમનું સ્વાભાવિક પ્રકટીકરણ, અતિગંભીર આકર્ષણ અને આત્માની ધ્યાનનિમગ્નતા એનું નામ જ પૂજા." અને "આ શૈલીની પૂજા એ જ માંડૂક્યોપનિષદ્‌નો મુખ્ય વિષય છે." "તે માત્ર મહાશક્તિમાન્ ઇશ્વરનું–સર્વવ્યાપી અનાદ્યનંત–પ્રભુનું કુદરતના પિતારૂપ પરમાત્માનું જ પૂજન કરવાની આજ્ઞા કરે છે; કારણકે આ સર્વવ્યાપી પરમાત્મા સંબંધી સત્ય જ્ઞાન અને તેના યથાસ્વરૂપનો સાક્ષાત્કાર એ જ મનની આનંદથી ઉભરાઇ જતી અને પરમ સુખમય અવસ્થા અથવાતો બીજા શબ્દોમાં કહીએ તો 'પૂજા'થી સમન્વિત છે. એકલા આનઘનંત ઇશ્વરની પૂજાનું જ ઉપનિષદોમાં ફરમાન કરવામાં આવ્યું છે અને આ અનાદ્યનંત ઇશ્વર સર્વત્ર 'ૐકાર'ને નામે સુપ્રસિદ્ધ છે. "ૐકારમાં

'વિશ્વનિયંતા' નો અર્થ સમાએલો છે તે માત્ર મનઃકલ્પિત રીતિથી જ કે કાંઈ સ્વાભાવિક શૈલીથી ?" આ પ્રશ્નના ઉત્તરમાં યોગદર્શન ઉપર વ્યાસે લખેલી ટીકાનાં-વ્યાસભાષ્યનાં પ્રમાણો આપવામાં આવ્યાં છે. તે ઉત્તર આ પ્રમાણે છેઃ "ૐકાર અને તેમાં સૂચવેલા પદાર્થ વચ્ચેનો સંબંધ ઔપચારિક નથી કિન્તુ વાસ્તવિક છે અને ૐકાર પોતેજ તે સંબંધની વાસ્તવિકતાનું સૂચન કરે છે... જેઓ ૐકારનો ગૂઢાર્થ સમજે છે અથવાતો જે યોગી પુરૂષો ૐકાર અને તેમાં સૂચવાએલા તત્ત્વ વચ્ચેનો સંબંધ સમજ્યા છે તેઓએ એમ સ્થાપિત કર્યું છે કે, તે શબ્દો, તેમના મળતે મળતા અર્થો અને તેઓ વચ્ચે રહેલો સંબંધ એ સઘળું સનાતન છે. કુદરતમાં અનાદિ કાળથી અસ્તિત્વ ધરાવતું આવ્યું છે તથા તે મનુષ્યકૃત નથી. આ જ કથનને પતંજલિના મહાભાષ્ય (સપ્તમ શિવસૂત્ર, દ્વિતીય આહ્નિક) પરથી પુષ્ટિ મળે છે. તેમાં **अक्षर** શબ્દનો અર્થ "અનાદ્યનંત અને સર્વવ્યાપક" એવો કર્યો છે. મેકસમુલર પણ "ભાષાનું શાસ્ત્ર" એ વિષયપરનાં પોતાનાં ભાષણોમાં એ જ વિચાર આગળ કરે છે અને કહે છે કેઃ "તે ધાતુઓ મનુષ્યજાતિમાં રહેલી સ્વાભાવિકી શક્તિથી ઉત્પન્ન થએલા સ્વરનાં સ્વરૂપો છે; પ્લેટો કહે છે તેમ, તે ધાતુઓ કુદરતની સાથેજ અસ્તિત્વ ધરાવતા આવ્યા છે; જોકે અમારે પ્લેટોના શબ્દોમાંના તે કથનની સાથે એટલું ઉમેરવું જોઇએ કે અમે જ્યાં 'કુદરત' શબ્દનો ઉપયોગ કરીએ છીએ ત્યાં 'ઇશ્વર' શબ્દ સમજવાનો છે." આ પ્રમાણે હાલનું યુરોપ પંડિત મેકસમુલરના શબ્દોવડે, પ્રાચીન ભારતવર્ષ વ્યાસ અને પતંજલિના શબ્દોવડે અને પુરાતન ગ્રીસ પ્લેટોના શબ્દોવડે આપણા પંડિત ગુરૂદત્તના તત્સંબંધી નિર્ણયને એકસંપીથી પુષ્ટિ આપે છે. આટલી વાત સિદ્ધ કર્યા પછી

પંડિતજીએ જણાવ્યું છે કેઃ “ ૐ નું ઉચ્ચારણ કરવું અને તેના તત્ત્વનું હંમેશાં મનમાં ચિંતન કરવું એ બે ક્રિયાઓ ઇશ્વરની પૂજાનાં મૂળ તત્ત્વો છે અને તેથી ૐકારમાં જે ઉચ્ચ તાત્પર્ય રહેલું છે તે સમજવું મોટી અગત્યવાળું છે; ” અને પછી એક ૐકારમાં આટલું બધું તત્ત્વ કેમ રહેલું છે તેનું પંડિતજીએ સ્પષ્ટીકરણ કર્યું છેઃ—

ૐકાર અતિકોમળ, મધુર અને સરલતાથી વહન કરતો સ્વર છે, અને બોલતાં શીખતા એક બાળકના મુખમાંથી કોઈ પણ પ્રકારના અભ્યાસ વિના સ્વાભાવિક રીતે જ ૐનું ઉચ્ચારણ થઇ શકે છે એવાં માત્ર નજીવાં કારણોને માટે જ ૐને આટલી મોટી અગત્ય આપવામાં આવી છે એમ સમજવાનું નથી; પરન્તુ તેના તાત્પર્યમાં કાંઇક વિશેષ ગહન, વિશેષ મૂલ્યવાન્ અને વિશેષ પુનિત તત્ત્વ રહેલું છે. એ વાત ખરી છે કે ‘ પ્રભુ ’ નાં બીજાં નામો કેટલીક સ્થૂળ વસ્તુઓનાં નામોનાં સરખાં જ છે ( જેમ કે, **ईश्वर** એ નામ એક ભૂપ અથવા રાજાને પણ આપી શકાય છે, **ब्रह्म** પણ એક જાતના સૂક્ષ્મ–આકાશીય વાયુતત્ત્વનું નામ છે અને વેદોમાં આવતો **अग्नि** શબ્દ તો ચૂલામાં સળગતા અંગારાને માટે પણ વાપરી શકાય છે ); પરન્તુ ૐ તો અનાદ્યનંત અને વિશ્વવ્યાપી પરમાત્માનું જ નામ છે. ૐકારના અર્થની વાસ્તવિકતા અને એકરૂપતાનું તે એક કારણ છે, પરન્તુ તેને જે શ્રેષ્ઠ મહત્ત્વ આપવામાં આવે છે તેનું તે કારણ નથી. વળી એ પણ ખરૂં છે કે સંસ્કૃતમાં ‘ ઇશ્વર ’ ને માટે સઘળા સંજ્ઞાસૂચક શબ્દો છે તે કરતાં ૐ વધારે અર્થસૂચક છે. ૐ ના જેટલા સંખ્યાબંધ ગુણોનું બોધન કરનારો બીજો કોઇ પણ

એકાક્ષરી શબ્દ નથી એ પણ એક કારણ છે પરન્તુ તે કારણ ઓછી અગત્યનું છે. સત્યતઃ ઉંડામાં ઉંડું અને ઉત્તમમાં ઉત્તમ કારણ એ છે કે ૐકાર પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની એક ચાવી છે. એક ૐમાં જે અપ્રતિમ એકરૂપતાવાળા કેટલાક અક્ષરો સમાએલા છે તે 'ધ્યાન' નાં આનુક્રમિક પગથિયાં છે અને તે પગથિયાંની સાહાય્યથી સચ્ચિદાનંદ સ્વરૂપના સાક્ષાત્કાર સુધી ઉર્ધ્વગામી થવાય છે.

આ સાક્ષાત્કારનો વિધિ બાહ્ય જગત્માંનાં માનસિક કાર્યોના વિધિથી કેવળ ઉલટા જ પ્રકારનો છે. માનસિક કાર્યોના બાહ્ય વિધિને જો આપણે 'માનસિક વિકાસ' કહીએ, એટલેકે માનસિક શક્તિઓ બાહ્યતઃ સ્પષ્ટ થાય ત્યાંસુધી તેમનું પ્રકટીકરણ કરવાનો વિધિ લેખીએ, તો આપણે સચ્ચિદાનંદ સ્વરૂપના સાક્ષાત્કારને 'આંતર્ વિકાસ' અથવા 'આત્મવિકાસ'જ કહીશું. 'આત્મવિકાસ' એટલે બાહ્યતઃ કાર્ય કરતી માનસિક શક્તિઓને બાહ્ય કાર્યમાંથી નિવૃત્ત કરીને કાંઇક વિશેષ આંતર્ કાર્ય કરવા માટે અંતર્ તરફ વાળવાનો વિધિ.

આ ઉપનિષદ્ના પ્રથમના બે મંત્રોમાં 'ૐ શું છે?' તેની સમજૂતી આપવામાં આવી છે અને પછી પરમાત્માના ચાર '**पाद**' નું વિવેચન કરવામાં આવ્યું છે, અને ૐકારમાં સમાએલા જૂદા જૂદા અક્ષરોમાં એ ચાર **पाद** કેવી રીતે સમાએલા છે તેના પ્રબોધન સાથે ઉપનિષદ્ની પૂર્ણાહુતિ થાય છે. પ્રથમ સ્વરૂપ **जागरित स्थान** કહેલું છે. દૃશ્ય (સ્થૂલ) પ્રકૃતિમાં પરમાત્મા સ્પષ્ટતઃ વ્યાપ્ત પ્રતીત થાય છે તે પ્રથમ જાગ્રત્ અવસ્થા સમજવી. એ દૃશ્ય પ્રકૃતિમાં આપણને

પરમાત્મા કેવી રીતે પ્રતીત થાય છે ? આ વિશ્વની રચના કરનારા સપ્તાંગોમાં અપ્રતિહત રીતે માંહોમાંહે કાર્ય નીપજાવે છે; વિચાર અને અન્યોન્યાપેક્ષ સંબંધનાં ઓગણીસ મુખો–દ્વારો કે જે ઇન્દ્રિયોની શક્તિઓને સ્થૂળ પદાર્થોનો ઉપભોગ કરવાનું જ્ઞાન આપે છે, તે ઓગણીસ મુખોની ઉચિત વ્યવસ્થાનો વિચાર કરે છે; અને વિશ્વની ભૌતિક–પ્રાકૃતિક ગતિઓને યથાર્થતાપૂર્વક અને પદ્ધતિપુરઃસર નિયમિત રાખે છે.*

---

* **सप्ताङ्ग**—વિશ્વની રચના કરનારા સપ્તાંગો:–(૧) મસ્તિક, (૨) નેત્રો, (૩) કર્ણ, (૪) વદન, (૫) શ્વાસોચ્છ્વાસેન્દ્રિય–નાસિકા, (૬) હૃદય, (૭) પગ. કોઈ આ સપ્તાંગોમાં કાંઈક ફેરફાર સૂચવે છે. **एकोनविंशति मुख**–વિચાર અને અન્યોન્યાપેક્ષ સંબંધનાં ઓગણીસ મુખો–દ્વારો:–(૫) પાંચ ઇન્દ્રિયો : કાન, ત્વચા, રસના, નાસિકા અને નેત્ર; (૫) પાંચ કાર્યેંદ્રિયો: હાથ, પગ, જનનેંદ્રિય, ગુદા અને વદન; (૫) પંચ પ્રાણ : પ્રાણ એટલે ફેફસાંમાંથી હવાને બહાર કાઢવાની–નિઃશ્વાસની ક્રિયા, અપાન એટલે ઉચ્છ્વાસ લેવાની ક્રિયા, સમાન એટલે હૃદયમાંથી આખા શરીરમાં લોહીને ગતિ આપનારી ક્રિયા, ઉદાન એટલે ખાનપાનને મુખદ્વારા ગળામાં ઉતારવાની ક્રિયા અને વ્યાન એટલે શરીરનાં સર્વ અવયવોમાં ગતિ ઉત્પન્ન કરનારી ક્રિયા (જુઓ 'સત્યાર્થ પ્રકાશ'); (૧૬) મનસ્, (૧૭) બુદ્ધિ, (૧૮) ચિત્ત, અને (૧૯) અહંકાર.

**वैश्वानरः** નો અર્થ 'સ્પષ્ટતઃ વ્યાપ્ત પ્રતીત થતો ઇશ્વર,' અથવા 'અપ્રતિહત રીતે માંહોમાંહે કાર્ય નીપજાવનાર' અથવા 'ઓગણીસ મુખોની ઉચિત વ્યવસ્થાનો વિચાર કરનાર' અથવા 'વિશ્વની ભૌતિક–પ્રાકૃતિક ગતિઓને યથાર્થતાપૂર્વક અને પદ્ધતિપુરઃસર નિયમિત રાખનાર' એ પ્રમાણે કર્યો છે. યાસ્ક નિરૂક્ત ૭ (૨૧) માં કહે છે કે:—**वैश्वानरः कस्माद्विश्वान् नरान् नयति विश्वपनं नरा नयन्तीति वापि वा विश्वानर एव**

આ અવસ્થાને માણુસની "જાગ્રત્ અવસ્થા"ના દૃષ્ટાંતવડે સમજાવવામાં આવી છે. માણુસની જાગ્રત્ અવસ્થા દિવસમાં તે કાંઇ પણ પ્રવૃત્તિ કરે છે અને રાત્રિએ નિદ્રાધિન થઇને સ્વપ્નવિવશ સ્થિતિમાં આવી પડે છે ત્યાંસુધીની લેખાય છે. આ અવસ્થાનું બીજું દૃષ્ટાંત એક ઘટિકાયંત્ર બનાવનારનું આપવામાં આવ્યું છે. એક ઘટિકાયંત્ર બનાવનાર પોતાના યંત્રમાંના કળ સાંચા, તેની વ્યવસ્થા, તેના જૂદા જૂદા ભાગોની નિયમિત ગતિ ઇત્યાદિમાં નિમગ્ન બની જાય છે અને તે જાગ્રત્ અવસ્થાના દૃષ્ટાંતરૂપ છે. "ધ્યાનનિષ્ઠ અવસ્થા તે બીજી અવસ્થા છે. આ અવસ્થામાં ઇશ્વર ચિત્તાશયમાં વસી રહ્યો હોય તેવો સાક્ષાત્કાર થાય છે. તે ચિત્તાશય સમાંગોના પરસ્પરના સંબંધને અથવા પોતાના પરસ્પર સંબંધનાં ઓગણીસ કાર્યોને વ્યવસ્થિત કરે છે. આ પ્રમાણે તે ચિત્તાશયની જૂદી જૂદી કલ્પનાઓનો સંબંધ સાંધે છે અને વિશ્વના સૂક્ષ્મ સ્વરૂપને અંતરમાં પ્રકટાવે છે.* " આ અવ-

---

**स्यात्प्रत्यृतः सर्वाणि भूतानि ॥** અર્થાત્-જેની તરફ સર્વ પ્રાણીઓને દોરી જવામાં આવ્યા હોય તેની તરફ સર્વ ભૂતોને અંકુશમાં રાખીને દોરી જનાર **वैश्वानर** કહેવાય છે; અથવા, જે સ્વયમેવ **वैश्वानर** હોય છે અર્થાત્ સર્વ પ્રદાર્થોમાં નિવાસ કરીને તે સર્વને ગતિમાન કરે છે તે **वैश्वानर** કહેવાય છે.

* **स्वप्नस्थान** નો અર્થ " ધ્યાનનિષ્ઠ અવસ્થા " કરવામાં આવ્યો, કારણકે સ્વપ્નમાં માત્ર 'મનસ્' જ જાગ્રત્ રહે છે અને મનસ્ જેને શાશ્વતતા માને છે તે તે મનસ્‌ના વિચારો જ છે; તે અવસ્થામાં અન્ય વસ્તુઓ કે તત્સંબંધી વિચારોમાં મનસ્ પ્રવેશ કરી શકતું નથી. "**तैजस**" અને "**प्राज्ञ**" શબ્દોના સબંધમાં યાસ્ક નિરૂક્ત ૧૨ (૩૭) માં કહે છે કેઃ– **प्राज्ञश्चात्मा तैजसश्चेत्यात्मा गतिमाचष्टे–** 'પ્રાજ્ઞ' અને 'તૈજસ' શબ્દો આત્માના અસ્તિત્વની બે સ્થિતિઓનું સૂચન કરે છે.

સ્થાને મનુષ્યની સ્વપ્નવશ સ્થિતિના દૃષ્ટાંતવડે તથા ઘટિકાયંત્ર બનાવનારની પ્રારંભિક મનોરચનાના દૃષ્ટાંતવડે સમજાવવામાં આવી છે. "ત્રીજી અવસ્થા "સુષુપ્તાવસ્થા" છે, જેમાં ઇશ્વર મનુષ્યાત્માની પેઠે એકીભૂત, પ્રજ્ઞાનઘન, આનંદમય, આનંદભુક્, ચેતોમુખ (સ્વચૈતન્યમાં સ્પષ્ટ એવો) અને ઉચ્ચ જ્ઞાનયુક્ત પ્રતીત થાય છે."* આની સમજૂતી માણસની નિદ્રિતાવસ્થાના દૃષ્ટાંતવડે આપવામાં આવી છે. નિદ્રિત અથવા સુષુપ્તાવસ્થામાં માણસ સ્વપ્નરહિત નિદ્રાને અનુભોગે છે અને સંપૂર્ણ ચિત્તશાન્તિ પ્રાપ્ત કરે છે, જોકે જાગ્રત્ અથવા ધ્યાનનિષ્ઠ અવસ્થામાં 'મનસ્' એ જે કાંઇ કાર્યો કર્યાં હોય છે તે સર્વ કાર્યો તે અવસ્થામાં પણ મનસ્થી યુક્ત જ હોય છે; કે જેવી રીતે એક ઘટિકાયંત્ર બનાવનાર જોકે ઘટિકાયંત્ર બનાવવાનું તથા તેનાં યંત્રોને ગોઠવવાનું સઘળું જ્ઞાન ધરાવતો હોય છે તોપણ તે જ્ઞાનનો ઘટિકાયંત્ર બનાવવામાં ઉપયોગ કરવાનું પસંદ કરતો નથી.

ત્યારપછી ચોથી અવસ્થા સર્વેશ્વર અંતર્યામી આત્માની સમજાવવામાં આવી છે; અને એ પ્રમાણે આ ઉપનિષદ્માં અનાદ્યનંત, અંતર્યામી, વિશ્વવ્યાપી આત્મા ॐ જેમાં अ, उ અને म् અનુક્રમે સમાએલા છે તેનું વિવરણ આપવામાં આવ્યું છે.

---

* **सुषुप्त**નો અર્થ અતિસ્પષ્ટ છે. 'સુષુપ્તિ' એટલે ગાઢ નિદ્રા. ગાઢ નિદ્રા અને સુષુપ્તિ વચ્ચે જે કાંઇ તફાવત રહેલો છે તેવો જ તફાવત એક ગતિની સ્વતોભાવિતા અને તેની નિયમિતતા વચ્ચે રહેલો છે. ગાઢ નિદ્રા અનુભવતા એક માણસની સ્થિતિનો વિચાર કરો. જો કે તે અવસ્થામાં સર્વ મનઃકલ્પનાઓ દૂર રહી હોય છે તોપણ સ્વાભાવિક માનસિક કાર્યો તો નિયમિત રીતે ગતિમાન જ હોય છે. મનઃકલ્પનાની શક્તિઓ રૂપાંતર પામી-ઘનીભૂત થએલી જણાય છે; અને તેથી **प्रज्ञानघन**નો અર્થ 'ઘનીભૂત થએલું જ્ઞાન જે છે તે' એવો થાય છે.

"આના અતિગહન સૂચનનું ધ્યાન ધરતાં યોગી પુરૂષ વિશ્વના પ્રચંડ ગોળાઓને તેમની તેજઃપૂર્ણ સ્થિતિમાં આકાશપથમાં ભ્રમણ કરતા અને અનંતતાના સાગરમાં અદૃશ્ય ઉત્કૃષ્ટ સૌંદર્યવાળાં સૂક્ષ્મ વાયુમય તરંગોનું ઉદ્દીપન કરતા પોતાના મનમાં કલ્પે છે અને 'વિશ્વ'ના ગહન અર્થનું ધ્યાન ધરે છે; કારણકે ઉપનિષદ્‌ના શબ્દો પ્રમાણે 'પ્રકૃતિ' તો અનાદ્યનંત સર્વવ્યાપી પરમાત્માના ગુણ-ધર્મના આખ્યાનરૂપ છે."

અથર્વ વેદ ૧૦ (૧૩,૪,૩૨-૩૪) માં આપણા સૂર્યમંડળપરથી સૂચિત થતી રીતિ પ્રમાણે વિશ્વની રચનાનો વિષય ઉતારવામાં આવ્યો છે. આ મંત્રો ઉપર વિવેચન લખતાં પંડિતજીએ પોતાના ભૌતિક શાસ્ત્રને લગતા વિશાળ જ્ઞાનનો ઉત્તમ રીતે ઉપયોગ કર્યો છે. અથર્વ વેદનાં સૂત્રોને યજુર્વેદ ૩૧ (૧૩) થી અને મુંડક ૨ (૧-૪) પરથી સારી પુષ્ટિ મળે છે. પછી તે જ પદ્ધતિ પ્રમાણે માનુષીય રચનાની સરખામણી કરવામાં આવી છે. જાગ્રત્ અવસ્થામાંથી સ્વપ્નસ્થાનમાં પ્રવેશ કરવો તે દ્વિતીય અવસ્થાનું સૂચન उ થી કરવામાં આવ્યું છે અને પછી યોગી તૃતીય 'સુષુપ્ત' અવસ્થામાં પ્રવેશ કરે છે. ચોથી અવસ્થા તો અનિર્વચનીય છે. આ પ્રમાણે ૐ ની ત્રણ માત્રાઓનું જ્યારે યથાર્થ ધ્યાન ધરવામાં આવે છે ત્યારે યોગી આ જગત્‌ની ચિન્તાઓથી મુક્ત થાય છે. પ્રથમ માત્રાના ધ્યાનથી આ જગત્‌માં અતિ ઉચ્ચ પદવીને પમાય છે, બીજીના ધ્યાનથી પારલૌકિક આનંદથી પૂર્ણ અવસ્થા પ્રાપ્ત થાય છે અને અંતીમ માત્રાના ધ્યાનથી મોક્ષની પર્યાપ્તિ થાય છે.

મી. આર્શીબાલ્ડ ગાફ એમ. એ. એ પણ આ ઉપનિષદ્‌નું ભાષાન્તર કર્યું છે. આ તત્ત્વજ્ઞાનની ઉચ્ચતાની સામે તેમણે આપેલા અભિપ્રાયનો ઉતારો આ પ્રકરણના પ્રારંભમાં કાંઈક વિસ્તારથી કર-

વામાં આવ્યો છે. એ વિદ્વાન્ ગૃહસ્થને તેમના ખરા સ્વરૂપમાં બતાવી આપવા માટે હું તેમના કરેલા ભાષાંતરમાંથી થોડા નમૂના રજુ કરીશ અને પંડિત ગુરૂદત્તના ભાષાંતરની સાથે તેની તુલના કરીશ. પહેલા જ મંત્રમાં **अक्षर** શબ્દનો અર્થ ' પદ ' ( syllable ) કર્યો છે, જે ખરી રીતે ' અનાદ્યનંત અને સર્વવ્યાપી ' એ પ્રમાણે થવો જોઇએ. પતંજલિએ પોતાના ' મહાભાષ્ય ' માં અને સ્વામી દયાનંદ સરસ્વતીએ પોતાના ' ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા ' નામક ગ્રંથમાં **अक्षर** નો એવો જ અર્થ કર્યો છે. પછી તે જ મંત્રમાં **सर्व** શબ્દ બે સ્થળે આવે છે તે બન્ને સ્થળે તેનો અર્થ ' સર્વ ' ( all ) કરવામાં આવ્યો છે અને એ પ્રમાણે **सर्वमोङ्कारएव** નો અર્થ " સર્વ ૐ અને માત્ર ૐ જ છે " ( All in Om and only Om) એ પ્રમાણે કર્યો છે; ત્યારે **सर्व** નો અર્થ અહીં પ્રપૂર્ણ ( perfect ) થાય છે: તેનું કારણ ' નિરૂક્ત પરિશિષ્ઠ ' અધ્યાય ૧૪ અને કાંડ ૧૩–૧૪ માં આપ્યું છે.

હવે આપણે મી. ગાઉના બીજા મંત્રનો અર્થ તપાસીએ.

" આ સર્વ જગત્ બ્રહ્મ છે, તેથી આ આત્મા પણ બ્રહ્મ છે, અને આ તે જ આત્માને ચાર દિશાઓ છે." ( ' પદ ' નો અર્થ ચાર અવસ્થિતિને બદલે, ' પદ ' અર્થાત્ ' ગતિ ' ઉપરથી, ચાર દિશાઓ કરવામાં આવ્યો છે ). ૮ મા મંત્રના અર્થમાં પણ તે જ પ્રકારના દોષો થવા પામ્યા છે. તેમાં એવો અર્થ કરવામાં આવ્યો છે કે, "આ તે જ આત્માનું અક્ષરોમાં નિદર્શન કરવામાં આવ્યું છે, કે દિશાઓ તે અક્ષરો છે અને અક્ષરો તે દિશાઓ છે–**अ** **उ** અને **म्** ઇત્યાદિ. "

સંસ્કૃત ભાષાના આવા જ્ઞાન સાથે આ ગૃહસ્થો ઉપનિષદોનાં અંગ્રેજી ભાષાંતર કરીને તેમાંનું તત્ત્વજ્ઞાન સમજતા હોવાનો દાવો કરે

છે. તેઓનાં એવાં ભાષાન્તરોનું મૂલ્ય ભવિષ્યની પ્રજા પોતે જ આંકે તે ઉચિત છે અને અમને ખાત્રી છે કે તે મૂલ્ય ઉતરતું જ લેખાશે.

આ ઉપનિષદ્ નાનામાં નાનું હોવા છતાં અતિગૂઢ તત્ત્વજ્ઞાનથી ભરેલું છે અને પંડિતજીએ તેનો અર્થ નીપજાવવાનું જે કામ માથે લીધું હતું તે કામને તે યોગ્ય જ હતા એની કોઈ પણ માણસ ના પાડી શકે નહિ.

**મુંડક ઉપનિષદ્**—આ ઉપનિષદ્ પંડિતજીએ હાથમાં લીધેલું ત્રીજું ઉપનિષદ્ હતું. તેનું તેમણે સંપૂર્ણ ભાષાન્તર કર્યું હતું. આપણા દુર્ભાગ્યે તે ઉપરનું વિવેચન લખ્યા પહેલાં તે ઉચ્ચાત્મા પરલોકપ્રયાણ કરી ગયો અને આ સૃષ્ટિના આપણે દુર્ભાગી જીવો તેનો પ્રકાશ મેળવવા પામ્યા નહિ. જો તે વિવેચન લખાયું હોત તો તે સંકડો ખોટે માર્ગે દોરાએલાં મગજોને ખરો માર્ગ દર્શાવત અને માર્ગ ભૂલી ગએલાઓને આશાના મંદિરના ઉચ્ચ માર્ગપર લાવી મુકત ખરેખર, તે વિવેચન સંખ્યાબંધ ઉચ્ચાશયયુક્ત પરન્તુ કુમાર્ગે દોરાએલા આત્માઓને સુમાર્ગ મેળવવાની આશાવાળા કરત.

હવે હું પંડિતજીએ કરેલા આ ઉપનિષદ્‌ના ભાષાંતરને મેકસમુલર, ગાફ, રાજા રામમોહનરાય અને પંડિત ભીમસેને કરેલાં ભાષાંતરોની સાથે તુલનામાં મૂકીશ. તેનો પહેલો મંત્ર આ પ્રમાણે છેઃ—

**ब्रह्मा देवानां प्रथमः संबभूव विश्वस्य कर्त्ता भुवनस्य गोप्ता।**
**स ब्रह्मविद्यां सर्व विद्या प्रतिष्ठामथर्वाय ज्येष्ठ पुत्राय प्राह॥**

મી. ગાફ તેનું ભાષાંતર આ પ્રમાણે કરે છેઃ—

"ૐ વિશ્વના કર્ત્તા અને ભુવનોના ગોપ્તા એવા બ્રહ્મા દેવોમાં પ્રથમ ઉત્પન્ન થયા હતા. તેમણે પોતાના જ્યેષ્ઠ પુત્ર અથર્વન્‌ને બ્રહ્મવિદ્યા અને સર્વ વિદ્યાઓની પ્રતિષ્ઠાનું કથન કર્યું."

રાજા રામમોહનરાય તેનો જ અર્થ આ પ્રમાણે કરે છે, તેને હવે ઉપરના અર્થની સાથે તુલનામાં મૂકો:—

"બ્રહ્મા, આકાશીય દેવતાઓમાંના શ્રેષ્ઠ અને વિશ્વના રચયિતા તથા સંરક્ષક, ઉત્પન્ન થયા; તેમણે પોતાના જ્યેષ્ઠ પુત્ર અથર્વને જેનાપર સર્વ વિદ્યાઓનો આધાર રહેલો છે તેવા બ્રહ્મજ્ઞાનનું શિક્ષણ આપ્યું."

મેક્સમુલર વળી તેનો આ પ્રમાણે અર્થ કરે છે:—

"વિશ્વના રચયિતા અને જગતના સંરક્ષક બ્રહ્મા, દેવોમાં સૌથી પ્રથમ હતા. તેમણે સર્વ જ્ઞાનના ફળરૂપ બ્રહ્મજ્ઞાન પોતાના જ્યેષ્ઠ પુત્ર અથર્વને કહ્યું."

હવે આ સંબંધે કાંઇ પણ ટીકા કરવા માંડ્યા પહેલાં, હું ધારૂં છું કે, મારે પંડિતજીએ કરેલો તેનો અર્થ અહીં આપવો જોઇએ:—

"બ્રહ્મા વિદ્વાનોમાં સૌથી પ્રથમ હતા, જે પ્રકૃતિના ભૌતિક નિયમોના વેત્તા અને એક નિપુણ યંત્રશાસ્ત્રવેત્તા હતા. તે મનુષ્ય જાતિના સંરક્ષક હતા. તેમણે પોતાના જ્યેષ્ઠ પુત્ર અથર્વને બ્રહ્મવિદ્યા અથવા બ્રહ્મજ્ઞાન–જે બીજા સર્વ પ્રકારનાં જ્ઞાનોમાં ઉત્તમ છે–શીખવ્યું."

આ સઘળા ઉતારાપરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે તેમાંનો પહેલો અને બીજો અર્થ તો સત્યથી ઘણો દૂર છે. વસ્તુતઃ તે અર્થો ઉપનિષદોના તાત્પર્યથી કેવળ વિરૂદ્ધ જ છે, કે જે ઉપનિષદો બ્રહ્મના નિરાકાર સ્વરૂપને સ્પષ્ટ રીતે પ્રબોધે છે. આ જ ઉપનિષદ્‌ના પ્રથમ ખંડનો ૬ ઠો મંત્ર જુઓ. તે મંત્રને ઉપર જણાવેલા ચારે ભાષાન્તરકારો થોડા શબ્દોના ફેરફાર સાથે લગભગ એક જ અર્થમાં સમજ્યા છે. તે મંત્રમાં જણાવ્યું છે કે "બ્રહ્મ અદૃશ્ય, અરૂપી, ઉત્પત્તિરહિત, કાંઈ પણ સ્થૂલ ભેદરહિત (મેકમમુલર અને બીજાઓના કહેવા પ્રમાણે જાતિભેદરહિત) નેત્ર–કાન ઇત્યાદિ ઇંદ્રિયોથી રહિત છે."

વળી પ્રથમ ખંડના દ્વિતીય મુંડકના બીજા મંત્રમાં તે જ બ્રહ્મને મૂર્તિમાન્, નિરાકાર, સર્વવ્યાપી, આંતર્બાહ્ય વ્યાપક, અજાત, શારીરિક કે માનસિક ઇંદ્રિયોથી રહિત, પવિત્ર અને સર્વત્ર પ્રસરી રહેલા સૂક્ષ્મ વાયુ કરતાં બલકે મનુષ્યાત્મા કરતાં પણ સૂક્ષ્મ કહ્યો છે." તો પછી તે ઉપનિષદ્ના પહેલા જ મંત્રમાં 'બ્રહ્મા ઉત્પન્ન થયા' એવું કથન હોઇ શકે જ શી રીતે? આ પ્રમાણે મી. ગાફએ અને રાજા રામમોહનરાયે **संबभूव** શબ્દનો અર્થ 'ઉત્પન્ન થયા' એ મુજબ કર્યો છે તે કેવળ ખોટો છે; અને મેકસમુલર તથા પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ તેનો અર્થ "હતા" એ મુજબ કર્યો છે તે ખરેખરો છે. આપણે જોઇ શકીએ છીએ કે મેકસમુલરે **देवानां** શબ્દનો અર્થ કરતાં 'દેવ' શબ્દ જ વાપર્યો છે તથા 'બ્રહ્મ' નો 'બ્રહ્મ' શબ્દ જ વાપર્યો છે, પરન્તુ **देव**નો અર્થ 'દેવતા' (Gods) કે 'આકાશીય દેવતાઓ' અને 'બ્રહ્મ'નો અર્થ 'સ્વાત્મા' (self) એ પ્રમાણે નથી કર્યો તેમાં તેણે વાજબી ડહાપણ વાપર્યું જ લેખાશે.

આ ઉપરથી જણાઇ આવશે કે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીનું ભાષાન્તર આજસુધીમાં થએલાં સઘળાં ભાષાન્તરોમાં ઉત્તમ છે, અને વસ્તુતઃ બુદ્ધિગમ્ય, વધારે સ્વાભાવિક અને વિષયને વધારે બંધએસતું છે. આવા ઘણા દાખલાઓ આપી શકાય તેમ છે, પરન્તુ તેવા ઉતારાઓથી પુસ્તકનું કદ વધારી મેલવું ઉચિત લાગતું નથી. વાચકો પોતે જો પંડિત ગુરૂદત્તના ત્રણે ઉપનિષદોનાં ભાષાન્તરો બીજાં ભાષાન્તરોની સાથે સરખાવશે તો તેઓ પોતાની મેળે પંડિતજીના ભાષાંતરોની વાસ્તવિકતા અને ઉત્તમતા સમજી શકશે.

મેકસમુલરે કરેલા ભાષાન્તરમાં સંખ્યાબંધ ખામીઓ અને

સાધારણ ભૂલો રહી ગએલી છે, છતાં તે કહે છે કે તેનું ભાષાન્તર સર્વ સ્થળે અક્ષરશઃ કરેલું ભાષાન્તર નથી. તે કહે છે કેઃ–" કોઈ કોઈ સ્થળે શબ્દશઃ ભાષાન્તર નહિ કરવા માટે અમારી નિંદા કરવામાં આવે તો તે નિંદા સહન કરવાને અમે તૈયાર છીએ. સામાન્ય રીતે તે નિંદાની સામે તેનો રદિયો આપવો તે સંભવિત નથી પરંતુ દરેક ભાષાન્તરકાર સમજે છે કે ઘણી વાર શબ્દશઃ કરવામાં આવેલું ભાષાન્તર કેવળ ખોટો જ અર્થ સમજાવનારૂં થઇ પડે છે." પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી મંત્રોના ખરા તાત્પર્યની અવગણના નહિ થવા દેવા માટે અને દરેક જણ તેને સહેલાઇથી સમજી શકે તેટલા માટે કોઇ કોઈ સ્થળે શબ્દશઃ ભાષાન્તર કરવાના નિયમોનું ઉલ્લંઘન કરે તો તેમાં શું નવાઇ છે ? ઘણે સ્થળે ઉપનિષદોના ઉચ્ચતમ ભાગોની ગહન પરિભાષા હોવાને લીધે તેનો અર્થ કરવા જતાં શુદ્ધ સંસ્કૃત ભાષાના સારા જ્ઞાનની અને તેના ખરેખરા તારતમ્ય સમજવાની જરૂર પડે છે. તેથી ઉલટું યુરોપીય ભાષાંતરકારો તેવી કાંઇ મુશ્કેલીની દરકાર રાખતા નથી. તેઓએ દરેક સ્થળે ગહનમાં ગહન અને અતિગૂઢાર્થમય ભાગોના અર્થ કેવળ સામાન્ય પ્રકારના બનાવી મૂક્યા છે અને તેથી કરીને આ ઉપનિષદોમાં જે અતિ મૂલ્યવાન્ ભાગ છે તે ભાગને તેઓ અર્થ વિનાના અને કાંઈ પણ સાર વિનાના ગોટાળારૂપ માને છે. આવી વસ્તુસ્થિતિ હોવાને લીધે જ પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીની સેવાઓની આપણને મોટી જરૂર હતી. એમના જેવા એક સદ્‌વિચારશીલ આત્માના જ્ઞાનનો લાભ આપણી પાસેથી ઇશ્વરે પડાવી લીધો છે એ આપણું મોટામાં મોટું દુર્ભાગ્ય છે.



# પ્રકરણ ૧૨ મું.

## પંડિતજીના પ્રકીર્ણ લેખો.



પંડિતજીના સઘળા પ્રકીર્ણ લેખોનો સંગ્રહ કરવો અતિ ઇષ્ટ હોવા છતાં તે કાર્ય વ્યવહારૂ રીતે અશક્ય થઇ પડે તેવું છે, કારણકે તેમના તેવા લેખો સંખ્યાબંધ છે એટલું જ નહિ પણ તેવા કેટલાક લેખો તો વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા હતા અને તેની હેઠળ પંડિતજી પોતાનું નામ પણ ભાગ્યે જ આપતા. તેમની લેખિની હમેશાં ઉદ્યોગી જ રહેતી અને તેમનો પહેલામાં પહેલો લેખ મી. આર. સી. બેરીના "આર્ય મેગેઝીન" માં પ્રસિદ્ધ થયો હતો; પછી તેમના લેખો "આર્યાવર્તનો ઉદ્ધાર કરનાર" એ નામના પત્રમાં પ્રસિદ્ધ થતા અને પાછળથી "આર્ય પત્રિકા" માં પ્રસિદ્ધ થતા.

પંડિતજીના નામ વિનાના લેખો કેટલા પ્રસિદ્ધ થયા હશે તે સંબંધે આપણે કાંઇ ચોક્કસ કહી શકીએ તેમ નથી, તોપણ તે વિનાના બીજા કેટલાક એવા લેખો પણ હતા કે જે પંડિતજીના નામ સાથે પ્રસિદ્ધ થયા હતા અને જે ખરેખર તેમના જ લખેલા હતા. આવા લેખોમાંનો એક અતિવિદ્વત્તાપૂર્ણ લેખ તેમનો "આત્માના અસ્તિત્વની સિદ્ધતા" વિષેનો નિબંધ હતો જે "વૈદિક પત્રિકા" ના અંક ૨ જા તથા ૩ જામાં લગભગ ૪૫ પૃષ્ઠો જેટલો લાંબો પ્રસિદ્ધ થયો હતો. તેમનાં સઘળાં લખાણોમાં આ નિબંધ અતિગહન હતો અને

તે તૈયાર કરવામાં તેમણે અતિપરિશ્રમ ઉઠાવ્યો હતો. આ નિબંધ પંડિતજીના વિશાળ અભ્યાસનું દર્શન કરાવે છે. તેમનો તે અભ્યાસ એટલો વિશાળ હતો કે તેમણે મોટા મોટા ૧૭ વિજ્ઞાનવેત્તાઓના વિચારો અને તે ઉપરાંત દુનિયામાં પ્રચલિત સઘળી મુખ્ય મુખ્ય આત્મવિદ્યાની માનીનતાઓ તે નિબંધમાં ટાંકી બતાવી હતી. આ આત્મવિદ્યાના જ્ઞાતાઓનાં નામ નીચે પ્રમાણે આપવામાં આવ્યાં છે: હુકસલી, નીકોલ્સન, રૅાસ્કો, હેઇકલ, બ્રાઉઝેસ, હૂપર, વંત, હંટર, રશ, વૅાન હેલમેન્ટ, વ્હીટ, સ્ટૅાલ, બેઇન, સ્પેન્સર, તેમજ ડા. બુચનેર, કલ્લન, બ્રાઉન અને ડાર્વિન. સૌથી પહેલાં વિશ્વની રચના યાંત્રિક હોવા વિષેના પ્રો. હેઇકલ અને વંતના સિદ્ધાંતની ખબર લેવામાં આવી છે અને બીજા વિજ્ઞાનવેત્તાઓની જ સાક્ષીઓવડે તે સિદ્ધાંતના ટુકડે ટુકડા કરી નાંખવામાં આવ્યા છે. આ પ્રમાણે બતાવી આપવામાં આવ્યું છે કે આધુનિક સમયના રાક્ષસી બુદ્ધિવાળા કહેવાતા વિદ્વાનોને પણ સ્થૂળ પદાર્થથી સ્વતંત્ર રહેલું એવું કાંઇ ચેતન તત્ત્વ અસ્તિત્વ ધરાવતું હોવાનું માન્ય રાખવાની જરૂર પડી છે, પછી તે ચેતન તત્ત્વને એ જૂદા જૂદા વિદ્વાનો ગમે તેવાં જૂદાં જૂદાં નામો આપે. ત્યારબાદ પ્રાણીવિદ્યા એ મતને પુષ્ટિ આપે છે કે: "જાતિસુધારણાનું કારણ જ આત્મા છે, તેનું પરિણામ કાંઈ આત્મા નથી" અર્થાત્ જગત્ વ્યવસ્થિત અને સુધરેલું બનવા લાગ્યું તેનું કારણ તે પૂર્વે આત્મા હતો એ જ હતું. પછી પ્રો. નીકોલ્સન કહે છે કે, "બહુ અંશે એમ જણાય છે કે દરેક ચેતન ક્રિયામાં એવું કાંઇક રહેલું છે કે જે કેવળ શારીરિક નથી તેમ જ રાસાયનિક પણ નથી, પણ જે સ્વભાવમાં સૂક્ષ્મતર અને બીજાં બળો સાથે સરખાવતાં વધારે સ્પષ્ટ એવા કાંઇ અજ્ઞાત બળથી યુક્ત હોય છે." આ બળને તે "ચૈતન્ય" કહે છે

અને આગળ જણાવે છે કે "કોઈ પણ શારીરિક કે રાસાયનિક બળના ઉપયોગથી પુનર્જન્મનો દેખાવ સમજાવવાને હજીસુધી કાંઇ પણ યત્ન કરવામાં આવ્યો નથી." પંડિતજી આ ચર્ચાને અન્તે નીચે પ્રમાણે જણાવે છેઃ—

આ પરથી એટલું સ્પષ્ટ થાય છે કે તે અજ્ઞાત બળને જીંદગી, ચેતન તત્ત્વ, સુધારક તત્ત્વ, સૂક્ષ્મ કારણ, જ્ઞાનપ્રાપક બળ, આત્મા કહેવામાં આવે કે દુનિયાના આધુનિક વિજ્ઞાનવેત્તાઓને આત્માના અસ્તિત્વનું સંશોધન કરતાં જે કાંઇ બીજા શબ્દો મળી આવ્યા હોય, તે શબ્દો તેને માટે વાપરવામાં આવે, પરન્તુ વસ્તુતઃ આત્મા અસ્તિત્વ ધરાવે છે. આત્મા કાંઇ ખ્રિસ્તીઓની માનીનતા મુજબ માત્ર શ્વાસોચ્છ્વાસ નથી, મુસલમાનોના કહેવા પ્રમાણે અસદ્‌વસ્તુનો આભાસ નથી, કે જડવાદીઓના કહેવા મુજબ કુદરતી સુધારાની પેદાશ નથી; પરન્તુ તે સૂક્ષ્મ, સંસ્કૃત, અગોચર, અને ચૈતન્યોત્પાદક પદાર્થ છેઃ તે એક શાશ્વત વસ્તુ છે કે જે માનવની પ્રગતિ કરે છે, વૃદ્ધિ કરે છે, ચૈતન્ય અને ગતિને ઉત્પન્ન કરે છે, હાનિને દૂર કરે છે, ખોટને પુનઃ સરખી કરી લે છે, શરીરનું પોષણ કરે છે, સ્પર્શશક્તિને જાગૃત કરે છે, ક્રિયાને જન્મ આપે છે, અને જૂદા જૂદા રોગોની સામે થાય છે, તેનો પરાજય કરે છે તથા તેને દૂર કરે છે. પાશ્ચાત્ય દેશોના સંશોધકો અને તત્ત્વવેત્તાઓએ જે તાત્ત્વિક શોધખોળો કરી છે તે શોધખોળોને અંતે તેઓ આ જ ચોક્કસ નિશ્ચયપર આવ્યા છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ સમજાય છે કે તે તત્ત્વવેત્તાઓને પણ એક શાશ્વતતા અસ્તિત્વ ધરાવતી હોવાનું કબૂલ રાખવું

પડયું છે; પછી ખુશીમાં આવે તો ભલે તેને સ્થૂળ વસ્તુ કહો, પણ વસ્તુતઃ તે એક એવો શાશ્વત પદાર્થ છે કે જેને પૂર્વના પ્રાચીન તત્ત્વવિત્ પુરૂષોએ 'આત્મા' કહ્યો છે.

કેળવાએલા હિંદવાસીઓનાં મગજમાં પુરાતન ભારતવર્ષનાં પ્રમાણોની વિરૂદ્ધમાં જે વહેમો જડમૂળ ઘાલી બેઠા છે તેને માટે તેઓની વિરૂદ્ધમાં પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીને બહુ સખ્ત શબ્દો લખવા પડયા છે એ એક શોકની વાત છે. તે શબ્દો નીચે મુજબ છેઃ—

આ વિષય ઉપર પુરાતન પૌર્વાત્ય વિદ્વાનોના પ્રમાણો આપવાનું ઇચ્છાપૂર્વક બંધ રાખ્યું હોય તો તેનું ખુલ્લું કારણ એટલું જ છે કે આધુનિક સમયનું ભારતવર્ષ સુધરેલા પાશ્ચાત્ય દેશ ઈંગ્લાંડમાંથી જ ખાસ કરીને પોતાનું બુદ્ધિચાંચલ્ય, શ્રદ્ધા, વિશ્વાસ, મત ઇત્યાદિને ગ્રહણ કરે છે. જો અમે શરૂઆતમાં જ પુરાતન સંસ્કૃત વિદ્વાનોના ગ્રંથોમાંથી આ જ વાત સિદ્ધ કરવાને પ્રમાણો આપ્યાં હોત, તો અમારી આ ટીકાને વ્હેમી, તરંગી, અશાસ્ત્રીય અને જુની પદ્ધતિની કહેવામાં આવત એ નિઃસંશય છે; જોકે, પાશ્ચાત્ય ગ્રંથકારોનાં આટલાં બધાં ઉત્તમ પ્રમાણો આ વિષય સંબંધે એકત્ર કરીને આપવામાં આવ્યાં છે, તોપણ તેમાં એક અડગ નિશ્ચય બાંધવાને માટે જોઇએ તેટલી પદ્ધતિપુરઃસરની અને સંખ્યાબંધ સાબીતીઓ આપી શકાઇ નથી.

ત્યારપછી આત્મા એ શું છે અને તેનાં પૃથક્ પૃથક્ ગુણધર્મ શું છે તે વિષે વૈશેષિક દર્શનના રચયિતાના અને ગૌતમનાં પ્રમાણો આપવામાં આવ્યાં છે. ગૌતમકૃત "પ્રશસ્ત પદ ભાષ્ય" માંથી એક મોટો ઉતારો તેના શબ્દશઃ અંગ્રેજી ભાષાંતરના રૂપમાં આપવામાં આવ્યો

છે. તેમાં એવું સિદ્ધ કરવામાં આવ્યું છે કે "આ ગુણધર્મો એક પદાર્થથી સંકળાએલા છે કે જે પદાર્થમાં તે ચોંટી રહેલા છે અને તેથી તે ગુણધર્મો પ્રત્યેક પદાર્થમાં જોવામાં આવતા નથી તથા બાહ્ય ઇંદ્રિયોવડે તે ઓળખી શકાતા નથી. તેથી કરીને એ ગુણધર્મો કોઈ એક ત્રીજા જ પદાર્થના છે કે જે પદાર્થ 'આત્મા' છે. આત્માના ગુણધર્મ જ્ઞાન, હર્ષ, શોક, ઇચ્છા, તિરસ્કાર, નીતિ–અનીતિ, અસરકારકપણું, સંખ્યા, પરિમાણ, પૃથક્ અસ્તિત્વ, સંયોજકપણું અને વિયોજકપણું એ પ્રમાણે છે." બીજો નિબંધ 'વૈદિક પત્રિકા'ના ત્રીજા અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તે ગૌતમના ઉપર આપેલા પાઠનું વિવેચન છે અને તેમાં પંડિતજીએ મહર્ષિ ગૌતમના મતની પુષ્ટિમાં દલીલો આપીને અને સામા પક્ષની દલીલોનું ખંડન કરીને તે મતનું વિસ્તારથી વિવેચન કર્યું છે. ચાર્લ્સ બ્રાડલોના "મનુષ્યને શું આત્મા છે?" એ નામના પુસ્તકની પણ તે નિબંધમાં ખબર લેવામાં આવી છે અને તે કેવી રીતે આત્મતત્ત્વની વિરૂદ્ધમાં દલીલો કરે છે તે બતાવી આપવામાં આવ્યું છે.

"પેકયુનીઓમેનીઆ" અર્થાત્ "ધન સંપાદન કરવાનો સન્નિપાત" એ નામનો એક નિબંધ પણ પંડિતજીએ લખ્યો છે અને તે ધ્યાન ખેંચે તેવો છે. તે નિબંધમાં પંડિતજીએ "ધન સંપાદન કરવાનું મથન કેટલે સુધી ઉચિત–પથ્ય છે?" એ પ્રશ્ન વિષે વિવેચન કર્યું છે. મનુના ૧૧ મા અધ્યાયના ૧૩ મા શ્લોકને આ નિબંધના મૂળ પાઠરૂપ લેખ્યો છે. કોરનેલ યુનિવર્સિટીના પ્રમુખ ડા. વ્હાઈટનું પ્રમાણ આપીને એમ સ્થાપિત કરવામાં આવ્યું છે કે "જનસમાજમાં અત્યારે ચાર પ્રાણઘાતક દર્દો ફેલાયાં છે: ઐપર-

વાઇ, નાસ્તિકતા, ભેઇમાની અને જડવાદ" અને પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી કહે છે કે "એ સઘળાનું કારણ સ્પષ્ટ રીતે બળવાન્ પદાર્થનું અને પૈસાનું પૂજન જ છે." જગતમાં આપણે નિત્ય વ્યવહારમાં જનસમાજની જે કાંઇ સ્થિતિ સામાન્ય રીતે જોઇએ છીએ તે સ્થિતિ લાગુ પાડીને ઉપર કહેલા સિદ્ધાન્તનું દૃષ્ટાંતપૂર્વક વિવેચન કરવામાં આવ્યું છે. ઉપર જણાવેલાં ચાર મોટાં દર્દોમાં પંડિતજી એક પાંચમા દર્દનો વધારો સૂચવે છે અને તે દર્દનું નામ તેમણે "ધન સંપાદન કરવાનો સન્નિપાત" એવું રાખ્યું છે. એ દરદની વ્યાખ્યા તેમણે આ પ્રમાણે કરી છેઃ "ઘણું ચેપી, વંશપરંપરાથી ઉતરતું આવે એવું, અસાધ્ય અથવા દુઃખસાધ્ય અને અત્યંત પ્રાણહારક એવું ઘેલછાના પ્રકારનું દર્દ." તે દર્દનાં ચિહ્નો પણ પંડિતજીએ બહુ ગણાવ્યાં છે; જેવાં કે, "અપરિતૃપ્ત તૃષા અથવા તૃષ્ણા, હંમેશાં ભૂખ્યું પેટ, બેપરવા ચીડીઓ સ્વભાવ, અત્યંત ઉશ્કેરાઇ જવાનો સ્વભાવ, પાશવ અને અમાનુષીય વિકારોનો હૃદયમાં અત્યંત દાહ થવો, વિશ્રાન્તિથી રહિતતા, ચિન્તા અને ઉજાગરો, ગર્વ, સત્તા અને તાવની આંચકીના આવેશ, નૈતિક અને આધ્યાત્મિક વૃત્તિઓનો પક્ષાઘાત વાયુ, ખાઉધરપણું, બહુ વસ્ત્રો પહેરવાં, સુસ્તી, શારીરિક નબળાઇ, દુર્બળતા ઇત્યાદિ." તે પછી ગરીબાઇનાં પરિણામોનું પણ ભયંકર રંગોમાં એકસરખી રીતે આલેખન કરવામાં આવ્યું છે અને છેવટે નીચેના શ્લોકો–પહેલો મનુનો અને બીજો ઉપનિષદ્નો લેઇને લેખને પૂરો કરવામાં આવ્યો છે. તે શ્લોકો આ પ્રમાણે છેઃ—

वित्तं बन्धुर्वयः कर्म विद्या भवति पंचमी ॥
एतानि मान्यस्थानानि गरीयो यद्यदुत्तरम् ॥

અર્થાત્—ધન, ઉચ્ચ કુળ, વય, કર્મ અથવા પ્રામાણિક ઉદ્યોગ અને વિદ્યા એ પાંચ વસ્તુઓ માનનીય કહેવાય છે; જે પ્રત્યેક વસ્તુ તેની પ્રત્યેક આગલી વસ્તુ કરતાં અનુક્રમે વિશેષ માનનીય હોય છે.

**आत्मना विन्दते वीर्यं विद्यया विन्दतेऽमृतम् ॥**

અર્થાત્—શાશ્વત બળ આત્મામાંથી આવે છે અને અમરત્વ મનોવિચારોમાંથી-વિદ્યામાંથી આવે છે.

"આંતર્ જીવનની સત્યતા" એ વિષયપરનું પંડિતજીનું ભાષણ મી. એ. જે. ડેવીસકૃત તે જ નામના (The Realities of Inner Life) પુસ્તકમાં દર્શાવેલા વિચારોના સારરૂપ છે.

વૈદિક વાચનમાળાના ભાગ ૧ તથા ૨ માં ઋગ્વેદ સૂક્ત ૨, મંત્ર ૧ થી ૭ સુધીનું અનુક્રમે શાસ્ત્રીય વિવેચન આપવામાં આવ્યું છે.

વૈદિક વાચનમાળા ભાગ ૩ માં ઋગ્વેદના સૂક્ત ૩૦ માના મંત્ર ૧-૨-૩ નું વિવેચન આપેલું છે.

આ તેમના પ્રકીર્ણ લેખો છે અને તે ઉપરાંત 'આર્ય,' 'આર્યાવર્તનો ઉદ્ધાર કરનાર,' અને 'આર્યપત્રિકા'માં તેમણે જે લેખો લખ્યા હતા તેની સંખ્યા ગણવા બેસીએ તો ઘણી મોટી થઇ જવા પામે.



# પ્રકરણ ૧૩ મું.

## પંડિતજી અને યોગ.

**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम् ॥**

**અર્થ**—આ પરમ આત્મા પ્રવચનથી અર્થાત્ વ્યાખ્યાનો આપવાથી, કે બુદ્ધિથી કે બહુ શ્રવણ કરવાથી પામી શકાતો નથી. જે અંતઃકરણપૂર્વક તેને પામવાની ઇચ્છા કરે છે તે તેને પામે છે. જે પોતાના તનુને તે આત્માને અર્પણ કરે છે તેને આ આત્મા પોતાનો પ્રકાશ દૃષ્ટિગોચર કરાવે છે. મુંડકોપનિષદ્ મું. ૩, ખંડ ૨, શ્લોક ૩.



આ વિષય એટલો પવિત્ર છે કે મારા અપવિત્ર હસ્તોને તે યોગ્ય લેખાય નહિ, તેમ જ તે એટલો ઉચ્ચ છે કે મારા દૂષિત શરીરે તેનો સ્પર્શ કરવો પણ ઉચિત નથી. પરન્તુ પંડિતજીએ યોગનો અભ્યાસ કરવાને તથા તેની પ્રક્રિયાઓમાં ઉંડા ઉતરવાને પોતાની આખી જીંદગીમાં જે પ્રયત્નો કર્યા હતા, તેનો આ પુસ્તકમાં ઉલ્લેખ કર્યા વિના પંડિતજીનું જીવનચરિત્ર સંપૂર્ણ થયું કહેવાય નહિ. એક 'યોગી' બનવાનો તેમના જીવનનો ઉચ્ચતમ આશય હતો, અને તેમની નોંધપોથીમાંથી આ નીચે જે ઉતારા કરવામાં આવ્યા છે તે પરથી કાંઇક ઝાંખી થશે કે આ વિષયમાં પંડિતજીનું ચિત્ત કેટલું નિમગ્ન બની ગયું હતું.

આ સંબંધે કાંઈ પણ ગેરસમજૂતી થતી અટકાવવાને હું જણાવી દઉં છું કે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીની જીંદગીની યોગવિષયક અવસ્થા વિષે લખતાં તે વિષયપર હું મારી પોતાના તરફની એક પણ લીટી લખવાનો ડોળ કરવા ઇચ્છતો નથી.

સર્વ વિષયોમાં અતિપવિત્ર એવા આ વિષય સંબંધી મારૂં જ્ઞાન કાંઈજ નથી એમ કહું તો ચાલે, અને તેથી એક જીવનચરિત્રના લેખક તરીકેની મારી ફરજ પૂરી કરવાને હું પંડિતજીની નોંધપોથીમાંથી નીચે પ્રમાણે ઉતારો કરૂં છું અને તે ઉપર મારી પોતાની કાંઇ પણ નોંધ કે ટીકા કરવાનું ઉચિત માનતો નથી. યોગના પરિચય વિનાના હાથની કાંઇ પણ વિવેચના કે નોંધ વિનાનાં આ ખુલ્લાં સત્યો વધારે સુંદર અને ઉચ્ચ જણાશે એવો મને ભરોસો છે. આ પુસ્તકના આગલા ભાગમાં આપણે બાળક ગુરૂદત્ત વિદ્યાર્થીને પ્રાણાયામ કરતા અને ગૂઢ જ્ઞાનનાં પુસ્તકો વાંચતા જોયા છે; ત્યારપછી યુવાન્ ગુરૂદત્ત વિદ્યાર્થીને યોગ વિષે પ્રશ્નો પૂછતા અને તે સંબંધે ઉત્તમ પ્રમાણ જાણવા માંગતા આપણે જોયા છે. હવે આપણે જોઇશું કે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી યોગની પ્રક્રિયાઓ કરવાને અને તે અત્યંત ગૂઢ વિદ્યાનું જ્ઞાન હરકોઇની પાસેથી પણ મેળવવાને યત્ન કરી રહ્યા છે.

આ વિષય ઇ. સ. ૧૮૮૪ થી શરૂ થાય છે.

"તા. ૧૪ મી જાન્યુઆરી—હવેથી રોજ મારી પવિત્ર ધર્મક્રિયાઓ પાછળ અર્ધો કલાક અર્પવાની હું પ્રતિજ્ઞા લઉં છું."

"તા. ૧૫ મી ઑગસ્ટ—જે કઠીન મહાવ્રત મારે પાળવાનું છે તે આજથી શરૂ થશે."

"તા. ૧૮ મી ફેબ્રુઆરી સને ૧૮૮૫—દાવાનલ ! તારે હવે

ઉત્પન્ન થવું જ જોઇએ! અહા! મારા મગજને પ્રસંગાનુકૂળ બનાવ."

"તા. ૧ લી માર્ચ—**योग** : મારે હવે તેમાં ઉતરવું જોઇએ."

"તા. ૨૩ મી એપ્રીલ—હજી મારા મગજનો ગુંચવાડો બિલકુલ શાન્ત થયો નથી અને ઉનાળાની ઋતુ શરૂ થઇ ચૂકી છે, માટે મારે ...ની શરૂઆત કરવી જોઇએ, અને પવિત્ર પ્રક્રિયાઓની તો તાકીદે શરૂઆત કરવી જોઇએ. આખાં બે વર્ષોથી તે ક્રિયાઓને વિસારી મૂકવી તે કેવું શરમ ઉપજાવનારૂં કાર્ય કહેવાય? શરમ! શરમ!! શરમ!!! શરમ!!!!"

"તા. ૨૪ મી એપ્રીલ—એક મોટું પરિવર્તન! શામાટે સઘળી લાગણી અને પ્રેમને હૃદયમાંથી ખાલી કરી નાંખીને **મીલ** તથા દયાનંદના ગ્રંથો વાંચવામાં નિમગ્ન ન બનવું? અથવાતો શું પ્રેમ પોતે ટકી રહેશે?"

"તા. ૪ થી ઑક્ટોબર—જીવનની એક નૂતન અવસ્થા. શું મારામાંથી બુદ્ધિનો વિનાશ થઇ ગયો છે કે જેથી હું મારી ફરજ તરફ કેવળ આંધળો જ બની ગયો છું? હા, મારે તે ફરજ બજાવવી જોઇએ–બજાવવી જ જોઇએ."

"તા. ૨૧ મી જુન સને ૧૮૮૬—........ મારે યોગક્રિયાઓનો પ્રારંભ કરવો જોઇએ. વાતો કરતાં આળસુ બેસી રહેવું તે કેવળ નકામું છે."

"તા. ૧૬ મી જાન્યુઆરી સને ૧૮૮૭–મારે યોગને માટે યત્ન કરવો જોઇએ અને એક ઉપદેશક તરીકે જીવન ગાળવું જોઇએ."

"તા. ૨૫ મી જાન્યુઆરી—યોગક્રિયાઓ હું નિયમબદ્ધ રીતે કરતો."

"તા. ૬ ઠી ફેબ્રુઆરી—આજે હું મી......ની સાથે પંડિત...ને મળવા જઉં છું. તેને જોઇને હું અત્યંત આનંદ પામું છું. યોગની ક્રિયાઓનું પણ તેમને સારૂં જ્ઞાન હોય એમ જણાય છે."

"તા. ૮ મી ફેબ્રુઆરી—હું મી......ને ત્યાં જઉં છું અને તેની સાથે યોગનાં ૧૧ સૂત્રોનો અભ્યાસ કરૂં છું. આજથી જ્યારે જ્યારે મારી વૃત્તિ તે તરફ વળે છે ત્યારે ત્યારે બાહ્ય જગત્ સાથેના સંબંધનાં સઘળાં દ્વારો સહિત સર્વ વસ્તુઓમાં..."

"તા. ૯ મી ફેબ્રુઆરી—હું મી...ની પાસે જઉં છું. તે મને કહે છે કે જ્યારે એક માણસને ધર્મને અર્થે અંદર દાખલ કરવામાં આવે છે ત્યારે તેના પર કાંઇ કસોટીઓ અજમાવી જોવામાં આવતી નથી, પરન્તુ તે પહેલાં તેને કસી જોવામાં આવે છે......ઉદાહરણ તરીકે એક કસોટી એવા પ્રકારની હોય છે કે, એક માણસને કાંઇ શિખવવાનું તેને કહેવામાં આવે છે, બીજાની સાથે તેને કાંઇ વિવાદ કરવાનો હોય છે, વળી કાંકરા ફેંકીને તથા રેતી વહેવડાવીને સમયનું માપ પણ એકી સાથે જ તેને કરવાનું હોય છે, તથા સામે એક સ્ત્રી ઊભી રહેલી હોય છે! તે મને વળી એવું કહે છે કે, "એક વાર મને તે સત્ય વિદ્યા—યોગ શીખવી શકે એવા કોઇ માણસ છે, એમ હું પૂછતો હતો અને ત્યાં ઘણા સાધુઓ બેઠા હતા. તેઓમાંના ઘણાઓ મને યોગની જૂદી જૂદી રીતિઓ સૂચવવા લાગ્યા પણ મેં તેની ના કહી, એટલામાં કોઇ એક માણસ માથે મોટો સાફો બાંધેલો એવો ત્યાં આવી પહોંચ્યો. તે ક્ષણભર સ્તબ્ધ બનીને ઊભો રહેતો

જણાયો અને પછી ત્યાં આવીને બોલ્યો:–'ત્યારે શું તમે ખરી યૌગિક ક્રિયાઓ કરવાની જિજ્ઞાસા રાખો છો કે ? તો અત્યારે અને આ જ વખતે તમારે તેની શરૂઆત કરવી જોઇએ. તમને જે રીતિ કહેવામાં આવી છે તે જ રીતિ પ્રમાણે તમારે અત્યારે અને આ જ સ્થળે તેની શરૂઆત કરવી જોઇએ અથવા તો તમારી પોતાની રીતિ મુજબ તમે તમારી જીંદગીમાં તેનો અભ્યાસ રાખ્યાં કરજો એટલે યોગમાં તમે પ્રવીણ થઇ શકશો.' અને પછી તે માણસ જતો રહ્યો." મને તે કહે છે કે મારે ઉનાળાની રજામાં તે માણસ પાસે જવું, તેની પાસે રહેવું અને યોગ શીખવો."

"આવતી કાલે સ્હવારે મારે વહેલાં ઉઠવું અને (બની શકે તો યોગક્રિયા કરવી) ગાયત્રીના જાપ કરવા. ઠીક ત્યારે, મારે સ્હવારે વ્હેલાં ઉઠીને એમ જ કરવું."

"તા. ૧૦ મી ફેબ્રુઆરી—હું સ્હવારે વ્હેલો ઉઠું છું અને ગાયત્રીના ૧૦૦૦ જાપ કરૂં છું. પછી સાંજે તેની પાસે જઉં છું અને યોગનું પ્રથમ પ્રકરણ પૂરૂં કરૂં છું."

"તા. ૨૦ મી ફેબ્રુઆરી—અત્યારસુધી યોગને માટે કાંઇ જ થઇ શક્યું નહિ. અત્યંત દિલગીર."

(આ અરસામાં પંડિતજીને તેમના પિતાની ગંભીર માંદગીના ખબર મળ્યા હતા અને તે મુલતાન જવા નીકળ્યા હતા. ત્યાંથી પાછા ફર્યા પછી તે લખે છે:–)

"આજના દિવસનો હેતુ મોટી મુશ્કેલીથી બરાબર ગોઠવી રાખ્યો હતો, પરન્તુ બીજો દિવસ થયો કે સઘળી ગોઠવણ વીંખાઇ–પીંખાઇ ગઇ! અફસોસ!"

"તા. ૧૯ મી મે—શું હું નિયમિત થઇ શકું? હે ઇશ્વર! મારે જેવા થવું જોઇએ તેવો તુ મને બનાવજે."

"તા. ૨૫ મી મે—......ના...તરફથી એક રજીસ્ટર કરેલો પત્ર મળ્યો તે આ સાથે જોડ્યો છે. 'યોગ' સંબંધે શુભ સમાચાર છે. હાલમાં કયાંય 'યોગ' છે જ નહિ, એ વાત મને અસંભવિત જેવી લાગે છે."

"તા. ૩૦ મી જુન—મુક્તિ! તુ મારૂં સ્વપ્ન છે! તુ મારો મુખ્ય હેતુ છે! ઇશ્વર! મને તેની તરફ પ્રેરણા કર."

"તા. ૧ લી જુલાઇ—(ઉપર પ્રમાણે બે વખત)."

"તા. ૪ થા જુલાઇ—'યોગ' વિષે...ને કહ્યું."

"તા. ૮ મી જુલાઇ—બે આસન શીખ્યો."

"તા. ૧૪ મી નવેમ્બર—મારા વ્રતનો પ્રથમ દિવસ."

"તા. ૨૧ મી નવેમ્બર—આજે હું એટલો મોડો ઉઠ્યો છું કે જેથી નિશ્ચય કરૂં છું કે આજે કાંઇ પણ ખાવું નહિ, ધુંસો ઓઢ્યા વિના સૂઈ જવું અને સુતરાઉ કપડાં પહેરવાં."

"તા. ૨૫ મી નવેમ્બર—રોજ એક કલાક 'નિરોધ યોગ' પાછળ ગાળવો."

(આ પછીના બીજા જ વર્ષમાં પંડિતજીએ ગંભીર માંદગી સંબંધી વારંવાર ફરીયાદ કરી હતી તે આપણે જાણી ગયા છીએ. ખરેખર, તે વખતથી જ તેમના પ્રાણઘાતક રોગે પોતાનું દારૂણ કામ કરવા માંડ્યું હતું.)

"તા. ૭ મી મે સને ૧૮૮૮—હાલમાં કાંઇ જ કસરત થઈ શકતી નથી........લાવ, આજથી શરૂઆત કરૂં."

"તા. ૫ મી સપ્ટેમ્બર—ચિત્તની એક વ્યગ્રતા ઉપર એક આનંદદાયક સંધ્યાએ જય મેળવ્યો! મારૂં ચિત્ત સંધ્યા તરફ બહુ ખેંચાયું હતું."

"તા. ૧૦ મી સપ્ટેમ્બર—આજથી નિયમન શરૂ થાય છે."

*  *  *  *  *

આ પછી પંડિતજીએ નિયમિત રીતે લખેલી નોંધપોથી આપણે મેળવી શકતા નથી. ત્યારપછી કોઇ કોઇ દિવસે લખેલા નાના મોટા કકરા અહીં તહીં જોવામાં આવે છે ખરા; તોપણ કોઇ વાર દિવસોના દિવસો અને મહિનાના મહીના સુધી નોંધપોથી લખવાની દરકાર રખાએલી નહિ એમ તો તે નોંધપોથી ઉપરથી ખુલ્લું જણાઇ આવે છે.



# પરિશિષ્ટ अ.

સર સૈયદ અહમદખાને સ્થાપેલા જાણીતા મુસલમાન વાજીંત્ર "ધી અલીગઢ ઈન્સ્ટીટયુટ ગેઝેટ" પત્રમાં પંડિતજીના મરણ પ્રસંગે એક લેખ લખવામાં આવ્યો હતો. તે પત્રના તા. ૨૫-૩-૧૮૯૦ ના અંકમાંના તે લેખનો અનુવાદ આ નીચે આપવામાં આવ્યો છે.

## મૃત્યુલેખ.

### પંડિત ગુરૂદત્ત સાહીબ એમ. એ.

સારી આશાઓ આપનાર એક પુરૂષ કે જેણે સામાન્ય મનુષ્યજાતિનું અથવા કોઈ એક પ્રજાનું અથવા મુખ્યત્વે કરીને કોઇ એક પંથના લોકોનું સુખ વૃદ્ધિંગત કરવાની આશાઓને ઉત્પન્ન કરી હતી, તેના મરણ કરતાં વધારે દુઃખોત્પાદક પ્રસંગ આ આલમમાં બીજો શું હોઇ શકે? સ્વર્ગવાસી પુરૂષે પોતાના સામર્થ્યવડે એક પ્રજાના ગર્વની જગ્યા પ્રાપ્ત કરી હોય છે તો તેથી આ શોક વધારે ગંભીર થાય છે.

પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ. એક તેવી જ પંક્તિના પુરૂષ હતા. તેમણે યુરોપીય વિદ્યાઓ અને સાહિત્યમાં ઉચ્ચ પ્રતિનું સામર્થ્ય સંપાદન કર્યું હતું, સંસ્કૃતના તે એક મોટા પંડિત હતા અને અંગ્રેજીના એક મોટા વક્તા હતા. તેમનાં અંગ્રેજી ભાષણો સાંભળીને હરકોઇને આશ્ચર્ય ઉત્પન્ન થતું અને જો તેમની જીંદગી લંબાઇ હોત તો તે એક સુપ્રસિદ્ધ વક્તા થવા પામત.

તે લાહોર આર્યસમાજના એક મુખ્ય અંગભૂત હતા અને સૌ

કરતાં વધારે માનપ્રદ વાત એ છે કે તેમણે બીજી સઘળી બાબતો સાથેનો સંબંધ છોડી દઇને આર્યસમાજની પ્રગતિને પોતાની જાત અર્પણ કરી હતી. તેમને ઉચી અને માનભરેલી અધિકારી પદવીઓ આપવામાં આવતી હતી, પરન્તુ તેમાંની એકેનો તેમણે સ્વીકાર કર્યો નહોતો અને આર્યસમાજની પ્રગતિને જ તે પોતાના જીવનનો મુખ્ય ઉદ્દેશ માનતા હતા. તેમના બીજા સઘળા સદ્‌ગુણોને માટે આટલી સાબીતી જ બસ છે.

શોક—સોગણા શોકની વાત છે કે આવા માણસનું તા. ૧૯ મી માર્ચ સને ૧૮૯૦ ને દિવસે ૨૬ વર્ષની વયે ક્ષયના દર્દથી મૃત્યુ થયું. હજારો માણસોએ તેમના મરણનો વિલાપ કર્યો હતો અને તેમની શબવાહિનીને માન આપ્યું હતું. પણ તે સઘળું શું કામનું? એક પ્રજાકીય સંકટ આવ્યું અને ખાસ કરીને આર્યસમાજને એક મોટી ખોટ પડી તે કાંઇ મનુષ્યો દૂર કરી શકતાં નથી. અમારા મત પ્રમાણે એક મહાપુરૂષ ગમે તે પ્રજાનો કે ગમે તે ધર્મનો હોય, તો. પણ તેનું મરણ સામાન્ય મનુષ્યજાતિપર પડેલા એક મોટા સંકટ તુલ્ય જ છે અને તેથી સૌએ તેના મરણથી શોકાતુર થવું જોઈએ.



# પરિશિષ્ટ ब.

## નિશાળોમાં અષ્ટાધ્યાયીનો અભ્યાસ દાખલ કરવાના સંબંધમાં વિચાર કરવાને નીમાએલી સ્પેશ્યલ સબકમિટી તરફથી પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીએ લખેલો રિપૉર્ટ.

સબકમિટીની એક બેઠક તા. ૧૨ મી જુલાઇ સને ૧૮૮૯ ને દિવસે થઇ હતી જેમાં નીચે પ્રમાણે ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| લાલા લાલચંદ. | લાલા હંસરાજ. |
| લાલા સેનદાસ. | લાલા ગુરૂદત્ત વિદ્યાર્થી. |

ગુરૂદત્ત વિદ્યાર્થીએ એમ બતાવી આપ્યું હતું કે હાલમાં સંસ્કૃતનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના સંસ્કૃત ઉચ્ચારો બહુ ખામીવાળા, વિચિત્ર અને બેઢંગા જણાય છે, અને તેથી કરીને પ્રાથમિક શાળાઓમાં સંસ્કૃત શબ્દોના શુદ્ધ ઉચ્ચારો દાખલ થાય તેટલા માટે કાંઇક પગલાં ભરવામાં આવવાં જોઇએ. સબકમિટીના અંગભૂતો પણ આવું પગલું ભરવાની ઇષ્ટતા સંબંધે એકમત થયા હતા અને તેથી વ્યવસ્થાપક કમિટીની સમક્ષ તેઓ પોતાનો એવો અભિપ્રાય રજુ કરે છે કે ભવિષ્યમાં પ્રાથમિક શાળાઓના ૪ થા તથા ૫ મા ધોરણના શિક્ષકોએ સંસ્કૃત શબ્દોના ઉચ્ચારો 'પાણિનીની વર્ણોચ્ચારણ શિક્ષા' માં દર્શાવેલી પદ્ધતિને અનુસરીને શિખવવા જોઇએ. હું પોતે પણ એવા મતનો છું કે 'સ્થાન,' 'કારણ' અને 'પ્રયત્ન' ઉપર પાણિનીનાં જે સૂત્રો વર્ણોચ્ચારણ શિક્ષામાં આપવામાં આવ્યાં છે તે વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકો પાસેથી સમજીને પછી મ્હોંએ કરે તો તે લાભપ્રદ

થઇ પડે. અભ્યાસની એ પ્રાથમિક સ્થિતિમાં તે ગ્રંથનો તત્ત્વજ્ઞાનથી ભરેલો ભાગ બીલકુલ મૂકી દેવામાં જ આવવો જોઇએ. પરન્તુ સ્થાન, કારણ અને પ્રયત્ન પરના અધ્યાયોનું જ્ઞાન અષ્ટાધ્યાયીનો અભ્યાસ શરૂ કરવાને માટે યોગ્ય પ્રાવેશિક જ્ઞાનરૂપ અને સુગમ્યતાદર્શક થઈ પડશે.

નિશાળોના વર્ગોમાં અષ્ટાધ્યાયીનો અભ્યાસ દાખલ કરવાના સંબંધમાં લાલા લાલચંદ એવી સુચના કરે છે કે મીડલ સ્કૂલના અભ્યાસનાં ત્રણે વર્ષોમાં વિદ્યાર્થીઓએ તેઓનો હાલનો અભ્યાસક્રમ સારી રીતે પાકો કરવો જોઇએ, હિંદી ભાષામાં પ્રાથમિક સંસ્કૃત વ્યાકરણ શીખવું જોઇએ અને આખી અષ્ટાધ્યાયી અર્થ સમજ્યા વિના ગોખીને મ્હોંએ કરવી જોઇએ. આ સૂચનાનું મુખ્ય કારણ એ છે કે મિડલ સ્કૂલના વિદ્યાર્થીઓની તંદુરસ્તીને તેઓપર અભ્યાસનો સખ્ત બોજો મેલીને હરકત પહોંચાડવી તે ઇષ્ટ નથી. એટલા માટે વિદ્યાર્થીઓ ત્રણ વર્ષમાં આખી અષ્ટાધ્યાયી અર્થ સમજ્યા વિના મ્હોંએ કરી નાંખે તેટલું જ બસ છે. અષ્ટાધ્યાયીનો આવી રીતનો અભ્યાસ કરવાથી વિદ્યાર્થીઓ સંસ્કૃત વ્યાકરણ જરા પણ સમજી શકે નહિ અને તેટલા માટે-સંસ્કૃત વ્યાકરણમાં પણ તેઓ કાંઇક સમજી શકે તેટલા માટે હિંદી ભાષામાં સંસ્કૃત ભાષાનું એક પ્રાથમિક વ્યાકરણ વિદ્યાર્થીઓને શિખવવામાં આવવું જોઇએ. અભ્યાસક્રમનું બીજું શિક્ષણ કાંઈ કાઢી નાંખી શકાય જ નહિ, કારણકે જો તેમ કરવામાં આવે તો વિદ્યાર્થીઓને પરીક્ષામાં બહુ સહન કરવું પડે. આમ કરવાનો મુખ્ય હેતુ વિદ્યાર્થીઓની તંદુરસ્તી ઉપર બહુ બોજો ન કરવાનો હોવાથી, એમ ખાસ આગ્રહ કરવામાં આવતો નથી કે અષ્ટાધ્યાયી રોજ એક કલાક ફરજીઆત શિખવવામાં આવવી જ જોઇએ. આ પ્રમાણે અભ્યાસક્રમની ગોઠવણ કરવાથી એક બીજો

લાભ એ થશે કે સંસ્કૃત વ્યાકરણની સંપૂર્ણ માહિતી વિદ્યાર્થીઓ ખાત્રીભરેલી રીતે મેળવી શકશે; કારણકે, લાલા લાલચંદનો અભિપ્રાય એવો છે કે, જ્યાંસુધી અષ્ટાધ્યાયી મ્હોંએ કરવામાં આવી ન હોય ત્યાંસુધી અર્થસાથે તેનો અભ્યાસ કરવાથી કાંઈ જ લાભ થતો નથી, અને એ ક્રમાનુસાર આગળ વધવાથી જ અષ્ટાધ્યાયીના અભ્યાસનો સંપૂર્ણ લાભ મેળવી શકાશે. તેટલા માટે, આ ગોઠવણથી આખી અષ્ટાધ્યાયી વિદ્યાર્થીઓના સ્મરણમાં વજ્રલેપ થવા પામશે, અને પછી તેનો અર્થ તો તેઓ ઉપરનાં ધોરણો (એંટ્રન્સ ક્લાસીઝ)માં શીખવાનું શરૂ કરી શકે અને એ રીતે વિદ્યાર્થીઓની તંદુરસ્તીપર બોજો પડવા પામે નહિ.

આ યોજનાના સંબંધમાં મારો અભિપ્રાય એવો છે કે તે તેના શુભ આશયને નુકસાન પહોંચાડે તેવી છે. અષ્ટાધ્યાયીનો અભ્યાસ દાખલ કરવો તો ઇષ્ટ જ છે, કારણકે આધુનિક સંસ્કૃત વ્યાકરણો ભૂલભરેલાં છે અને વેદોની સમજૂતીને માટે તે જોઇએ તેવાં નથી. વળી પાણિનીના વ્યાકરણ સિવાયનાં બીજાં સઘળાં વ્યાકરણો એવી પદ્ધતિથી લખાએલાં છે કે જેથી વિદ્યાર્થીઓની આખી જીંદગી ચાલી જાય છે પણ તેઓ ભાષાનું મૂળ તાત્પર્ય સમજી શકતા નથી. ત્યારે આ યોજના તો હિંદી ભાષાનું સંસ્કૃત વ્યાકરણ દાખલ કરવાની અગત્ય સૂચવે છે, અને તેથી તે યોજના નકામી, અવૈદિક અને પાણિનીની વિરૂદ્ધ જતી લેખાવી જોઇએ. એ નિઃસંશય છે કે બીજાં વ્યાકરણો મોટા પ્રમાણમાં વાંચવાથી પાણિનીના વ્યાકરણના અભ્યાસ સંબંધે વિદ્યાર્થીઓનો ખરો મત બંધાવા પામે છે, અને તેઓ તે વ્યાકરણના અભ્યાસને

યોગ્ય રહેતા નથી; અને વળી વ્યાકરણ સંબંધે એક વિદ્યાર્થીના જે ખ્યાલો બંધાવા પામ્યા હોય છે તે ખ્યાલોની સામે થઇને ભૂલી જવાની જરૂર પડે છે અને પછી જ તે પાણિનીનો અભ્યાસ શરૂ કરી શકે છે. તેથી કરીને મારા અભિપ્રાય પ્રમાણે, આ યોજના પાણિનીના અભ્યાસને માટે સરળતા કરી આપવાને બદલે મુસ્કેલી ઊભી કરે તેવી છે. વળી લાલ સોનદાસના કહેવા પ્રમાણે, એક વિદ્યાર્થી ૪૦૦૦ સંસ્કૃત વાકયો તેનો જરા પણ અર્થ સમજ્યા વિના ગોખીને મ્હોંએ કરી જાય તે, વિદ્યાર્થીના માનસિક આરોગ્ય માટે જેટલું ભયંકર છે તેટલું બીજું કાંઇ પણ ભયંકર હોઇ શકે નહિ. કોઇ પણ બાબત સમજ્યા સિવાય ગોખી કાઢવાથી સ્મરણ-શકિત ઉપર બહુ મોટો બોજો પડે છે અને તેથી ઉલટું તેનો યોગ્ય અર્થ સમજવાથી સરળતાથી અને ઓછી મહેનતે તે યાદ કરી શકાય છે. વળી આ યોજના વિદ્યાર્થીના મગજપરનો બોજો ઓછો કરવાને બદલે તે પરનો બોજો વધારે છે. તે યોજના ન હોય તો વિદ્યાર્થીઓને માત્ર એક હિંદી સંસ્કૃત વ્યાકરણ અને તેઓનો બીજો અભ્યાસક્રમ શીખવો પડે. એક બીજી યોજના પ્રમાણે તેઓને માત્ર એકલી અષ્ટાધ્યાયી જ શીખવી પડે. પરન્તુ લાલા લાલચંદની યોજના પ્રમાણે તો વિદ્યાર્થીઓને તેઓનો બીજો અભ્યાસક્રમ, તે ઉપરાંત સંસ્કૃત વ્યાકરણ અને અષ્ટાધ્યાયી, એ સઘળું તૈયાર કરવાનો બોજો વેઠવો પડશે; વળી વધારામાં જે અષ્ટાધ્યાયીનો તેઓ અર્થ પણ સમજતા નથી તે ગોખીને મ્હોંએ કરવાનો હદ ઉપરાંતનો માન-સિક બોજો પણ તેમને વહન કરવો પડશે.

લાલા હંસરાજનો મત આ પ્રમાણે છેઃ—સંધિ, નામ, ઇત્યાદિ-પરનાં અષ્ટાધ્યાયીનાં જૂદાં જૂદાં સૂત્રોનો ઉતારો લઘુકોમુદીના ધોરણ

સુધી કરવો; આ સૂત્રો અને તેના હિંદીમાં અર્થો તથા વિવેચન સ્વામી દયાનંદ સરસ્વતીના 'વેદાંગપ્રકાશ' ઉપરથી લેઇને તેનાં વ્યાકરણનાં જૂદાં જૂદાં પુસ્તકો તૈયાર કરવાં, અને પછી સંસ્કૃત વ્યાકરણના જૂદા જૂદા વિભાગોપરનાં એ જૂદાં જૂદાં પુસ્તકો માધ્યમિક અને ઉચ્ચ મળીને પાંચ ધોરણોમાં ચલાવવાં; અને અષ્ટાધ્યાયી કૉલેજના વર્ગોમાં ચલાવવી. તે ઉપરાંત મનુસ્મૃતિ, રામાયણ અને મહાભારતના નાના નાના ટુકડાઓ એકઠા કરીને તેનું પુસ્તક માધ્યમિક તથા ઉંચા વર્ગોમાં ચાલુ અભ્યાસક્રમ ઉપરાંત ચલાવવું.

મારા અભિપ્રાય પ્રમાણે તો આ યોજના પહેલી યોજના કરતાં પણ વિશેષ હાનિકારક જણાય છે, કારણકે આ યોજનાથી વ્યાકરણના અભ્યાસની વૈદિક પદ્ધતિનો સીધી રીતે નાશ થાય છે. હું સ્પષ્ટ રીતે જણાવવા ઇચ્છું છું કે સ્વામીજીએ લઘુકૌમુદી અને સિદ્ધાંતકૌમુદી સામે હુમલો કર્યો હતો તે હુમલો કાંઇ તેમાંનાં સૂત્રોના અર્થોને માટે જ કર્યો નહોતો, પરન્તુ ખાસ કરીને તેમાંનાં સૂત્રો જે ક્રમને અનુસરીને ગોઠવવામાં આવ્યાં હતાં અને તેનો અભ્યાસ જે ક્રમ પ્રમાણે કરવામાં આવતો હતો તેને માટે જ તેમણે તે પુસ્તકોની સામે પોતાનો અભિપ્રાય આપ્યો હતો. સિદ્ધાંતકૌમુદી અને લઘુકૌમુદીમાં કેટલાંક ખોટી રીતે સમજાવવામાં આવેલાં સૂત્રો છે, પરન્તુ તેવાં સૂત્રો માત્ર ગણ્યાં ગાંઠયાં જ છે અને લઘુકૌમુદીમાં તો તેવાં સૂત્રોની સંખ્યા તે કરતાં પણ નાની છે; અને તેથી લઘુકૌમુદીમાંથી એવાં સૂત્રોને કાઢી નાંખીને તેને બદલે ખરાં સૂત્રો દાખલ કરી તેના ખરા અર્થો આપવા એ કામ માત્ર એક કલાક જેટલા થોડા વખતનું જ છે. જો આટલો જ તફાવત તેમાં હોય તો થોડો ફેરફાર અને કેટલીક

જગ્યોએ થોડો સુધારો કરીને લઘુકૌમુદી દાખલ કરવામાં કાંઇ જ વાંધો લેઇ શકાય નહિ; અને જો કદી સંસ્કૃત લઘુકૌમુદીને બદલે હિંદી–સંસ્કૃત વ્યાકરણને માટે સ્વામીજીના વેદાંગપ્રકાશમાંનાં વિવેચનોની આવશ્યકતા હોય, તો આપણને કાંઇ જ પરિશ્રમ ઉઠાવવો પડે નહિ, કારણકે લઘુકૌમુદીનું એક ઘણું સારૂં હિંદી ભાષાંતર આપણને મળી શકે તેમ છે. પરન્તુ લઘુકૌમુદીમાં આવેલા ક્રમ પ્રમાણેનાં સૂત્રોના હિંદી વિવેચનોને સ્વામીજીનું નામ આપવામાં આવે તે આપણા શ્રદ્ધાળુ આર્ય કર્ણપુટને ગમે તેટલું આનંદજનક થઇ પડે, તોપણ તેથી લઘુકૌમુદીના ક્રમમાં રહેલું ઝેર તો કદી પણ ઉતરી શકે નહિ ! લાલા હંસરાજની સૂચના નિશાળમાં ચલાવવા માટેનાં સંસ્કૃત વ્યાકરણોને સ્વામીજીનું નામ જોડીને ગર્વ ધરાવવા જેવી છે, પરન્તુ તેના વાસ્તવિક સ્વરૂપમાં તે સૂચના લઘુકૌમુદીના હિંદી ભાષાન્તરના નાના મોટા ભાગો માધ્યમિક અને ઉંચા વર્ગોમાં ચલાવવા સરખી જ છે.

આવી યોજનાથી અભ્યાસ સુધારવાનો મુખ્ય આશય બદલાઈ જવા પામે છે અને અભ્યાસક્રમ ઉલટો સુલટો થઇ જાય છે. સ્વામીજીએ પોતાના 'સત્યાર્થપ્રકાશ' માં જણાવ્યું છે કે અષ્ટાધ્યાયીનાં બે વાચન કરવાં જોઇએ. પ્રથમ વાચન અષ્ટાધ્યાયીનાં સૂત્રોના ક્રમ પ્રમાણે કરવામાં આવવું જોઇએ અને તેમાં પાઠ, પદચ્છેદ, સમાસ, ઉદાહરણ અને કાર્ય આવી જવાં જોઇએ. દ્વિતીય વાચન કેવળ પ્રયોગસિદ્ધિના હેતુથી જ થવું જોઇએ, અને તેમાં ધાતુપાઠ, ઉણાદિ કોશ, ગણપાઠ, વાર્તિક, કારિકા અને પરિભાષાનો અભ્યાસ પૂરો થવો જોઇએ. એ તો જાણીતી વાત છે કે લઘુકૌમુદી એ પ્રયોગસિદ્ધિના આશયથી રચવામાં આવેલું સંસ્કૃત વ્યાકરણ છે. તેથી કરીને જો આ-

પણે માધ્યમિક અને ઉંચા વર્ગોમાં લઘુકૌમુદી તથા કૉલેજના વર્ગોમાં અષ્ટાધ્યાયી દાખલ કરીએ, તો આપણે સ્વાભાવિક અભ્યાસનો ક્રમ જ ઉલટાવી નાંખીએ છીએ એમ કહેવાય. એ કામ ઝાડનાં મૂળીયાં ઉંચાં રાખીને ડાળીઓને નીચે રાખવા જેવું અથવા તો ભૂમિતિના મૂળ પાઠ શીખવ્યા પહેલાં વિદ્યાર્થીઓને તેના અભ્યાસપાઠ શિખવવા જેવું જ દેખાય. સ્વામી દયાનંદ લખે છે કેઃ

**तदनन्तर व्याकरण अर्थात् अष्टाध्यायीके सूत्रोंका पाठ फिर पदच्छेद फिर समास....और अर्थ....उदाहरण...उनका कार्य... सब बतलाया जाय ॥ एक वार इसी प्रकार अष्टाध्यायी पढ़ाके धातुपाठ अर्थ सहित और दश लकारोंके रूप तथा प्रक्रिया सहित ....धातुके पश्चात् उणादि गणके पढ़ानेमें सर्व सुवन्तका विषय अच्छी प्रकार पढ़ा कर पुनः दूसरी वार शंकासमाधान, वार्तिक, कारिका, परिभाषाकी घटनापूर्वक अष्टाध्यायीकी द्वितीयानुवृत्ति पढ़ावें॥ अर्थात् जो बुद्धिमान् पुरूष निष्कपटी विद्यावृद्धिके चाहनेवाले नित्य पढ़ें पढ़ावें तो डेढ वर्षमें अष्टाध्यायी (और डेढ वर्षमें महाभाष्य पढ़कर) तीन वर्षमें पूर्ण वैयाकरणी होकर वैदिक और लौकिक शब्दोंका व्याकरणसे पुनः अन्य शास्त्रोंको शीघ्र सहजमें पढ़ पढ़ा सक्ते हैं; किन्तु जैसा बड़ा परिश्रम व्याकरणमें होता है वैसा श्रम अन्य शास्त्रोंमें करना नहीं पड़ता और जितना बोध इनके पढ़नेसे तीन वर्षमें होता है उतना बोध कुग्रन्थ अर्थात्**

**सारस्वत, चन्द्रिका, कौमुदी, मनोरमादिके पढ़नेसे पचास वर्षोंमें भी नहीं हो सक्ता, क्योंकि जो महाशय महर्षि लोगोंने सहजतासे महान् विषय अपने ग्रन्थोंमें प्रकाशित किया है वैसा इन क्षुद्राशय मनुष्योंके कल्पित ग्रन्थोंमें क्योंकर हो सक्ता है? महर्षि लोगोंका आशय जहां तक हो सके वहां तक सुगम और जिसके ग्रहण करनेमें समय थोडा लगे इस प्रकारका होता है॥ क्षुद्राशय लोगोंकी मनसा ऐसी होती है कि जहां तक बने वहां तक कठिन रचना करनी जिसको बडे परिश्रमसे पढ़के अल्प लाभ उठा सकें जैसे पहाडका खोदना, कौड़ीका लाभ होना॥ और आर्ष ग्रन्थोंका पढ़ना ऐसा है कि जैसा एक गोता लगाना बहुमूल्य मोतियोंका पाना॥**

જે સંસ્થા મહાન્ સ્વામી દયાનંદના સ્મરણમાં સ્થાપવામાં આવી છે, તે જ સંસ્થા શિક્ષણને લગતા વિષયમાં તે સ્વામીજીના જ અભિપ્રાયની દરકાર ન કરે, તે તેને શોભતું કહેવાય નહિ. વળી સ્વામીજીએ પોતાનો આ અભિપ્રાય કેટલાક અનુભવો પછી અને પોતાના અમૂલ્ય જીવનસમયનું ખર્ચ કરીને બાંધ્યો છે તે પણ ભૂલી જવું જોઇએ નહિ.

આ સૂચના સંબંધે મારા વિચારો હું સંપૂર્ણ રીતે દર્શાવી રહું તે પહેલાં એક બીજી ટીકા કરવાની પણ હું જરૂર જોઉં છું. તકરારની ખાતર આપણે માની લેઈએ કે લઘુકૌમુદી માધ્યમિક અને ઉચ્ચ વર્ગોમાં શિખવવામાં આવે અને અષ્ટાધ્યાયી કૉલેજના વર્ગોમાં શિ-

ખવવામાં આવે; તો તેનું પરિણામ શું આવે તે હવે આપણે જોઇએ. કૉલેજના અભ્યાસમાં એક વિદ્યાર્થીને એકંદર ચાર વર્ષ મળી શકે છે– બે એફ્. એ. માં અને બે બી. એ. માં; અને એમ. એ. માટેનું એક વર્ષ તો જે ખાસ વિષય લેવામાં આવે તેની પાછળ જ ગાળવું પડે. આ ચાર વર્ષોમાંથી યુનિવર્સિટીના અભ્યાસક્રમની તૈયારીને માટે તો એક વિદ્યાર્થી બીજું અને ચોથું વર્ષ જ અર્પણ કરી શકે. તેથી કરીને જો અષ્ટાધ્યાયી કૉલેજમાં શિખવવામાં આવે તો વિદ્યાર્થી તેનો અભ્યાસ એક વર્ષ એફ્. એ. માં અને એક વર્ષ બી. એ. માં, એ પ્રમાણે કરી શકે. આથી તેના અભ્યાસની સંકળના તેને ફરજીઆત રીતે તોડી નાંખવાની જ જરૂર પડે; અને જો કદાચ તેમ કરવાની તેને જરૂર ન પડે, તોપણ એટલું તો સ્પષ્ટ છે કે જે વિદ્યાર્થીએ પહેલાં લઘુકૌમુદીનો અભ્યાસ કર્યો હોય તેને અષ્ટાધ્યાયીનો મુખ્ય ભાગ કાળા કાળા મંકોડા જેવો લાગે છે અર્થાત્ તે તે સમજી શકતો નથી; અને તેથી કરીને જ્યારે તેણે પોતાનું કૉલેજમાંનું જીવન પૂરું કર્યું હોય છે, ત્યારે તેને ઉણાદિ કોષ કે મહાભાષ્યનું જ્ઞાન હોતું નથી અને એકલી અષ્ટાધ્યાયી જ આવડતી હોય છે. જો આ જ પ્રકારના નમૂનેદાર સંસ્કૃત શિક્ષણથી ડી. એ. વી. કૉલેજના વિદ્યાર્થીઓને ન્યાલ કરી નાંખવાના હોય, તો હું પૂછીશ કે આપણી કૉલેજનો એક ગ્રેજ્યુએટ જે ઉણાદિ કોષ, મહાભાષ્ય, નિઘણ્ટુ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ્ કે ષડ્દર્શન એમાંનું કાંઇ પણ જાણતો ન હોય અને એકલી અષ્ટાધ્યાયી જ જાણતો હોય, તે તમારા આર્ય શિક્ષણ સંબંધી ઉચ્ચ અભિલાષોને સંતુષ્ટ કરી શકશે ખરો ? તે વેદોના ઉચ્ચ સત્યોને સમજવાને યોગ્ય બનશે ખરો ? આર્ય શિક્ષણના મૂળ તત્ત્વોમાં તેને દૃઢ બનેલો માની શકાય ખરો ? આ હીલચાલ તરફ સહાનુભૂતિ દર્શાવનારાઓએ

આ કૉલેજના સંબંધમાં જે આશાઓ લાંબા વખતથી ધારણ કરી છે તે આશાઓ જો કોઇ પણ વખતે પૂર્ણ કરવાની ધારણા રાખવામાં આવતી હોય, તો તમારી યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષાઓ કરતાં કેટલાક વધારે ઉંચા વર્ગો સ્થાપિત કરવાનો તમારે વિચાર કરવો જોઇએ. કાંઇક સુધારણા કરે તેવો અભ્યાસ પસંદ કરીને તેને દાખલ કરવાના સંબંધમાં મારે માત્ર એટલું જ કહેવાનું છે કે વ્યાકરણ નહિ જાણતા વિદ્યાર્થીઓને માટે આવો અભ્યાસ ગમે તેટલો નીતિબોધક હોય, તોપણ કેળવણીની દૃષ્ટિથી જોતાં તે વિદ્યાર્થીઓની સ્મરણશક્તિ ઉપર બોજો કરનારો થઇ પડ્યા વિના રહે નહિ.

લાલા સેનદાસનો મત એવો છે કે અષ્ટાધ્યાયીનું શિક્ષણ અજમાયશ તરીકે દાખલ કરવામાં આવવું જોઇએ, એટલે કે અર્થ અને સરલ ઉદાહરણ સાથે અષ્ટાધ્યાયીનું શિક્ષણ એક વર્ષને માટે પહેલા માધ્યમિક વર્ગમાં અને નવમા ઉચ્ચ વર્ગમાં અજમાયશ તરીકે દાખલ કરવામાં આવવું જોઇએ. એક વર્ષ સુધી એ યોજના પ્રમાણે કામ થયા પછી તે વિષેનો રિપોર્ટ કરવામાં આવે અને જો તે યોજના ઇષ્ટ માલૂમ પડે, તો તે આખી યોજના સઘળા માધ્યમિક અને ઉચ્ચ વર્ગોમાં એકસરખી રીતે દાખલ કરી દેવી. પરન્તુ તે સાથે વળી તે એવી ઇચ્છા વ્યક્ત કરે છે કે પહેલા માધ્યમિક વર્ગમાં રોજ એક કલાક અષ્ટાધ્યાયીનું શિક્ષણ આપવામાં આવે, તેની સાથે સાથે અભ્યાસક્રમનું બીજું શિક્ષણ પણ ચાલુ જ રાખવામાં આવવું જોઇએ, કારણકે તે એમ માને છે કે અભ્યાસનાં પુસ્તકોના પાઠ વાંચવાની ચાલુ ટેવ રાખવાથી જ વિદ્યાર્થી પરીક્ષામાં પસાર થવાને યોગ્ય બની શકે છે. આ અભિપ્રાય સાથે હું બહુ અંશે મળતો થઉં છું, પરન્તુ

અષ્ટાધ્યાયીનું શિક્ષણ અજમાયશ તરીકે દાખલ કરવામાં આવે તે તરફ હું સહાનુભૂતિ દર્શાવી શકતો નથી. આગળ દર્શાવેલાં કારણોને લીધે હું અષ્ટાધ્યાયીના શિક્ષણને કૉલેજમાં દાખલ કરવાની ખાસ અગત્ય માનું છું, અને તે વિષે હું બીજો કાંઇ પણ મત દર્શાવી શકું નહિ. આપણે અષ્ટાધ્યાયીનુ શિક્ષણ દાખલ કરવું જ જોઇએ, તોપણ પરીક્ષાને માટે ઉતાવળે તૈયાર થતા વિદ્યાર્થીઓના લાભને માટે નિશાળમાં તે ક્રમે ક્રમે અને બંધ બેસતી રીતે દાખલ કરવામાં આવે તે પ્રકારની છૂટ આપવાને મને કાંઇ જ વાંધો નથી.

વળી મારો અભિપ્રાય એવો પણ છે કે આઠમા માધ્યમિક અને દશમા ઉચ્ચ વર્ગ સિવાય બીજા બધા વર્ગોમાં હાલનાં અભ્યાસનાં પુસ્તકોનું શિક્ષણ અપાતુ બિલકુલ બંધ જ કરવું. આથી માધ્યમિક વર્ગોના વિદ્યાર્થીઓને એકલી અષ્ટાધ્યાયીના અભ્યાસમાટે આખાં બે વર્ષ અને પ્રવેશક વર્ગના વિદ્યાર્થીઓને તે માટે આખું એક વર્ષ મળી શકશે. આ રીતિ ગ્રહણ કરવાથી વિદ્યાર્થીઓના આરોગ્યને કશી ઇજા પહોંચશે નહિ, એટલું જ નહિ પણ કેળવણીને લગતાં ઉતરતાં ધોરણોમાં એટલે કે માધ્યમિક અને ઉચ્ચ વર્ગોમાં પણ વિદ્યાર્થીઓ સંસ્કૃતનું ઉત્તમ જ્ઞાન ધરાવતા થશે. પરન્તુ પહેલા બે માધ્યમિક વર્ગોમાં અને એક પ્રવેશક વર્ગમાં માત્ર વિદ્યાર્થીઓના આરોગ્યના કારણને લીધે જ અભ્યાસક્રમને લગતુ શિક્ષણ બિલકુલ બંધ કરવાનો હું આગ્રહ કરી શકતો નથી. મારી મુખ્ય દલીલ એ છે કે હાલનાં અભ્યાસનાં પુસ્તકો બહુ જ ખામીભરેલાં છે અને તે પુસ્તકો વિદ્યાર્થીઓને એવા પ્રકારની ઓગણીસમી સદીની નવી ઉપજાવી કાઢેલી સંસ્કૃત ભાષા શીખવે છે કે જે એ પુસ્તકોના કર્તાઓ સિવાય બીજા-

ઓનાં મગજમાં ભાગ્યે જ હોઇ શકે. દાખલા તરીકે હું પાઠોપકારક ભાગ ૨ જામાંથી થોડો ઉતારો કરૂં છું, કે જે ઉપરથી જણાશે કે તે કરતાં વધારે ખરાબ સંસ્કૃત શિખવનારૂં બીજું કોઇ પુસ્તક ભાગ્યે જ અસ્તિત્વ ધરાવતું હશેઃ—

| પૃષ્ઠ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૧૩. | योहि द्यावा पृथिव्यी सृष्टवान् । | यो हि द्यावापृथिवी सृष्टवान् ॥ |
| | एकं ब्रह्म द्वितीयो नास्ति। | एकमेवाद्वितीयं ब्रह्म અથવા एकं ब्रह्म द्वितीयं नास्ति ॥ |
| | मानृतं वक्तव्यं । | अनृतं मा वाचि અથવા अनृतं न वक्तव्यं ॥ |
| ૧૪. | आत्मनः पिता माता च माननीयेति । | आत्मनः पिता माता च माननीयाविति ॥ |
| | मा हिंस्यात् सर्वभूतानि। | मा हिंसीः सर्वाणि भूतानि ॥ |
| | अतएव शास्त्रस्य लिखनं। | अतएव शास्त्रस्य लेखनं ॥ |
| | ये लोकाः परमेश्वरस्य सर्वाज्ञाः पालयन्ति तेषां किंफलं भषति । | ये मनुष्याः परमेश्वरस्य सर्वाज्ञाः पालयन्ति तेभ्यः किंफलं भवति ॥ |

આવા પુસ્તકને શુદ્ધ કરવાની કાંઇ જ જરૂર નથી. તેના દરેક પૃષ્ઠમાં દશ કરતાં ઓછી ભૂલો ભાગ્યે જ જોવામાં આવશે.

કૉલેજના વર્ગો માટેના સંસ્કૃત અભ્યાસની યોજનાના સંબંધમાં

લાલા હંસરાજ, લાલા લાલચંદ અને લાલા સેનદાસનો અભિપ્રાય એવો છે કે કૉલેજના વર્ગો માટેની યોજના એકદમ દાખલ કરી દેવી નહિ; જ્યાંસુધી કૉલેજના વર્ગો એવો અભ્યાસક્રમ ઉપાડી લેવાને યોગ્ય થાય નહિ ત્યાંસુધી આ યોજના દાખલ કરવાનો વિચાર મુલ્તવી રાખવો.

છતાં મારો અભિપ્રાય એવો છે કે જ્યારે આવી યોજના દાખલ કરવાનો યોગ્ય સમય આવી પહોંચે ત્યારે ભવિષ્યમાં તેને દાખલ કરવામાં અનાવશ્યક વિલંબ થવા પામે નહિ, તેટલા સારૂ એ યોજનાની યોગ્યતા–ઈષ્ટતા સંબંધી નિશ્ચય તો અત્યારે જ કરી વાળવો, કે જેથી તે યોજનાને કૉલેજના વર્ગોમાં વ્યવહારૂ રીતે દાખલ કરવાનું કામ પછીથી સુતર થઇ પડે.

રાય મુલરાજ એમ. એ., પી. સી. આર. સી. એસ. સબકમિટીની એકકે બેઠકમાં હાજરી આપી શક્યા નથી, તોપણ તેમણે પોતાનો અભિપ્રાય સબકમિટી ઉપર પત્રદ્વારાએ મોકલી આપવાની કૃપા કરી છે, જે પત્ર વ્યવસ્થાપક કમિટી આગળ રજુ કરવામાં આવે છે.

તા. ૨૭ મી જુલાઇ સને ૧૮૮૯. } ગુરૂદત્ત વિદ્યાર્થી.



# પરિશિષ્ટ क.

## રાય મુલરાજનો પત્ર.

વ્હાલા સાહેબ,

દયાનંદ કૉલેજની વ્યવસ્થાપક મંડળીની સમક્ષ સંસ્કૃત અભ્યાસક્રમ દાખલ કરવાનો જે સવાલ તે વિષે વિચાર કરવાને રજુ કરવામાં આવ્યો હતો તે માટે નીમાએલી સબકમિટીની બેઠકમાં હું હાજરી આપી શકું તેમ નહિ હોવાથી હું તે વિષયપરનો મારો અભિપ્રાય દર્શાવવા માટે આ પત્ર લખું છું.

મને ખબર છે કે "વર્ણોચ્ચારણ શિક્ષા" અને "સંસ્કૃત વાક્યપ્રબોધ" એ બે હાલમાં કરાવવામાં આવતા અભ્યાસની યોજનામાં સમાઈ જાય છે. જોકે તે પ્રાથમિક પાંચમા ધોરણમાં પૂરાં કરી શકાય છતાં તે પુસ્તકો સામે મને કશો વાંધો નથી.

અષ્ટાધ્યાયીના સંબંધમાં જણાવતાં કહીશ કે જો તે નિશાળમાં શિખવવામાં આવે તો હું બહુ જ ખુશ થઇશ. જે એક સવાલ માત્ર ઉપસ્થિત થાય છે તે એ છે કે તેનું શિક્ષણ લાભપૂર્વક અને માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓના આરોગ્યપર ભારે બોજો ન થવા દેઇને તેઓના બીજા અભ્યાસમાં આડે આવ્યા વિના આપી શકાય કે નહિ. અષ્ટાધ્યાયીના કયા કયા ભાગો દરેક વર્ગમાં શિખવવામાં આવવા જોઇએ તે સંબંધે નિશ્ચિત સૂચન કરવાને પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થીને વિનતિ કરવામાં આવવી જોઇએ. આ બાબત સંબંધે પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી

તરફથી જો માહિતી પૂરી પાડવામાં આવે તો આ સંબંધે વધારે સારો નિર્ણય કરી શકાય એવો મારો અભિપ્રાય છે.

વિદ્યાર્થીઓને જો તેમના સંસ્કૃત અભ્યાસક્રમ ઉપરાંત પિંગલસૂત્ર, ઉણાદિકોષ અને ભૂમિકા એ બધું શીખવાનું હશે તો દયાનંદ કૉલેજમાં અભ્યાસ કરવાને હમણાં ઘણા વિદ્યાર્થીઓ મળી આવશે કે કેમ તે વિષે મને સંશય રહે છે. એ બધું અભ્યાસમાં દાખલ કરવાનું પરિણામ એ આવશે કે વિદ્યાર્થીઓ સંસ્કૃતને બદલે પર્શ્યનને બીજી ભાષા તરીકે લેવાને દોરાશે અને જો પર્શ્યનનું શિક્ષણ કેવળ કાઢી નાંખવામાં જ આવશે તો ઘણા જ થોડા વિદ્યાર્થીઓ દયાનંદ કૉલેજમાં દાખલ થવાની દરકાર રાખશે.

જો અત્યારે આપણે સ્કૂલમાં અને કૉલેજમાં અષ્ટાધ્યાયીના નાના મોટા વિભાગો દાખલ કરી શકીએ, તો તે એક મહત્ત્વનું કાર્ય થયું લેખાય.

| | |
|---|---|
| લાહોર. | અંતઃકરણપૂર્વક આપનો જ. |
| તા. ૩ જી જુલાઇને સને ૧૮૮૯. | મુલરાજ. |



# પરિશિષ્ટ ડ.

## માંસાહાર વિષે ટૂંકી નોંધ.

तत्राहिंसासत्यास्तेयब्रह्मचर्य्यापरिग्रहा यमाः ॥

योगसूत्र २ ॥ ३० ॥

तत्राहिंसा सर्वथा सर्वदा सर्वभूतानामनभिद्रोहः । उत्तरे च यमनियमास्तन्मूलास्तात्सिद्धिपरतया तत्प्रतिपादनाय प्रतिपाद्यन्ते ॥ तदवदातरूपकारणायैवोपादीयन्ते । तथा चोक्तं स खल्वयं ब्राह्मणो यथा यथा व्रतानि बहूनि समादित्सते तथा तथा प्रमादकृतेभ्यो हिंसानि दानेभ्यो निवर्त्तमानस्तामेवावदातरूपामहिंसां करोति ॥ व्यासभाष्ये ॥

जातिदेशकालसमयानवछिन्ना सार्वभौमा महाव्रतम् ॥

॥ यो० २ ॥ ३१ ॥

तत्राहिंसा जात्यवछिन्ना मत्स्यवधकस्य मत्स्येष्वेव नान्यत्र हिंसा सैव देशावच्छिन्ना न तीर्थे हनिष्यामीति । सैव कालावच्छिन्ना न चतुर्दश्यान्नपुण्येऽहनि हानिष्यामीति । सैव त्रिभिरुपरतस्य समयावछिन्ना देवब्राह्मणार्थे नान्यथा हनिष्यामीति । यथा क्षात्रियाणाम् युद्ध एव हिंसा नान्यत्रेति । एभिर्जातिदेशकालसमयै-

रनवच्छिन्ना अहिंसादयः सर्वथैव परिपालनीया । सर्वभूमिषु सर्व विषयेषु सर्वथैवाविदितव्यभिचारा । सार्वभौमा महाव्रतमित्युच्यते॥

॥ व्यासभाष्ये ॥

वितर्काहिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोधमोहपूर्वका मृदुमध्याधिमात्रा दुःखज्ञानानंतफला इति प्रतिपक्षभावनम् ॥

यो० २ ॥ ३४ ॥

तथा चाहिंसकः प्रथमं तावद्वध्यवीर्य्यमाक्षिपति ततः शस्त्रादिनिपातेन दुःखयति ततो जीवितादपि मोचयति ततो वीर्य्याक्षेपादस्य चेतनाचेतनमुपकरणं क्षीणवीर्य्यं भवति दुःखोत्पादान्नरकतिर्यक् प्रेतादिषु दुःखमनुभवति जीवितव्यपरोपणात्प्रतिक्षणं च जीवितात्यये वर्तमानो मरणमिच्छिन्नपि दुःखविपाकस्य नियतवेदनीयत्वात् कथंचिदेवोच्छ्वसिति यदि च कथंचित् पुण्यावापगता हिंसा भवेत्तत्र सुखप्राप्तौ भवेदल्पायुरिति ॥

भूर्भुवः स्वः सुप्रजाः प्रजाभि स्या॑ᳪ सुवीरो वीरैः सुपोषः पोषैः । नर्य प्रजां मे पाहि श॑ᳪस्य पशून्मे पाहि अथर्य पितुं मे पाहि ॥

३ ॥ ३७ ॥

दृते दृᳪह मा मित्रस्य मा चक्षुषा सर्वाणि भूतानि समीचन्ताम् । मित्रस्याहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे मित्रस्य चक्षुषा

समीक्षामहे ॥ ३६ ॥ १८ ॥ ऋग्वेदसूक्त १२१ ॥

ये वाजिनं परिपश्यन्ति पक्कं य ईमाहुः सुरभिर्निर्हरेति । ये चर्वितो मांसभिक्षामुपासत उतो तेषामभिगूर्त्तिर्न इन्वतु ॥

ऋ० १ । १६२ ॥ १२ ॥

यन्नीक्षणं मास्यचन्या उखाया या पात्राणि यूष्ण आसेचनानि । ऊष्मण्यापिधाना चरूणामंकाः सूनाः परिभूषन्त्यश्वम् ॥

ऋ० १ । १६२ ॥ १३ ॥

ब्रह्म च क्षत्रं च राष्ट्रं च विशश्च त्विषिश्च यशश्च वर्चश्च द्रविणं च ॥१॥ तदुष्टे भोजने न विद्यते । दुष्टं हिंसायाम् ॥

वैशेषिक दर्शन ॥

